# પ્રથમ આવૃત્તિના નિવેદનમાંથી

"ભાષા છપાઈ વગેરેની ભૂલો બીજી આવૃત્તિમાં સુધારી લેવામાં આવશે. બીજી આવૃત્તિ ! વ્યાપારી ગુજરાતમાં મૂળ તો વાચનનો અભાવ, તેમાં વળી યોગનો ગ્રંથ ! એટલે બીજી આવૃત્તિ નીકળવાની આશા કેટલાંક આશાવાદી પ્રકૃતિનાં માણસો જ રાખી શકે.

ગુજરાતને એક જ સૂચના કરવાની રજા લઉં છું. હિંદની સંસ્કૃતિના જુદા જુદા પ્રતિનિધિઓને તેં જોયા નથી. તેં માત્ર બેને જ જોયા છે. હિંદની રાષ્ટ્રીય જાગ્રતિનું પ્રભાતિયું ગાનાર કવિ રવીન્દ્રનાથને તું જાણે છે; વેદધર્મનો પુનરૂદ્ધાર કરનાર સ્વામી દયાનંદને કદાચ તે જાણ્યા હશે; હિંદ ખાતર અથાગ શ્રમ સાથે તપશ્ચર્યા કરનાર મહાત્મા ગાંધીનાં તેં દર્શન કર્યાં છે. તો, આર્યાવર્તને માટે મંદન કરી બંગાળાના વિચારને દોરવા માટે જેલમાં વસી આવેલા તથા પોંડીચેરીમાં કરેલી તપસ્યાને પરિણામે મધુર સ્વરે આર્યાવર્તને અને આખી માનવજાતિને પોતનું સંગીત સુણાવી રહેલા રાજહંસ જેવા શ્રીઅરવિંદનો સંદેશો પણ તું સાંભળ. શું સ્વીકારવું અને શેનો ત્યાગ કરવો એ તારી પોતાની મુન્સફી પર છે."

૨૦ : ૧ : '૨૩.

# પ્રથમ આવૃત્તિની ભૂમિકામાંથી ઉદ્ધૃત

પૂર્ણયોગની દૃષ્ટિએ જ્ઞાનયોગનો અભ્યાસ આ ખંડમાં આપવામાં આવ્યો છે. આ ભૂમિકામાં એ જ્ઞાનયોગનો પ્રાચીન, પ્રચલિત જ્ઞાનમાર્ગ સાથે સંબંધ, જ્ઞાનયોગનો ઉદ્દેશ, જ્ઞાનાવસ્થા તથા જ્ઞેયનું સ્વરૂપ, જ્ઞાનપ્રાપ્તિનાં કરણો, તેની પદ્ધતિ તથા તે દ્વારા મળતી મુક્તિ, જ્ઞાનયોગમા પ્રાપ્ત થતી પૂર્ણતા યાને સિદ્ધિ વિષે કાંઇક ચર્ચા કરીશું.

એ વિષય શરૂ કરતાં પહેલાં કેટલાક સામાન્ય ટીકાકારોને સંતોષવા આપણે પ્રયત્ન કરીશું. જેમ મહાભારતના યુદ્ધમાં બન્ને બાજુ સજ્જ થઈ રહ્યા પછી પ્રત્યેક મહારથીએ "शङ्खं दध्मौ पृथक् पृथक् પોત પોતાનો જુદો વિજય-શંખ ફૂંક્યો" તેમ વળી આટલી બધી તત્ત્વજ્ઞાનની નવી પદ્ધતિઓના, નવી શોધખોળોના, તથા જીવનકલહના આ પ્રગતિમાન જમાનામાં વળી નવો જ્ઞાનયોગ કાઢીને તે શું કામ હતું એવો પ્રશ્ન કેટલાક બુદ્ધિશાળી લોકોને થાય એ સ્વાભાવિક છે. આવા ગ્રંથમા નવીન શું છે? બધુ જ આપણા વેદ, ઉપનિષદ વગેરે ગ્રંથોમા આપવામાં આવેલું જ છેઃ નકામું નવુ નવું કાઢીને વાંચવાનું વધારી મૂકવામાં આવે છે. આવી પ્રશ્નપરંપરા રૂઢિરક્ષક વૃત્તિવાળા લોકો પણ કરે તો આશ્ચર્ય નહિ.

નવીનતા આ જ્ઞાનયોગમાં કદાચ મળી પણ આવે; પરંતુ તેને માટે નિષ્પક્ષપાત દૃષ્ટિથી અવલોકન કરવાની સમવૃત્તિની પ્રથમ જરૂર છે. "જુનું એટલું જ સારૂં" એવો એક સર્વમાન્ય સિદ્ધાંત રૂઢિરક્ષક માનવોના મનમા બંધાઇ ગયેલો હોય છે. પરંતુ તેથી ઉલટો "નવું એટલું બધું જ ખરાબ અથવા બીનજરૂરી" એવો મત પણ તેમનામાં પ્રચલિત હોય છે. પરંતુ એવા પ્રશ્નોની પરંપરાથી જીવનનો કોયડો આપણે કદી પણ નહિ ઉકેલી શકીએ. એકના એક પુસ્તક ઉપર કેટલી બધી પરસ્પર વિરોધી ટીકાઓ લખાઇ છે, તથા પ્રાચીન ધર્મશાસ્ત્રોના નામ તળે કેવા આગ્રહી મતભેદો, એકદેશીય મીમાંસાઓ તથા સંપ્રદાયના વાડાઓ આવી રહ્યા છે. તે જોતાં એ મર્મમા રહેલા ઉપયોગી સત્યોને સ્ફુટ કરવાની તથા આધુનિક માનવની બુદ્ધિમા તે સત્યો બરાબર ઉતરે એવી રીતે તેમને ગોઠવવાની ઘણી જ જરૂર હતી અને હજી પણ છે. શ્રીઅરવિંદના વિચારમિનારની આ વ્યવસ્થામાં વાચનારને **નવીનતા** જણાયા વિના રહેશે નહિ એવી અમારો તો ખાત્રી છે. અર્જુનનું મન જેમ યુદ્ધ સમયે **શ્રુતિ વિપ્રતીપન્ન** યાને શાસ્ત્રોના પરસ્પર વિરોધી મતોને લઇને ગુંચવાઇ ગયેલું હતું તેમ હમણા પણ કેળવાયલા વર્ગના મનમા પૂર્વ અને પશ્ચિમના આદર્શો, વિચારો અને મતમતાંતરોને લઇને ગડભાંગમા પડી જાય એ બનવાજોગ છે. આવે સમયે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના સિદ્ધાંતોનુ

શ્રીઅરવિંદનું એકીકરણ ખાસ કરીને માર્ગદર્શક થઈ પડવાનો સંભવ છે, એવું અમારૂં માનવું છે. અને એવું માનીને જ અનેક શંખો ફૂંકાઇ રહ્યા છે તેમાં શ્રીઅરવિંદના ગ્રંથોનો શંખધ્વનિ ઉમેરવાની અમે હિંમત કરી છે. તેમાં કોઇને અર્જુનના દેવદત્ત શંખનો, તો કોઇને શ્રી કૃષ્ણના પંચજન્યનો ધ્વનિ સંભળાય એ પણ બનવાજોગ છે. ગમે તેમ હોય, પરંતુ એટલું તો નક્કી જ છે કે શ્રીઅરવિંદના વિચારમિનારમાં કેવળ વ્યવસ્થાની જ નહિ પરંતુ સાક્ષાત્કારની વિશાળતાની, સિદ્ધાંતોના સર્વગ્રાહીપણાની નવીનતા તો રહેલી જ છે. યોગાભ્યાસના નહિ ખેડાયલા, નહિ વર્ણવાયલા પ્રદેશોનું આવુ સ્પષ્ટીકરણ, અને બુદ્ધિમાં ઉતરી જાય એવુ તર્કસિદ્ધ પ્રતિપાદન સંસ્કૃત કે પ્રાકૃતમાં મળી આવવું મુશ્કેલ છે.

વળી, અત્યારે માનવજાતિને જોઇએ છીએ તે શાસ્ત્રો, સંપ્રદાયો કે એકદેશીય મીમાંસાની પદ્ધતિઓ નહિ પરંતુ સર્વ શાસ્ત્રોની શુષ્ક વિધિઓનાં, સર્વ ધર્મોના આગ્રહી અને પરિમિત મંતવ્યોના, તથા સર્વ સંપ્રદાયોના વાડાઓનાં તથા સર્વ પ્રકારની એકદેશીયતાનાં બંધનોને વટાવીને સમન્વયયુક્ત અને અનુભવસિદ્ધ જ્ઞાન માનવજાતિને આપી શકે એવી વિશાળ આધ્યાત્મિકતાની જરૂર છે. એ જરૂર કદાચ શ્રીઅરવિંદનાં પુસ્તકોના પ્રચારથી પૂરી પડે એ શક્ય લાગે છે. ”

૨૦ : ૧ : ૧૯૨૩

# નિવેદન

## :આવૃત્તિ બીજી:

સને ૧૯૨૩મા જ્યારે પહેલી આવૃત્તિના નિવેદનમાં "ભાષા, છપાઈ, વગેરેની ભૂલો બીજી આવૃત્તિમાં સુધારવાનું" મેં વચન આપ્યું, ત્યારે પણ બીજી આવૃત્તિ નીકળવા વિષે મેં સાશ્રય શંકા દર્શાવેલી. પરંતુ એક જીજ્ઞાસુ વેપારી ગૃહસ્થની અયાચિત, સાત્વિક સહાયથી તે શંકાનું નિવારણ થઇ શકયું, ત્યારે મને જણાયું કે પ્રથમ આવૃત્તિ સુધારવાનું કામ કેટલું અગત્યનું હતું! પૂર્ણયોગના પહેલા ખંડની પ્રસ્તાવનામાં પૂર્ણયોગનો અનુવાદ કરવાની મારી શક્તિમા મેં સને ૧૯૨૨ મા શંકા દર્શાવેલી, અને તેનો જ પડઘો જ્ઞાનયોગના ઉપર ટાંકેલા નિવેદનમાં જણાય છે.

અને જ્ઞાનયોગની સુધારણા કરવાનું કામ હાથમાં લેતા મને સખેદ એમ થયું કે "આવી ભૂલોવાળા અનુવાદને મેં પાસ થવા જેટલા દોકડા શી રીતે આપ્યા હતા?" મારી એ ભૂલને માટે સબળ કારણ હોય તો તે હું માનું છું કે આ પ્રમાણે હતું શબ્દે શબ્દનો અનુવાદ કરવા કરતાં મૂળના ભાવને વળગી રહેવા ઉપર તે વખતે મારૂં ધ્યાન વધારે હતું. એટલે મૂળનો કોઇ વિચાર અનુવાદમાં રહી ન ગયો હોય એ બને, પરંતુ વાક્યરચનામાં થતા અને

કરેલા ફેરફારો અનુવાદમાં મને અસંતોષકારક લાગ્યા, એ મારે કબૂલ કરવું જ જોઇએ. મૂળમાં વિચારની રજુઆતમાં વધારે ઓછી જે અર્થભારની વહેંચણી છે તેને અનુવાદમાં ઉતારવા માટે આ આવૃત્તિમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ જ્ઞાનયોગ ખરૂં જોતાં બીજી આવૃત્તિ નથી પરંતુ તદ્દન ફરીને લખેલો, લગભગ નવો જ, અનુવાદ છે એમ કહેવું વધારે યોગ્ય છે. પંદર વર્ષ પછી એના એ અનુવાદમાં ફેરફાર કરવાનું ન સૂઝે એમ તો ક્યાંથી બને? અનુવાદ કરનારની તથા ભાષાની શક્તિ પણ કાંઇક ખીલે, મૂળમાં અર્થભારની વહેંચણી કાંઇક વધારે સમજાય અને તે પ્રમાણે સ્વભાષામાં તેને રજુ કરવાનો પ્રયત્ન પણ કાંઇક અંશે વધારે સરળ થાય એ સ્વાભાવિક છે. પરંતુ એમ કહીને પ્રથમ અનુવાદની અપૂર્ણતાનું હું માર્જન કરવા મુદ્દલે વાંછતો નથી.

જવાબદાર અનુવાદકનું કામ મુશ્કેલીભરેલું છે. તેમાંય શ્રીઅરવિંદના વિચારોને બીજી ભાષામાં રજુ કરવાનું કામ વધારે મુશ્કેલ છે. મૂળ તો લેખકની સમર્થ, વેધક, આર્ષ દૃષ્ટિ, અંગ્રેજી જેવી સુસમૃદ્ધ ભાષા, તેના ઉપર શ્રીઅરવિંદનો અસાધારણ કાબુ: એ બધાં કારણોને લઇને તેમનાં લખાણમાં સ્ફટિકના જેવી વિશદ ઓજસ્વિતા છે, એક પછી એક, હારબંધ, વ્યવસ્થિત કૂચ કરતી કોઇ મહાન સૈન્યની ટુકડીઓ જેમ રીતસર હુમલા કરી સામા મોરચાઓ સર કરતી જાય, તેવી તર્કપરંપરાની વિજયી શ્રેણીઓ વાંચનારના

મનમાં પોતાનું આધિપત્ય જમાવતી જાય છે. ભાષા ઉપરના અસાધારણ પ્રભુત્વને લઈને તેઓશ્રી એ પરભાષાને પણ પોતાના ઉપયોગને ખાતર ઘડે છે, વાળે છે અને વધારે સમૃદ્ધ અને અલંકૃત બનાવે છે. હીરાના અનેક પહેલોની પેઠે એક કેન્દ્રસ્થ વિચારની જુદી જુદી બાજુઓ એમનાં લખાણમાં પ્રમાણસર ગોઠવાઈ ગયેલી જણાય છે. અને એ કાર્ય બુદ્ધિપુરઃસર ગોઠવણ કરનાર સંયોજક એક પ્રદર્શન ગોઠવે તેવી રીતે નહિ, પરંતુ પૂર્ણ સિક્ત–(સંપૃક્ત) દ્રાવણમાં આપોઆપ બંધાતા સ્ફટિકની સાહજિકતાથી સધાતું આપણને જણાય છે.

અનુવાદકને આ સો વાના યથાશક્તિ મેળવવા પડે છે; અને જેટલાં મેળવાય તેટલું એનું ધન્યભાગ્ય ! એ બધાંમાં માતબર કહેવડાવવા જેટલી ધૃષ્ટતા મારામાં નથી. મારો અધિકાર છે, મૂળ લખાણોની કદરમાં, તેમના નાવિન્યને વધાવનાર ઉત્સાહમાં, સ્વપ્રયત્નમાં, અભ્યાસમાં અને સતત સુધારણાની જાગ્રત તત્પરતામાં. વળી, આપણી અલ્પ વિકસિત ભાષાનો પણ દોષ કાઢવો નિરર્થક લાગે છે. અણઘડ કારીગર જેમ ઓજારનો દોષ કાઢે તેવું પણ તે કેટલાકને લાગે છતાં સામુદાયિક પ્રગતિને પરિણામે જ ભાષા જેવું સાર્વજનિક સાધન તૈયાર થાય એનો અસ્વીકાર થઈ શકે તેમ નથી.

ખરું છે, શ્રીઅરવિંદનાં લખાણો સહેલાં નથી; પરંતુ તેનું મુખ્ય કારણ એ નથી કે તેમની ભાષા અઘરી છે. જે પ્રશ્નો તેઓ ચર્ચે છે તે માનવજાતિના મૌલિક, ઉંડામાં ઉંડા અને જુનામાં જુના જટિલ પ્રશ્નો છે. વળી, જનસકળને પોતાના વિચારો સુલભ કરવાના હેતુથી શ્રી-અરવિંદ લખતા નથી. એ પણ ધ્યાનમાં રાખવાનું છે. હાલમાં પ્રસિદ્ધ થયેલાં તેમનાં કેટલાંક પુસ્તકો તો પુસ્તકો તરીકે લખાયાં પણ નથી. આશ્રમમાં અને બહાર રહેનારા શિષ્યમંડળને તેમણે પ્રશ્નોના જે ઉત્તરો આપેલા તે એ પુસ્તકોમાં સંગ્રહિત કરવામાં આવ્યા છે. આમ તેઓ જીજ્ઞાસુઓના મનના સમાધાન માટે લખે છે, પ્રચાર માટે નહિ. એટલે જેમનામાં જીજ્ઞાસા ન હોય તેમને એ લખાણો સમજવા મુશ્કેલ પડે એ સંભવિત છે. બધા જ જિજ્ઞાસુ છે એમ માની લેવું એ તો ભોળપણ છે.

પંખીની માદા પોતાનાં બચ્ચાં માટે ખોરાકને ચાવીને હલકો અને સુપાચ્ય બનાવે છે, તેમ આધ્યાત્મિક સત્યોની બાબતમાં થવું જોઇએ એમ ઘણીવાર કહેવામાં આવે છે. આ એક અર્ધ સત્ય છે. જગતના આરંભથી આજ સુધી એવા ઘણા તાત્ત્વિક વિચારો, સિદ્ધાંતો, અને સત્યો માનવજાતિ આગળ પડયા છે. સામાન્ય માનવે તેમનો વ્યવહાર લાભ લીધો છે કે કેમ એ એક પ્રશ્ન છે. તેની આધ્યાત્મિક સત્યોને પાચન કરવાની શક્તિ ખીલી છે કે કેમ એ પણ જોવાનું છે.

એટલે, જે ખોરાક મજબૂત જઠરવાળાઓ માટે તૈયાર કરવામાં આવ્યો હોય તેને હલકો બનાવવા માટે તેમાં પાણી ઉમેરવાથી તે સુપાચ્ય બને કે કેમ એ તો એક પ્રશ્ન રહે છે, પણ તેનો સ્વાદ તો જરૂર બગડે એ લગભગ ખાત્રીપૂર્વક કહી શકાય. પરિણામ માત્ર એટલું જ આવવાનો સંભવ છે કે ખોરાક નિરર્થક જાય છે, અને સ્વાદ તો છેક જ મારી જાય છે. અનુવાદ કરનાર અમલ લખાણમાં પાણી રેડીને તે રજુ કરે એવી આશા રાખવી વ્યાજબી લાગતી નથી. કારણ કે અસલના ભાવ, વિચાર, અર્થ ઉપરાંત અસલના રૂપને પણ જેટલું વફાદારીથી સ્વભાષામાં, તેનું ખૂન કર્યા વિના, રજુ કરી શકાય તેટલું કરવું, એ પણ અનુવાદકની ફરજ છે એમ મને લાગે છે.

માનવજ્ઞાનનો સમન્વય કરવાના હેતુથી શ્રીઅરવિંદે 'આર્ય' નામનું માસિક કાઢયું હતું. યોગમાર્ગનો સમન્વય–પૂર્ણયોગ–તેમાં દર માસે એક પ્રકરણ રૂપે પ્રગટ થયેલો. પ્રાચીન માનસશાસ્ત્રની પ્રયોગાત્મક અનુભૂતિઓનો સ્વીકાર કરીને તેમાં શ્રીઅરવિંદ આધુનિક માનવ સંસ્કૃતિને જરૂરી જીવનતત્ત્વો કેવી રીતે વણી લે છે, તથા એ આખીએ મીમાંસાને સ્વાનુભવનો અનેરો રંગ કેવી સફળતાથી લગાવે છે, અને છેવટે એ આખો વિચારમિનાર કેવળ શુષ્ક જડ મિનાર નહિ પરંતુ કેવું કલાસભર, સુંદર અને જીવંત સર્જન બની રહે છે, તેનો યથાર્થ ખ્યાલ તો શ્રીઅરવિંદનાં મૂળ અંગ્રેજીમાં

હજુ સુધી અપ્રગટ રહેલા અનેક પુસ્તકો વાચવામા આવે ત્યારે જ, અને વાંચે તેને જ, આવી શકે. "લાઇફ ડીવાઇન" 'દિવ્યજીવન' નામના એમના એક પુસ્તકના એકે એક પ્રકરણમાં જે જ્યોતિર્મયી વિચારણાની વિદ્યુત છે, તેનો અલ્પાંશ પણ બુદ્ધિના પીંજણવાળા મીમાંસાના આખા પુસ્તકમાં પણ ભાગ્યે જોવામા આવે છે. આ જ્ઞાનયોગ દ્વારા પણ તેઓશ્રીના વિચારમિનારનો યત્કિંચિત ખ્યાલ વાંચનારને આવશે, તો પણ આ કથનની વાસ્તવિકતા તેને સમજાશે એવી આશા છે.

શ્રીઅરવિંદ આશ્રમ,<br>પોંડીચેરી,<br>તા. ૬-૮ ૧૯૩૮

અંબાલાલ પુરાણી.

# અનુક્રમણિકા


| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧લું | નિષ્ક્રિય અને સક્રિય બ્રહ્મ | ૧ |
| ૨જું | વિરાટ ચૈતન્ય | ૨૧ |
| ૩જું | અદ્વૈત | ૪૩ |
| ૪થું | પુરૂષ ( આત્મા ) અને પ્રકૃતિ | ૫૯ |
| ૫મું | પુરૂષ અને તેની મુક્તિ | ૮૧ |
| ૬ઠું | અસ્તિત્વની ભૂમિકાઓ | ૧૦૫ |
| ૭મું | નિમ્ન ત્રિવિધ પુરૂષ | ૧૩૨ |
| ૮મું | આત્મસંક્રાતિનું સોપાન | ૧૫૦ |
| ૯મું | વિજ્ઞાન અને અતિમાનસ | ૧૬૬ |
| ૧૦મું | વિજ્ઞાનમય ભૂમિકા | ૧૮૭ |
| ૧૧મું | વિજ્ઞાન અને આનંદ | ૨૦૪ |
| ૧૨મું | વિદ્યા અને અવિદ્યા | ૨૨૩ |
| ૧૩મું | સમાધિ | ૨૪૧ |

## પ્રકરણ ૧ લું

# નિષ્ક્રિય અને સક્રિય બ્રહ્મ

**આત્મવિકાસના બે માર્ગોઃ ૧ જૂનો ૨ આધ્યાત્મિકઃ**

મનોમય પ્રાણીને પોતાના અને વિશ્વના સત્ય સ્વરૂપનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરવામાં જે મુશ્કેલીઓ નડે છે તે આત્મ-પ્રગતિના બે માર્ગોમાંથી ગમે તે એકનો આશ્રય લીધાથી દૂર થઇ શકે છે. સાધક પોતાના માનસના એક લોકથી બીજા લોકમાં સ્વવિકાસ કરી શકે છે અને તે પ્રત્યેક ભૂમિકામાં સચેતન પુરૂષ અને અચેતન પ્રકૃતિ તરીકે સચ્ચિદાનંદ જોડે તે પોતાનું અદ્વૈત કરી શકે છે. વળી, તે ઉચ્ચ ભૂમિકાઓમાં ઉત્થાન કરતાં કરતાં નીચ પ્રકૃતિની ભૂમિકાઓના કાર્યોને પણ પોતાની જોડે લેતો જાય છે. અર્થાત્ સાધક અંતરમાં ને અંતરમાં આત્મવિકાસ અને રૂપાંતરની ક્રિયા સાધીને સામાન્ય સ્થૂલ તત્ત્વ અને દિવ્ય કહેતાં આધ્યાત્મિક માનવતા મેળવે છે. પ્રાચીન ઋષિમુનિઓ ઉપર જણાવેલી પદ્ધતિને

અનુસરતા હશે એમ ઋગ્વેદ અને કેટલાંક ઉપનિષદો, ખાસ કરીને તૈત્તરેય ઉપનિષદ ઉપરથી આપણને લાગે છે.

હવે બીજી પદ્ધતિ પ્રમાણે સાધક પોતાના માનસની ઉચ્ચમાં ઉચ્ચ મનોમય ભૂમિકામાં શુદ્ધ સ્વયંભૂ આત્માનો સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન કરે છે અને તે નિશ્ચલ સ્થિતિમાંથી સ્વયંભૂ આત્મા આ સર્વ જુદાં જુદાં ભૂત સ્વરૂપે આવિર્ભાવ પામે છે તેની પદ્ધતિનો સાધક પોતાના મનની પરિસ્થિતિમાં આધ્યાત્મિક સાક્ષાત્કાર કરે છે, પરંતુ તેમ કરતાં તે દ્વૈતભાવયુક્ત અહંતામાં પડી અધોગતિ પામતો નથી. અહંતામાં એ પ્રમાણેનું પતન એજ અજ્ઞાનમાં થતા ક્રમવિકાસ કે ઉત્ક્રાંતિ માટેની પરિસ્થિતિ છે. એ પ્રમાણે સ્વયંભૂ વિરાટમાં વ્યાપી રહેલ સચ્ચિદાનંદ જોડે, એક આધ્યાત્મિક મનોમય પ્રાણી તરીકે, તાદાત્મ્ય સાધીને તેનાથી પર, વિજ્ઞાનમય લોકની શુદ્ધ આધ્યાત્મિક ચેતનામાં સાધક ઉત્થાન કરી શકે છે. આ બીજી પદ્ધતિની જુદી જુદી અવસ્થાઓ—આંતરદશાઓનું નિરૂપણ કરવાનો પ્રયત્ન કરીશું.

## અસત્યોમાંથી પાછા ફર્યા પછી સાક્ષાત્કારની પ્રથમ ભૂમિકા :

અહંતા, મન, પ્રાણ અને શરીર વગેરે જોડેના આત્માના અસત્ય તાદાત્મ્યમાંથી સાધક પોતાના આત્માને પાછો ખેંચી લે છે એટલે તેને શુદ્ધ, પ્રશાંત, સચેતન, સત્–તા યાને એક, અખંડ, શાંત, નિશ્ચેષ્ટ, નિષ્ક્રિય અને જગતના કાર્યથી કેવળ અબાધિત એવી ચેતનાની પ્રાપ્તિ થાય છે. તે આત્મા આ દશ્ય વિશ્વને ફક્ત નિર્લેપ સાક્ષી રૂપેજ જુવે છે. અર્થાત્ વિશ્વની કોઈપણ ક્રિયામાં તે ભાગ લેતો નથી, તેમ તેની અસર પણ તેને થતી નથી અરે ! તેનો સ્પર્શ સરખો તેને થવા પામતો નથી ! હવે, આ આધ્યાત્મિક સાક્ષાત્કારને જરા વધારે આગળ ઠેલવામાં આવે તો વિરાટના વિશ્વજીવન-થી હજી પણ વધારે દૂર એવા આત્માનો સાક્ષાત્કાર થાય છે. આ વિશ્વમાં જે કાંઇ છે તે બધુંય તે આત્મામાં છે અને છતાં તે તેની ચેતનાની બહાર હોય તેમ લાગે છે ! તે આત્માના અસ્તિત્વમાં તો સર્વનો અત્યંતાભાવ જણાય છે. એક પ્રકારના અવાસ્તવિક મનમાંજ વિરાટનું અસ્તિત્વ હોય એમ લાગે છે તેથી તે એક સ્વપ્નું છે, માયા કિંવા ભ્રમ છે એમ સમજાય છે. મતલબ કે, આ વિરક્ત વિરાટથી પર અને વાસ્તવિક આત્માને, સાધક પોતાના શુદ્ધ સ્વરૂપ તરીકે અનુભવી શકે છે; અથવા તો સાધકનો પોતાનો આત્મા અને

અસ્તિત્વ વગેરેનો વિચાર સુદ્ધાં તેમાં લુપ્ત થઈ જાય છે. એટલે એ પરાત્પર આત્મા આપણા મનોમય ચૈતન્યને તો કેવળ અગમ્ય, અજ્ઞેય, તત્‌રૂપજ લાગે છે. એ અજ્ઞેયને આ વિશ્વની સાથે જરાપણ વાસ્તવિક સંબંધ હોતો નથી, અથવા તો તેની ક્રિયામાં કિંચિત્ આપલે તે કરતો નથી. મનોમય પુરુષ તેનો અસત્, અર્થાત્ શૂન્ય, તરીકે પણ સાક્ષાત્કાર કરી શકે છે: અલબત્ત, આ વિશ્વમાં જે બધું છે તેનું શૂન્ય સ્વરૂપ, અને આ વિશ્વ જે રૂપે દેખાય છે તેનું તે અસત્ સ્વરૂપ હોઈ તે જ ખરેખર એક માત્ર સત્–તા છે એમ સાધકને લાગે છે. પોતાના સમસ્ત માનસને એકાગ્ર કરીને એ પરાત્પરના તરફ વધારે આગળ વધવા જતાં મનોમય ચેતનાનો અને જગતનો સંપૂર્ણપણે લય થઈ જાય છે. અજ્ઞેયના અગાધ સમુદ્રમાં આત્મા પણ લય પામી જાય છે.

## પૂર્ણયોગના જ્ઞાનયોગમાં સર્વ બ્રહ્મનો સાક્ષાત્કાર અને વિશ્વ જીવન :

હવે, પૂર્ણયોગ પ્રમાણે જ્ઞાનયોગનો અભ્યાસ કરનાર પાસે તો માગણી કરવામાં આવે છે કે તેણે દિવ્યતા સંપાદન કરી વ્યવહારમાં પાછા ફરવું જોઈએ. એમ હોવાથી તેણે **સર્વં બ્રહ્મ**–સર્વ રૂપે બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો જોઈએ.

પ્રથમ તો પોતાના શુદ્ધ આત્મસ્વરૂપ ઉપર એકાગ્રતા કરવાથી મન તથા ઇન્દ્રિયો જે કાંઈ જાણે છે તે બધુંય મનોમય ચેતનાની પાછળ જે આત્મા છે તેમાં રહેલી વસ્તુઓના રૂપક તરીકે અનુભવીએ છીએ. શુદ્ધ આત્મસ્વરૂપનું આ દર્શન મનનાં સૂક્ષ્મ કરણોને અને મનની સૂક્ષ્મ ગ્રહણ-શક્તિને અનંત વાસ્તવિકતા રૂપે દેખાય છે, જેમાં સમગ્ર વિશ્વ નામ અને રૂપ તરીકે જ અસ્તિત્વ ધરાવતું હોય તે કેવળ માયા કિંવા ભૂતના ભડકા જેવું કે સ્વપ્ન જેવું અસત્ નહિ, તોપણ સૂક્ષ્મ કરણોથી ગ્રાહ્ય અને સૂક્ષ્મ ઇન્દ્રિય-ગોચર કૃતિ રૂપે, પરંતુ પદાર્થ તત્ત્વની ઘનતા વિનાનું જણાય છે. ચૈતન્યની એ ભૂમિકામાં આખું વિશ્વ સ્વપ્નરૂપ નહિ તો પણ શાંત, નિશ્ચેષ્ટ, અને ઉદાસીન આત્મામાં ભજવાતા નાટકરૂપ અથવા તો પૂતળીઓના નાચ જેવા ખોટા દેખાવ જેવું તો જરૂર લાગે છે. વિશ્વમાં આપણું પોતાનું વ્યક્ત જીવન પણ એ કાલ્પનિક સૂક્ષ્મ ક્રિયાનો જ વેશમાત્ર હોય એમ લાગે છે; બીજાં મન અને શરીરોનાં સ્વરૂપોમાં આપણું શરીર અને મન પણ એક યાંત્રિક રૂપ હોય એમ લાગે છે. બીજાં નામોની પેઠે આપણે પણ એક નામ હોઇએ અને આત્માના સર્વપરિવ્યાપી, પ્રશાંત ચૈતન્યમાં આપણું અસ્તિત્વ પણ આપોઆપ જ ક્રિયામાં પ્રવૃત્ત થતું હોય તેવું લાગે છે. આપણા વિચારો શાંત થઇ ગયેલા હોવાને લીધે આપણું પોતાનું ચૈતન્ય તદ્દન શાંત અને

નિષ્ક્રિય બની ગયલું હોય છે. તેથી કરી સાક્ષાત્કારની આ ભૂમિકામાં જગતની ક્રિયાત્મક ચેતના આપણે અનુભવી શકતા નથી. અર્થાત્ આપણે જે કંઇ પણ કાર્ય કરીએ છીએ તે સઘળું જ આપણને કેવળ યાંત્રિક લાગે છે—તેમાનું કશું જ આપણી તપઃશક્તિમાથી કે જ્ઞાનમાંથી બુદ્ધિપૂર્વક ઉત્પન્ન કરવામાં આવતું નથી. અગર જો કદાચ મનમાં વિચાર આવે છે તો તે પણ બીજી બધી ક્રિયાઓની જેમ યંત્રવત્ આવે છે—જેમ સ્થૂલ શરીરની વિધવિધ ક્રિયાઓમાં તથા વનસ્પતિ અને જડ તત્ત્વોમાં પ્રકૃતિની અદૃશ્ય શક્તિઓ ક્રિયા કરી રહી છે તે પ્રમાણે જ, નહિ કે આપણા આત્માની સક્રિય તપઃશક્તિથી. આપણે જે આત્માનો સાક્ષાત્કાર કર્યો છે તે પોતે વિશ્વની ક્રિયાઓને અનુમતિ આપે છે એટલુ જ, બાકી તે પોતે નથી તો તેમને ઉત્પન્ન કરતો, કે નથી તેમાં ભાગ લેતો. એ આત્મા "સર્વ" છે તે એ અર્થમા કે તે એક અનંત છે અને પોતે અક્ષર તરીકે સર્વમાં બિરાજતો છતા સર્વ નામ અને રૂપોને પોતાનામાં ધારણ કરી રહ્યો છે.

## સગુણ–નિર્ગુણ યાને સક્રિય–નિષ્ક્રિય, સાંખ્ય અને વેદાંતની એકતા :

હવે, ચૈતન્યની આ ભૂમિકાનું મૂળ તો જે શુદ્ધ આત્મસ્વરૂપમાં ચૈતન્ય તદ્દન નિષ્ક્રિય, શાંત અને એકાગ્ર થઇ રહેલું

હોય છે તેનો મનને જે એકદેશીય સાક્ષાત્કાર થાય છે તેમાં રહેલું છે. અર્થાત્ તે સ્થિતિમાં ચૈતન્ય આવિર્ભાવ પામવા કિંવા ક્રિયાત્મક થવાનો પ્રયત્ન કરતું નથી. ચૈતન્યનું જ્ઞાન-સ્વરૂપ અવિશિષ્ટ તાદાત્મ્યની ચેતનામાં તથા તેની તપઃશક્તિ અવિકાર્ય અક્ષરતાના ભાનમાં શાંત થયેલી હોય છે. તથાપિ તે નામ, રૂપ અને ક્રિયાથી પરિચિત હોય છે. પરંતુ એ બધી ક્રિયા આત્મામાંથી ઉત્પન્ન થતી હોય એમ લાગતું નથી; પોતાની મેળે જ તે ચાલ્યા કરતી જણાય છે, અને આત્મામાં તો તેનું માત્ર પ્રતિબિંબ જ પડે છે. તાત્પર્ય કે એકદેશીય એકાગ્રતાને પરિણામે મનોમય પ્રાણી ચૈતન્યના ક્રિયાત્મક સ્વરૂપને અળગું કરે છે એટલું જ નહિ પણ પોતે નિષ્ક્રિય સ્વરૂપમાં સ્થિત થાય છે, અને એ બે સ્વરૂપો વચ્ચે ભેદની મજબૂત દિવાલ ચણે છે. આ પ્રમાણે નિષ્ક્રિય અને સક્રિય બ્રહ્મ વચ્ચે ભેદની ખીણ પડે છે, અને તે બંને સ્વરૂપો જાણે એ ખીણની સામસામી ટેકરીઓની ધાર પર એક બીજા પ્રત્યે દૃષ્ટિ નાખતાં છતાં પરસ્પર લેશ પણ સંસર્ગ કે સહાનુ-ભૂતિ વિનાનાં, બીલકુલ અલગ, ઉભેલા જણાય છે. અર્થાત્ તેમની વચ્ચે અદ્વૈતનો ભાસ સરખો હોતો નથી. આ પ્રમાણે નિષ્ક્રિય આત્માને સઘળું-ચિન્મય અસ્તિત્વ પણ-નિષ્ક્રિય જ જણાય છે, અને સઘળી ક્રિયાઓ તેને ચેતન રહિત અર્થાત્ જડ લાગે છે. પ્રાચીન સાંખ્યમતના મૂળમાં પણ ઉપર જણાવેલી ભૂમિકાનો સાક્ષાત્કાર જ પુરુષની નિષ્ક્રિયતા,

અક્રિયતા અને અક્ષરતા તરીકે તથા પ્રકૃતિની–બુદ્ધિ અને મન સહિત પ્રકૃતિની–ક્ષરતા, યાંત્રિકતા અને જડતા તરીકે સ્વીકારાયનો જણાય છે. પ્રકૃતિની એ સઘળી જડ ક્રિયાઓ પુરૂષમાં પ્રતિબિંબિત થાય છે, એટલે પુરૂષ પ્રકૃતિની સાથે એકતા પામે છે, અને પોતાની ચેતના વડે તેને ચિન્મયતાનો આભાસ અર્પણ કરે છે આમ હોવાથી પ્રકૃતિ જોડેની પોતાની એ એકતાનો પુરૂષ ત્યાગ કરતાં શીખે છે એટલે પ્રકૃતિ પણ પોતાનાં કાર્યોમાં ધીમે ધીમે શિથિલ થતી જઇ છેવટ સમતા અને નિષ્ક્રિયતા ધારણ કરે છે. એજ સાક્ષાત્કારને વેદાંતમાં નિષ્ક્રિય–નિર્ગુણ બ્રહ્મરૂપે વર્ણવી તેને એક માત્ર વાસ્તવિકતા તરીકે સ્વીકારવામા આવે છે. બાકીનું બધુ નામરૂપાત્મક જગત એ અક્ષરબ્રહ્મના ઉપર માનસિક માયાના અસત્ય, વિપરીત કાર્યને લીધે જ અધ્યારોપિત થતું હોઇ માયાના એ અધ્યારોપને આપણે અક્ષરબ્રહ્મના સત્યજ્ઞાન વડે દૂર કરવો જોઇએ. સાંખ્ય અને વેદાંતના ઉપર જણાવેલા સિદ્ધાંતોમાં કેવળ શબ્દોનો અને દષ્ટિબિંદુનો જ ભેદ છે, વસ્તુત તો બંને એકજ આધ્યાત્મિક અનુભવમાંથી ઉપજાવી કાઢેલા, મૂળમાં એક સરખા, તર્કપ્રધાન સિદ્ધાંતો જ છે.

**સંપૂર્ણ નિષ્ક્રિયતાનો આદર્શ: સંપૂર્ણ નિષ્ક્રિયતા સાથે સંપૂર્ણ ક્રિયાત્મકતા :**

હવે, જો આપણે આ ભૂમિકામાં આવીને સંતોષ પામી અટકી જઈએ તો પછી વિશ્વ પ્રત્યે આપણાથી બે જ વૃત્તિઓ ધારણ કરી શકાય: એક તો એ કે આપણે એ વિશ્વલીલાના નિષ્ક્રિય સાક્ષી રૂપે રહેવું, અને બીજું કે આપણા ચૈતન્યની જરાપણ તપઃશક્તિનો ઉપયોગ કર્યા વિના આપણે તે લીલામાં કેવળ યાંત્રિક ભાગ લેવો, તેમજ આપણી ઇંદ્રિયો અને તેનાં કાર્યોને પણ કેવળ યંત્ર પેઠે જ થયા કરવા દેવાં. અર્થાત્ પ્રથમ વૃત્તિ પ્રમાણે વર્તતાં આપણે નિષ્ક્રિય અને નીરવ બ્રહ્મની નિષ્ક્રિયતાને શક્ય હોય તેટલા પ્રમાણમાં સિદ્ધ કરવાને મથીએ છીએ. અત્યાર સુધીના અભ્યાસને પરિણામે આપણે મનને તદ્દન નિસ્પંદ અને ચિત્તને કેવળ નિર્વિકારી કરી આંતર ચિરશાંતિ અને ઉદાસીનતા મેળવી શક્યા છીએ; હવે આગળ વધીને આપણે શરીર અને પ્રાણની યાંત્રિક ક્રિયાઓને પણ શાંત કરી નાખવાને–નિદાન તેમને ઓછામાં ઓછી કરી નાંખવાને– પ્રયત્ન કરવો જોઈએ, જેથી કરીને પરિણામે તે કેવળ બંધ પડે અને તે પણ હમેશને માટે. સંન્યાસભાવપ્રધાન યોગનો, જીવનના ત્યાગનો આ અંતિમ આદર્શ આપણને માન્ય નથી એ તો સ્પષ્ટ જ છે. બીજી વૃત્તિ જો આપણે ધારણ કરીએ તો સંપૂર્ણ આંતર નિષ્ક્રિયતા મનની નિસ્પંદતા, આવેશોની

નિર્મૂળતા અને તપઃશક્તિના કાર્યમાં આપણી અંગત પસંગીની ગેરહાજરીની સાથે સાથે જ આપણે બાહ્ય દૃષ્ટિથી સારી જેવી સંપૂર્ણ ક્રિયાત્મકતા પણ મેળવી શકીએ.

## સંપૂર્ણ નિષ્ક્રિયતાસાથે પૂર્ણ ક્રિયાત્મકતાની શકયતા:

ઉપર જણાવી તે સ્થિતિ સાધારણ માણસોને તો અશક્ય જ લાગે. જેમ કામના વગર તથા રાગ-દ્વેષની પસંદગીની ગેરહાજરીમાં ક્રિયા થવી માનવના ચિત્તને અસંભવિત લાગે છે, તેમ બુદ્ધિને પે વિચાર, હેતુ અને તપઃશક્તિના કાર્ય વગર ક્રિયા થવી અશક્ય લાગે છે. પરંતુ વસ્તુતઃ આપણા પોતાનામાં જે ક્રિયાઓ થાય છે તેમનો મોટો ભાગ, તેમજ અચેતન તથા સચેતન વિશ્વની ક્રિયાઓનો પણ મોટો ભાગ, કેવળ યાંત્રિક સંચાલન અને ક્રિયાને જ બળે થયે જતો હોય એમ લાગે છે, અને તેમાં ઉપર જણાવેલા પસંદગીનાં તત્ત્વો ઉઘાડી રીતે તો કાર્ય કરતાં જણાતાં નથી. કદાચ એવી દલીલ કરવામાં આવે કે એ પ્રમાણે યાંત્રિક સંચાલન અને ક્રિયાનો નિયમ તો કેવળ સ્થૂલ પદાર્થને તથા ચૈતન્યની પ્રાણમય ક્રિયાઓને જ લાગુ પડી શકે, વિચારપ્રધાન અને તપઃશક્તિની માનસિક ક્રિયાઓ-જેવી કે વાચા, લખાણ અને માનવનાં બુદ્ધિપ્રધાન કાર્યો વગેરેને તે નિયમ લાગુ પડી શકે નહિ. પરંતુ આપણી માનસિક પ્રકૃતિનાં સામાન્ય અને રોજનાં કાર્યોમા જો આપણે

વધારે ઊંડા ઉતરી શકીએ તો આપણને જણાશે કે ઉપરની દલીલ ખરી નથી. આજકાલના માનસશાસ્ત્રના પ્રયોગોને અંતે એટલું તો સાબીત થયું જ છે કે ઉપર ગણાવેલાં સર્વે માનસિક કાર્યો કર્તાની તપઃશક્તિ અને બુદ્ધિના ઉત્પાદન વગર માનવની સર્વ જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો–તેની વાચા સુદ્ધાં–બીજા કોઇના વિચારનાં અને તપઃશક્તિનાં કરણ યાને હથિયાર માત્ર થઇ શકે છે.

## વિશ્વમાં કાર્ય કરતાં વિરાટ શક્તિ અને જ્ઞાનઃ યોગીમાં તેમનું કાર્ય :

ખરૂં છે કે બુદ્ધિનાં સર્વ કાર્યોની પાછળ બુદ્ધિપ્રધાન તપઃ–શક્તિ હોવી જ જોઇએ. પરંતુ એ બુદ્ધિ અને એ તપઃશક્તિ કર્તાના સચેતન મનની જ હોવી જોઇએ એવો કોઇ ખાસ નિયમ નથી. ઉપર જે પ્રયોગ વિષે કહેવામાં આવ્યું તેમાં કેટલીકવાર તો એક વ્યક્તિની બુદ્ધિ અને તપશક્તિ બીજી વ્યક્તિનાં કરણો, ઇન્દ્રિયો વગેરેને વાપરે છે; વળી કેટલાક પ્રયોગોમાં કોઇ અન્ય વ્યક્તિની તપઃશક્તિને લઇને યા તો તેની અસરને લઇને ક્રિયાનું સંચાલન થાય છે, કે પછી અવચેતન તલશાયી મન ચેતનાની સપાટી ઉપર આવી કાર્ય કરે છે, કે પછી એ બન્નેનું મિશ્રણ કાર્ય કરે છે તે નક્કી કરવું પણ મુશ્કેલ થઈ પડે છે. પરંતુ આગળ આપણે केवलैरिन्द्रियैः (ગીતા) "કેવળ ઇન્દ્રિયોથી કાર્ય કરવાની "–અર્થાત્

વિશ્વલીલામાં કે આપણી પોતાની સર્વ ક્રિયાઓમાં ભાગ લીધા સિવાય માત્ર યંત્રરૂપે સર્વ ક્રિયાઓના સાક્ષીરૂપ બની રહેવાની તથા તેમને અનુમતિ આપવાની જે યૌગિક સ્થિતિ જણાવી છે, તેમાં તો વિરાટ બુદ્ધિ અને વિરાટ તપઃશક્તિ પોતે મનથી પર રહેલી વિજ્ઞાનમય ભૂમિકામાંથી અને મનની નીચે રહેલી અજ્ઞાનમયતામાંથી જે પ્રમાણે વનસ્પતિઓમાં અને જડ પદાર્થોમાં યાંત્રિક રીતે છતાં પણ હેતુપુરઃસર કાર્ય કરે છે, તે જ પ્રમાણે માનવમાં પણ તે કાર્ય કરે છે. ફેર માત્ર એટલો કે નિષ્ક્રિય સાક્ષીરૂપ થયેલ માનવ એ સર્વે પ્રકૃતિનાં કાર્યોનો જાગૃત સાક્ષી હોય છે. વળી ઉપર જણાવેલી સ્થિતિની અંદર આપેલું ભાષણ, લખેલું લખાણ કે બુદ્ધિનું કોઇ પણ કાર્ય, વિચારોનું સંપૂર્ણ, જ્યોતિર્મય, સ્ખલનરહિત, સંબદ્ધ, પ્રેરિત સામર્થ્ય જેવું ને તેવું રાખીને, તથા કાર્યકારણનો બરાબર સંબંધ જાળવીને બહાર પડે છે એ ખાસ નોંધવા જેવી બાબત છે. તે વ્યક્તિની બુદ્ધિ અને તઃપશક્તિ સામાન્ય સ્થિતિમાં તેનાથી કદીપણ ન થઇ શકે એવું કાર્ય એવી સ્થિતિમાં તે માણસને હાથે કરાવે છે, અને તેમ છતાંયે તે માણસ પોતાનામાં જે વિચાર આવે છે તેને ચેતના વડે જાણે છે, તપઃશક્તિના કાર્યને અવલોકે છે, છતાં તેને પોતાનાં કરીને માનતો નથી, યા તો તેનો ઉપયોગ કરતો નથી. વળી નિષ્ક્રિય વાહિની જેવા તેના પોતાના આધાર દ્વારા દુનિયા ઉપર કાર્ય

કરી રહેલી જુદી જુદી શક્તિઓને જોયા છતાં તેમને પણ તે પોતાની ગણતો નથી. ઉપર જણાવી તે ઘટના ચમત્કારિક જણાવા છતાં પણ અસાધારણ યા તો વિશ્વના નિયમથી વિરુદ્ધ નથી. ઉદાહરણ તરીકે, વિશ્વ પ્રકૃતિનાં દેખીતાં જડ કાર્યોને લો. તેમાં આપણને વિરાટ તપ શક્તિ અને વિરાટ જ્ઞાનનું સંપૂર્ણ કાર્ય જણાતું નથી શું ? એજ તપઃશક્તિ અને એજ વિરાટ જ્ઞાન શાંત, ઉદાસીન અને અંતરમા નિરપંદ થયલા યોગીમાં કાર્ય કરે છે, કારણ કે પોતાની પરિમિત અંગત તપશક્તિ તથા જ્ઞાન વડે તે વિરાટ તપશક્તિ અને વિરાટ જ્ઞાનના કાર્યમાં અંતરાય નાખતો નથી. તે પોતે તો નિષ્ક્રિય, નીરવ બ્રહ્મમાં જ સ્થિત રહી પોતાની પ્રકૃતિનાં કરણો દ્વારા સક્રિય બ્રહ્મને કાર્ય કરવા દે છે અને પોતાનામા વિરાટ જ્ઞાન જે સ્વરૂપ ઉત્પન્ન કરે છે તેનો નિર્લેપ રહીને નિષ્પક્ષપાતપણે સ્વીકાર કરે છે.

### પૂર્ણયોગમાં સગુણ નિર્ગુણના વિરોધનું નિરાકરણ :

આંતર નિષ્ક્રિયતા અને બાહ્ય ક્રિયાની એક બીજાથી તદ્દન સ્વતંત્રતા એવી જે સ્થિતિ ઉપર વર્ણવવામાં આવી છે તેમાં સંપૂર્ણ આધ્યાત્મિક મુક્તિ હોય છે. ગીતા કહે છે કે, એવો યોગી "કર્મ કરે છતાં પણ કર્મ કરતો નથી," કારણ કે એ સ્થિતિમાં તે પોતે કર્મ કરતો હોતો નથી, પરંતુ વિરાટ પ્રકૃતિ જ પોતાના પ્રભુથી સંચાલિત થઇને કાર્ય

કરતી હોય છે. તે યોગી પોતાના કાર્યથી બંધાતો કે લેપાતો નથી તેમજ તે કાર્યો તેના મન ઉપર જરાપણ અસર કરતાં નથી, કે આત્માના* પટ પર લેશ ડાઘ મૂકી જતાં નથી. તે સર્વ કર્મોનું અનુષ્ઠાન થતવિંત જ તેમનો લય થઇ જાય છે, અને અક્ષર આત્માને બીલકુલ વિકાર વગરનો રહેવા દઇને તે કર્મો ચાલ્યાં જાય છે. એટલે કરીને, મુક્ત આત્માએ જગત સાથે કોઇપણ પ્રકારનો સંબંધ જો રાખવો હોય તો તેણે નીચે જણાવેલી સ્થિતિમાં જ રહેવું ઘટે એમ આપણને લાગે છે. પ્રથમ તો તેણે પોતાના અંતરમાં અવિકાર્ય, અક્ષય નીરવતા, શાંતિ અને નિષ્ક્રિયતા તથા બાહ્યજીવનમાં વિરાટ તપઃશકિત અને વિરાટ જ્ઞાનથી નિયત થયેલી કાર્ય કરવાની શકિત મેળવવી જોઇએ. ગીતા કહે છે તે પ્રમાણે એ તપઃશકિત અને જ્ઞાન પોતાનાં કર્મોમાં લેપાયા કે બંધાયા સિવાય, અગર તેમના પ્રત્યે અજ્ઞાનપૂર્ણ આસકિત સિવાય જ કાર્ય કરે જાય છે. આપણે કર્મયોગમાં પણ જોઇ ગયા છીએ કે સંપૂર્ણ બાહ્ય સક્રિયતાનું મંડાણ સંપૂર્ણ આંતરનિષ્ક્રિયતા ઉપર કરવાની ભૂમિકા યોગીએ પ્રાપ્ત કરવી જરૂરી છે. પરંતુ આપણે જોઇ શકીશું કે આત્મજ્ઞાનની એ ભૂમિકામાં આપણને

---

* न कर्म लिप्यते नरे (ઇશોપનિષદ); नैव किंचित् करोति सः (ગીતા); कर्माणि प्रविलीयते (ગીતા); कुर्वन्नपि न लिप्यते (ગીતા).

પૂર્ણતાની કિંવા સમગ્રતાની ખામી ચોક્ખી દેખાઈ આવે છે; કારણ કે નિષ્ક્રિય અને સક્રિય બ્રહ્મના ચૈતન્યમાં આપણને ભેદ દેખાય છે. એ ભૂમિકામાં પણ અપ્રાપ્ય અદ્વૈત છે જે આપણે અનુભવ્યુ નથી. આપણે તો નીરવ બ્રહ્મની ચેતના ગુમાવ્યા સિવાય સક્રિય બ્રહ્મને સચેતનપણે પ્રાપ્ત કરવાનો છે. આંતરશાંતિ, નિઃશબ્દતા અને નિષ્ક્રિયતાને આપણી ચેતનાના પાયા તરીકે આપણે સ્થાપન કરવી જોઇએ, એ સાચું; પરંતુ સક્રિય બ્રહ્મના કાર્ય પ્રત્યે ઉદાસીનતાને બદલે સમ અને નિષ્પક્ષપાત આનંદની વૃત્તિ પણ સાથે સાથે પ્રાપ્ત કરવી જોઇએ. આપણી મુક્તિ ને શાંતિ જતાં રહેશે એવી બીકે સક્રિય બ્રહ્મના કાર્યોમા ભાગ લેવાનું નકારવાને બદલે આપણે તો સક્રિય બ્રહ્મનો સાક્ષાત્કાર કરી તેને પણ પ્રાપ્ત કરવાનો છે. અસ્તિત્વની લીલામાં તેનો આનંદ રહેલો છે તો પણ તેની શાંતિનો ઉચ્છેદ થતો નથી, અને સર્વ કર્મોનું સ્વામીત્વ ધરાવતો હોવા છતાં પોતાનાં કર્મોના અનુ-ષ્ઠાનમાં પણ તે જે શાંત મુક્તિ ભોગવે છે તેને ઉની આંચ પણ આવતી નથી.

સગુણ નિર્ગુણના ભેદનું કારણ, માનસિક એકદેશીયતાઃ

સગુણ, નિર્ગુણ બ્રહ્મ વચ્ચેના ભેદની જે મુશ્કેલી ઉભી થાય છે તેનું ખરું કારણ તો એ છે કે મનોમય પ્રાણી પોતાના શુદ્ધ સત્ સ્વરૂપના ઉપર એકદેશીય એકાગ્રતા કરે છે. હવે

એ સત્ સ્વરૂપમાં ચૈતન્ય નિષ્ક્રિયતામાં, અને આનંદ શાંતિમાં સ્થિર થઇ ગયેલો હોય છે. માનવે તો ચેતના જેમાં તપઃશક્તિ તરીકે અને આનંદ જીવનના હર્ષ તરીકે સક્રિય છે એવી સચેતન શક્તિનો સ્વીકાર કરવાનો છે. અહીં એક બીજી મુશ્કેલી એ હોય છે કે મન પોતે શક્તિની ચેતના રૂપ થઈ જાય છે અને તે બળના ઉપર કાબુ મેળવવાનું કેટલીકવાર ભૂલી જાય છે. એ પ્રમાણે મન જ્યારે પ્રકૃતિની ક્રિયાઓમાં સંપૂર્ણપણે ઓતપ્રોત થઈ જાય છે ત્યારપછી તે બીજી બાજુની એકદેશીયતા ધારણ કરે છે. તે એકદેશીયતા આપણને સાધારણ માણસના જીવનમાં જણાઈ આવે છે. સામાન્ય માનવ પોતાના શારીરિક યાને પ્રાણમય જીવનમાં અને તેમના ઉપર આધાર રાખનાર મનોમય જીવનમાં પોતાના અસ્તિત્વની સંપૂર્ણતા માને છે એટલું જ નહિ, પરંતુ આત્માની શાંતિ અને નિષ્ક્રિયતાને જીવનની વાસ્તવિક ભૂમિકાથી વિમુખ, શૂન્યતા પ્રત્યે જ ગતિ કરવા જેવી ક્રિયા ગણે છે. તેવા માણસો સક્રિય બ્રહ્મની છાછરી સપાટી ઉપર જ રહે છે, અને સક્રિય આત્માના ઉપર વ્યતિરેકપૂર્વક એકાગ્રતા કરનાર નીરવ–આત્માને સર્વ ક્રિયાઓ માત્ર નામ અને રૂપ જ લાગે છે ત્યારે આ સાધકને નામરૂપો જ સત્ય લાગતાં હોઈ તેમને મન આત્મા જ કેવળ નામ, યાને મિથ્યા, હોય એવું દેખાય છે। એક બાજુએ નિષ્ક્રિય બ્રહ્મ સક્રિય બ્રહ્મથી તદ્દન અતડો જ રહે છે અને એની ક્રિયાઓમાં જરા-

પણ ભાગ લેતા નથી, ત્યારે બીજી બાજુએ, સક્રિય બ્રહ્મ નિષ્ક્રિયથી નિરાળો રહેતો હોય તેની ચેતનામાં ભાગ લેતો નથી, તેમજ પોતાની ચેતનાના મૂળ સ્વરૂપને પણ ભાગ્યે જ પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે પરસ્પર વ્યાવર્તક ભાવમાં એક બાજુને બીજીમાં સ્થિરતાનો અભાવ તથા બીજી બાજુને પહેલીમાં આત્મપ્રાપ્તિનો અભાવ, કેવળ અજ્ઞાન નહિ તો પણ કેવળ યાંત્રિકપણે ક્રિયા કરતો જણાય છે.

## તે બેનો ખરો સંબંધ:

પરંતુ જેણે શાંત, નિષ્ક્રિય આત્માનો સાક્ષાત્કાર કર્યો છે એવો સાધક આત્મજ્ઞાનનો લોપ થાય, અથવા તો *આત્માની શાંતિનો ભોગ આપવો પડે, એવી કોઈ પણ* સ્થિતિમાં કદિ સંતોષ માની બેસી રહેતો નથી. તે પોતે કેવળ અંગત, પરિમિત, અજ્ઞાનપૂર્ણ, અશાંત અને આયાસવાળી માનસિક, શારીરિક અને પ્રાણમય પ્રવૃત્તિમાં પોતાના આત્માને કદિ પણ વહેવા દઇ શકતો નથી. તે સાધક આધ્યાત્મિક અનુરૂવની સહાય તે ભૂમિકાને પ્રાપ્ત કરે, તો પણ વાસ્તવિક આત્મજ્ઞાન, આત્મપ્રસાદ અને આત્મપ્રાપ્તિ માટે જે ભૂમિકા તેને અનિવાર્ય લાગી હોય તેના ઉપર પ્રતિષ્ઠિત અને એ ભૂમિકાનો પોતાનામાં સમાવેશ કરી શકે એવી વિશાળ ભૂમિકાની પ્રાપ્તિથી જ તે સંતુષ્ટ થાય છે.

## વ્યવહારમાં પતન થવાનો ભય અને તેનો ઉપાય

ઉપર જણાવ્યા પ્રમાણે સાધક વિશ્વના વ્યવહારમાં પાછો ભાગ લેવા માંડે ત્યારે કેટલીકવાર જુની માનસિક ક્રિયાઓની ઘરેડમાં થોડે ઘણે અંશે, ઉપરઉપરથી, થોડા વખતને માટે, પડી જવાનો સંભવ છે. એ પ્રમાણે પતન થતું અટકાવવાને અથવા તો જ્યારે થાય ત્યારે તેમાંથી ઉચ્ચ સ્થિતિને પુનઃ પ્રાપ્ત કરવા માટે તેણે સચ્ચિદાનંદના સત્યના ઉપર એકાગ્રતા કરી તેજ સત્ય છે એ ભાવમાં અટલ રહેવું, અને તે પછી જ ક્રમે ક્રમે તે એક અનંતના સાક્ષાત્કારને અનંત વિવિધતામાં–આવિર્ભાવમાં પ્રસારવો. સાધકે પોતે એકાગ્રતા કરીને સર્વ વસ્તુઓમાં તે એક બ્રહ્મને અનુભવવો જોઇએ. અર્થાત્ સત્‌ની સચેતન શક્તિ તરીકે અને ચૈતન્ય યુક્ત અસ્તિત્વની શુદ્ધ સત્–તા તરીકે તેણે સચ્ચિદાનંદને ઓળખવો જોઇએ આત્માને તેને વિરાટ–સર્વ–રૂપે, એટલે ફક્ત પદાર્થના આદિ, મૂળ, ચૈતન્ય સ્વરૂપે જ નહિ પરંતુ વિધવિધ સ્વરૂપોમાં પણ, વિશ્વથી પર ચૈતન્યમાં સર્વને સમાવી દેનાર પરાત્પર તરીકે જ નહિ, પરંતુ સર્વના આધારભૂત ચૈતન્યરૂપે, સર્વ પદાર્થોના સ્વરૂપોમાં પણ ઓળખવો જોઈએ. આત્માના સાક્ષાત્કારમાં એ બીજું પગલું ગણાય ઉપર વર્ણવેલો સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર જેમ જેમ સિદ્ધ થતો જશે તેમ તેમ સાધકની ચૈતન્યભૂમિકા

અને તેની પ્રકૃતિ, યાને મનોમય દશા, પણ બદલાતી જશે. નામ અને રૂપોને પોતાનામાં ધારણ કરનાર, અને પ્રકૃતિના વિકારોમાં ભાગ લીધા વગર તેમને પણ પોતાનામાં સમાવનાર, અક્ષર આત્માને બદલે મૂળ સ્વરૂપમાં કેવળ અક્ષરરૂપ રહેનાર, અને તેની મૌલિક સ્થિતિમાં કેવળ નિર્વિકારી એવા આત્માનું ચૈતન્ય સાધકમાં જાગૃત રહે છે, પરંતુ તે પોતાના આવિર્ભાવમાં મન જેને "નામ" અને "રૂપ" કહીને જુદાં પાડે છે તે સર્વ પદાર્થોનું સ્વરૂપ પોતે જ બને છે, પોતે જ તેમને ધારણ કરે છે. મન અને શરીરનાં જુદાં જુદાં સ્વરૂપો આપણને કેવળ પુરૂષમાં પ્રતિબિંબિત થતાં મિથ્યા આભાસરૂપ નહિ જણાય પરંતુ સત્ય જણાશે; કારણ કે તેમનું ખરૂં સ્વરૂપ બ્રહ્મ પોતે જ હશે. સચ્ચિદાનંદ પોતે જ તે સ્વરૂપોનો મૂળ પદાર્થ છે– ઉપાદાન વસ્તુ સચ્ચિદાનંદ છે એવું સાધક અનુભવે છે. રૂપ સાથે જોડાયલું નામ, તે નામ સાથે બંધબેસતા કોઇ પદાર્થના અભાવવાળો, માનવ મનનો ઉઠાવેલો, કેવળ વિચાર નહિ લાગે, પરંતુ તે નામની પાછળ સચેતન સત્–તાની વાસ્તવિક શક્તિ આવી રહેલી જણાશે. બ્રહ્મની નીરવતામાં શક્ય, પરંતુ આવિર્ભાવમાં અવ્યક્ત રહેલ કોઈ વસ્તુની સાથે બંધબેસતો બ્રહ્મનો આત્મસાક્ષાત્કાર તે નામરૂપે જણાશે. એ બધી વિવિધતા છતાં પણ તેને આપણે એક, મુક્ત અને નામરૂપોથી પર જાણીશું. અર્થાત્

એક અનંત અને સત્ય આત્મા પોતે, નામરૂપોના ફરજીઆત અધ્યારોપને લઇને સુખદુઃખ અનુભવી રહ્યો છે એવા સાક્ષાત્કારને ઠેકાણે એક અનંત સત્, અનંત ભૂતોને રૂપે પોતાનો આવિર્ભાવ કરી રહેલું નજરે પડશે.

## સચ્ચિદાનંદના બે સ્વરૂપો

યોગીને મન ભૂત માત્ર સચ્ચિદાનંદનાં વિચારમય, મનોમય સ્વરૂપો જ નહિ, પરંતુ સાક્ષાત્ આત્મસ્વરૂપો તરીકે પ્રતીત થશે. એ સઘળાં તેને પોતાનાં સ્વરૂપો જ લાગશે! તેની સાથે તે અદ્વૈત અનુભવશે! સર્વ પ્રાણી પદાર્થોની સ્થૂલ અને સૂક્ષ્મ બધી માનસિક, પ્રાણમય અને શારીરિક જીવનની સર્વ ક્રિયાઓ તે યોગીને એક સમગ્ર અને અખંડ અવિચ્છિન્ન ક્રિયા તરીકે, અને સર્વદા એકજ સ્વરૂપે અવિચળ રહેનાર એક અનંતની ક્રિયાઓ તરીકે જ જણાય છે. તાત્પર્ય કે અક્ષર આંતરસ્થિતિ, અને બાહ્ય ક્ષરક્રિયા બંનેમાં સમાન વ્યાપી રહેલા સચ્ચિદાનંદનો આપણને સાક્ષાત્કાર થાય છે, અને એ સત્ય આપણા અસ્તિત્વનું સર્વગ્રાહી સત્ય છે એમ પળે પળે પ્રતીત થાય છે.

## પ્રકરણ ૨ જું

# વિરાટ ચૈતન્ય

### જીવાત્માનો સાક્ષાત્કારઃ પરાત્પરની ઝાંખી અને વિરાટ ચૈતન્યનું સ્થાન :

આગલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે સક્રિય બ્રહ્મ સાથે અદ્વૈત કરવાનો અર્થ, પૂર્ણ કે અપૂર્ણ રીતે પોતે એકતા કરી હોય તેના પ્રમાણમાં, વૈયક્તિક ચેતનાને બદલે વિરાટ ચૈતન્ય સ્થાપન કરવું એવો થાય છે. સામાન્ય માનવની ચેતના કેવલ વૈયક્તિક નહિ પરન્તુ અહંતાપૂર્ણ હોય છે. અર્થાત્ એ ચેતનામાં જીવાત્મા વિશ્વ પ્રકૃતિની અંદર પોતાના માનસિક, પ્રાણમય અને શારીરિક અનુભવો સાથે, તથા મને ઉત્પન્ન કરેલી અહંતા સાથે પણ તાદાત્મ્ય સ્વીકારે છે. અલબત્ત, એ સર્વ અનુભવોનો સ્વીકારનાર મન, પ્રાણ અને શરીર સાથે ઓછા પ્રમાણમાં તાદાત્મ્ય સાધે છે, કારણકે તે સર્વ અંગત કરણો વિષે તો "આ મારૂં મન, મારો પ્રાણ,

અથવા તો મારૂં શરીર છે ” એમ તે કહી શકે છે. અર્થાત્ તે તેમને પોતાની જાત ગણે છે ખરો, પરન્તુ થોડે અંશે તેમને પોતાની જાત નથી પણ ગણતો, તેનાથી પોતે જુદો હોય અને પ્રકૃતિનાં કરણોને ધારણ કરતો હોય, તેમનો પોતે ઉપયોગ કરતો હોય એમ તેને લાગે છે. પરન્તુ અહંતા વિષે તો તે એમ જ કહે છે કે “ એ તો હું પોતે છું. ” હવે મન, પ્રાણ, અને શરીરની જોડેના તાદાત્મ્યનો ત્યાગ કરવાથી સાધક અહંતાના મૂળ રૂપ જીવાત્માને પ્રાપ્ત કરે છે. પ્રકૃતિનાં સર્વ કરણોનો ખરો પ્રભુ–સ્વામી જીવાત્મા છે. જીવાત્માની ભૂમિકામાંથી એ જીવાત્મા જેનો પ્રતિનિધિ છે, અને જેનું સચેતન સ્વરૂપ છે તેના પ્રત્યે દૃષ્ટિ કરતાં તે શુદ્ધ આત્માના પરાત્પર ચૈતન્યને પ્રાપ્ત કરે છે : કેવલ સત્ય સ્વરૂપે અથવા તો કેવલ અભાવ રૂપ અસત્ સ્વરૂપે તે પરાત્પર ચેતના અનુભવાય છે. પરાત્પર, સત્ અને અસત્ – એ ત્રણે સનાતન સત્યની જુદી જુદી સ્થિતિઓ છે. હવે વિશ્વમાં કાર્ય કરી રહેલી પ્રકૃતિની ક્રિયા અને આ પરાત્પર ચૈતન્ય એ એની વચમાં વિશ્વની સર્વ ક્રિયાઓને ધારણ કરનાર વિરાટ ચૈતન્ય છે. સમસ્ત વિશ્વની શક્તિ તે વિરાટ પુરૂષની પ્રકૃતિ, તેની સચેતન શક્તિ છે. એ વિરાટ ચૈતન્ય જોડે આપણે બે પ્રકારે એકતા સાધી શકીએ. પ્રથમ તો અહંતાની ભીંતો તોડી નાખી ચેતનાને બહાર ચોતરફ વિસ્તારીને એક, અનન્તમાં આવી રહેલાં સર્વ પ્રાણીઓ

જોડે અદ્વૈત કરવાથી વિરાટ પુરુષ જોડે એકતા થઇ શકે, અથવા તો બીજી રીત એ છે કે શુદ્ધ આત્મા યાને કેવલ ચૈતન્ય સ્વરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો અને પછી વિશ્વથી પર રહી, તે આત્માને જ આવિર્ભાવ અને સર્ગ કરનાર તરીકે, સર્વવ્યાપી તથા સર્વભૂત થયેલ આત્મજ્ઞાન તરીકે, અને આત્મસર્જનની શક્તિથી સમ્પન્ન અનુભવવો.

## શાંત અક્ષરમાં વિરાટનો પાયો :

સર્વમાં વ્યાપી રહેલ, નીરવ આત્માની પ્રાપ્તિ કરવાથી ઉપર જે વિરાટ ચૈતન્ય વિષે કહેવામાં આવ્યું તેનો પાયો મનોમય પ્રાણી સૌથી સહેલાઇથી ચણી શકે છે. તે શાન્ત આત્મા પોતે શુદ્ધ, સર્વવ્યાપી, સાક્ષીરૂપ હોઇ વિશ્વ સમસ્તની સર્વે ક્રિયાઓને તે વિરાટ-પુરુષ સચ્ચિદાનન્દ-તરીકે જુવે છે અને તેના આનન્દને માટે જ વિશ્વ પ્રકૃતિ પોતાની સનાતન ક્રિયાઓની પરમ્પરા ચલાવી રહી છે એમ અનુભવે છે. આપણને અખંડિત આનન્દનો સાક્ષાત્કાર થાય છે, શુદ્ધ અને સમ્પૂર્ણ શુદ્ધ સાન્નિધ્ય પ્રાપ્ત થાય છે, આપણામાં તેમજ સર્વમાં આવી રહેલી અનન્ત અને આત્મપર્યાપ્ત શક્તિ જે આપણા દ્વૈતથી વિભક્ત થતી નથી, તથા જેના ઉપર વિરાટમાં થતા સર્વે આવિર્ભાવોના દ્વન્દ્વોના ઝગડાની અને આયાસની લેશ પણ અસર થતી નથી, જે વિરાટના આવિર્ભાવથી પર છે છતાં જે સર્વમાં આવી રહેલી છે, તે

ચેતનામાં આ વિશ્વજીવનનો આવિર્ભાવ થતો દેખાય છે. આ સઘળું વિશ્વ તેની શક્તિને લીધે જીવે છે છતાં તેનું અસ્તિત્વ આ વિરાટના આવિર્ભાવ ઉપર આધાર રાખતું નથી. કાલ અને દિશાને તે પોતાનામાં ધારણ કરતો હોય તેમાં તે પોતે વ્યાપક છે, તો પછી કાલ અને દિશાની ગતિથી તે પોતે કેવી રીતે બંધાય ? એ દિવ્ય ચૈતન્યમાં સ્થિત થવાથી સમગ્ર વિશ્વને આપણા પોતાનામાં સમાવી દેવાની શક્તિ આપણામાં આવે છે. એ ચૈતન્યમાં સ્થિત થયા પછી આપણે જેમાં વસીએ છીએ તેનાથી આપણે કદી પણ બંધાઇ જતા નથી પરન્તુ પ્રભુની આફક પ્રકૃતિનો વ્યવહાર નિભાવવાને ખાતર પોતીકા આવિર્ભાવરૂપ સઘળી વસ્તુઓને આપણા પોતાનામાં સમાવી દેવાની શક્તિ પ્રાપ્ત કરીએ છીએ. પછી મન પ્રાણ કે શરીર કશાએ જોડે આપણું તાદાત્મ્ય રહેતું નથી. અર્થાત્ આપણે મન, પ્રાણ કે શરીર છીએ એવું આપણને પછી લાગતું જ નથી. ઉલ્ટું આપણે તે સર્વમાં વ્યાપી રહેલા તથા સર્વને ટકાવી રાખનાર-ભર્તા-શાન્ત, નિ શબ્દ, સનાતન, આત્મા સ્વરૂપે જ રહીએ છીએ આપણામાં રહેલો એ આત્મા જ સર્વત્ર, સર્વ પ્રાણીમાં સર્વ મન, સર્વ પ્રાણ અને સર્વ શરીરને ટકાવી રાખે છે એવો સાક્ષાત્કાર આપણને થાય છે. મતલબ કે, તે ચૈતન્ય ફક્ત આપણામાં જ આવી રહેલું છે અને આપણી જ અન્દર વસે છે એવો પરિમિત

ખ્યાલ પછી જતો રહે છે. આપણી ખાત્રી થાય છે કે તે અનન્ત ચૈતન્યમાં જ આ સઘળું વિશ્વ હાલે ચાલે છે; આ સકલ વિશ્વમાં તેજ કેવલ સ્થિર અને અક્ષર છે. એ ચૈતન્યને પ્રાપ્ત કરવાથી આપણા સનાતન આત્માને સનાતન ચૈતન્ય અને સનાતન આનંદમાં આપણે આરામથી સ્થાપન કરીએ છીએ.

## વિરાટ ચૈતન્યનું કાર્ય :

વળી, એ નીરવ બ્રહ્મ વિશ્વ પ્રકૃતિની સઘળી ક્રિયાનો પ્રભુ છે એવો સાક્ષાત્કાર પણ આપણે કરવો જોઇએ. અર્થાત્ તે એક સ્વયંભુ આત્મા વિરાટની ક્રિયા રૂપે પોતાની સનાતન ચેતનાની સર્જક શક્તિ વડે પ્રતીત થાય છે. આ વિશ્વમાં ચાલી રહેલી અનન્ત ક્રિયા પણ તેની જ શક્તિ, તેનું જ જ્ઞાન અને તેનો જ આનન્દ છે. પોતાના સનાતન જ્ઞાન અને તપઃશક્તિનો અમલ કરવા માટે જ તે અનન્ત અસ્તિત્વ યાને પરમાત્મા પોતાનો આવિર્ભાવ કરે છે. સર્વમાં વ્યાપી રહેલા સનાતન આત્માનો, પ્રભુનો આપણે સર્વ કર્મ અને અકર્મ, જ્ઞાન અજ્ઞાન, હર્ષ શોક, શુભ અશુભ, પૂર્ણતા અપૂર્ણતા, બળ અને નિર્બળતા, જીવનમાં થતા આવિર્ભાવ રૂપે તથા આવિર્ભાવમાંથી મૂળ સ્વરૂપમાં લય પામતી ક્રિયા એ સર્વના મૂળ રૂપે આપણે પ્રથમ સાક્ષાત્કાર કરીએ છીએ. ત્યારપછી આપણને તે આત્મા

પોતાની અનન્ત શક્તિ અને જ્ઞાન સ્વરૂપે સર્ગમાં કહેલાં વિશ્વમાં આવિર્ભાવ પામતો જણાય છે. તે શક્તિ અને જ્ઞાન પણ તેનું જ સ્વરૂપ છે. એ જ્ઞાન અને શક્તિના સર્વ કાર્યનું તે મૂળ હોય છે એટલું જ નહિ, પરન્તુ સર્વ કર્મોનો ઉત્પાદક અને નિયામક પણ તેજ છે, સર્વમાં તે એક રહેલો છે. વિરાટ આવિર્ભાવમાં જે અનેક આત્માઓ છે તે એક પ્રભુની જ સુરતો છે, અને અનેક મન, પ્રાણ અને શરીરો પણ તે એક પ્રભુના જ જુદા જુદા વેશો અને આચ્છાદનો છે. પ્રત્યેક પ્રાણી આપણને વિરાટ નારાયણ સ્વરૂપ દેખાય છે, માત્ર તે જુદે જુદે વેશે હોય છે એટલું જ. તાત્પર્ય કે, આપણે પોતે તે અનન્ત વિરાટમાં લય પામી જઈએ છીએ, અને આપણાં પોતાનાં મન, પ્રાણ અને શરીર આપણને તે વિરાટનું ફક્ત એકજ કાર્ય હોય એમ જણાય છે; અને પહેલાં આપણે જેમને "બીજા" વા "જુદા" ગણતા હતા તે બધાય આપણને હવે બીજાં મન, પ્રાણ અને શરીરમાં રહેનાર આપણા પોતાના આત્મસ્વરૂપ જણાય છે. વિશ્વમાં કાર્ય કરી રહેલી સર્વ શક્તિઓ, વિચારો તથા ઘટનાઓ અને વસ્તુઓનાં સ્વરૂપો એ સઘળું જ આ વિરાટ આત્માનું વ્યક્ત સ્વરૂપ હોઈ પ્રભુના સનાતન આવિર્ભાવમાં તેનું મૂલ્યાંકન દર્શાવે છે. ઉપર જણાવ્યા પ્રમાણે સર્વ પદાર્થો અને પ્રાણીઓ પ્રત્યે દૃષ્ટિ કરતાં આપણને પ્રથમ તો તે સઘળાં જ સનાતન સત્–તાનાં જુદાં જુદાં વિભક્ત સ્વરૂપો હોય

તેવું લાગે છે. પરંતુ જ્યાં સુધી આપણે ગુણ, કાલ, દિશા અને દ્વૈત ભાવથી પર જઇને તે અનન્તને જ સમગ્ર વિશ્વમાં નિહાળીએ નહિ, ત્યાં સુધી આપણો સાક્ષાત્કાર પૂર્ણ થયો ગણાય નહિ. આખા વિશ્વનું અને તેમાં આવી રહેલી પ્રત્યેક વસ્તુનું મૂળ સ્વરૂપ–તેની સત્–તા, ગૂઢ ચેતના અને આનન્દમાં–અવિભાજ્ય પ્રભુનું સમગ્ર સ્વરૂપ છે, ભલે આપણી દૃષ્ટિને તે આવિર્ભાવ ગમે તેટલો પરિમિત અને સંકુચિત ભાસતો હોય છતાં પણ ઉપર જણાવ્યા પ્રમાણે પ્રભુને જ્યારે આપણે શાન્ત, પરાત્પર, સાક્ષી સ્વરૂપે અને કાર્યોના સ્વામી તરીકે, તથા સર્વના આધાર રૂપ સત્–તત્ત્વ તરીકે ગણીને તેના જુદાં જુદાં સ્વરૂપો વચ્ચેના ભેદભાવને ટાળી નાખીએ ત્યારેજ આપણને વિરાટ રૂપે પ્રભુનો સાક્ષાત્કાર થયો જાણવો. તે પછીજ આપણે સમગ્ર વિરાટ પુરૂષને અને વાસ્તવિકતાને પ્રાપ્ત કરી શકીએ છીએ, અને વિરાટ ચૈતન્યમાં આપણે જાગ્રત થઇએ છીએ.

### વ્યક્તિ અને વિરાટનો સંબંધ :

હવે, આપણા વ્યક્તિગત અસ્તિત્વનો આ વિરાટ ચૈતન્ય સાથે કેવા પ્રકારનો સંબંધ હશે એ એક પ્રશ્ન ઉભો થાય છે. કારણ કે આપણે અંગત, જુદી ચેતનાને વટાવી ગયા હોઇએ છીએ છતાં આપણું મન, શરીર તેમજ આપણું જીવન તો વ્યક્તિ તરીકે કાયમ રહે છે જ. વિરાટ ચૈતન્ય

જોડે તાદાત્મ્ય સાધ્યા વિના તેનો સાક્ષાત્કાર કરવો શક્ય છે અર્થાત્ આત્મા વડે તેનું–વિરાટનું–દર્શન કરવું, તેનો સ્પર્શ કરવો અને સમ્પૂર્ણ તાદાત્મ્ય સાધ્યા વિના તેની સાથે એકતા કરવી એટલે કે તેનો સાક્ષાત્કાર કર્યા પછી પણ વિરાટમાં પોતાનો જીવભાવ જાગ્રત રાખવો એ તદ્દન શક્ય છે. વળી, એ બે વચ્ચે એક પ્રકારનો ભેદ જાળવી રાખીને તેમના સંબંધનો આનંદ પણ આપણે લઈ શકીએ; વિરાટ ચૈતન્યના આનંદમાં અને અનંતતામાં ભાગ લેવા છતાં આપણે આપણું વ્યક્તિત્વ જુદું રાખી શકીએ, અથવા તો વિરાટને આપણા મહાન આત્મા તરીકે અને જીવાત્માને લઘુ આત્મા તરીકે અનુભવીએ તેમાંનો વિરાટ, પ્રભુના દિવ્ય ચૈતન્યની કિરણરૂપી અદ્‌ભુત નિશ્રેણીમાં આવિર્ભાવ પામતો જણાય છે, અને આપણો જીવાત્મા વિરાટનું જ એક કાર્ય હોઈ વ્યક્તિ રૂપે મન, પ્રાણ અને શરીરમાં લીલા કરી રહ્યો છે એવો સાક્ષાત્કાર થાય છે જ્ઞાનયોગના સાક્ષાત્કારની ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકા તો વ્યક્તિનો વિરાટમાં લય કરવામાં જ મનાઈ છે. વ્યક્તિના ચૈતન્યને વિરાટ ચૈતન્યમાં મગ્ન કરી દેવું, અને જીવાત્માને પણ તેના બંધનમાંથી મુક્ત કરી એકતામાં અને વિશ્વમયતામાં તેનો લય કરવો એ જ્ઞાનયોગનો અંતિમ ઉદ્દેશ છે. "લય" અથવા "મોક્ષ" તે પણ આનું જ નામ પરમ્પરાગત જ્ઞાનયોગમાં એ લય શરીર, પ્રાણ અને મન સુધી વિસ્તારોને તે સઘળાનો પણ નીરવ આત્મામાં,

યા તો નિરપેક્ષ સત્-તામાં, લય કરવાનો ઉદ્દેશ પ્રધાન મનાય છે. વ્યક્તિનો અનન્તમાં લય કરવો એ મુક્તિનો સાર મનાય છે. પરન્તુ પોતે અમુક શરીર કે મનમાં બંધાયેલ ચેતના નથી એવું જ્યારે યોગી અનુભવે છે તથા અનન્ત ચૈતન્યની અપરિમેયતામાં તેની દ્વૈત-ભેદ-ભાવના ગળી જાય છે ત્યારે યોગનો ઉદ્દેશ સિદ્ધ થયો મનાય છે. ત્યાર પછી દેહને ધારણ કરવો યા ન કરવો એ પ્રશ્ન કેવલ ગૌણ બને છે. કારણ કે નિરાકાર બ્રહ્મ જ મન, પ્રાણ અને શરીર દ્વારા અનેક રૂપો ધારણ કરીને કાર્ય કરે છે. અર્થાત્ પ્રત્યેક શરીર મન વગેરે પણ તે અનંતને લીલા કરવાનું એક વિશિષ્ટ સ્થાન છે અને પ્રત્યેકમાંથી તે પોતે જ કાર્ય કરી રહ્યો છે.

સચ્ચિદાનંદની વ્યાખ્યા :

વિરાટ ચૈતન્ય તરીકે આપણે જેમાં લય પામીએ છીએ તે જ સચ્ચિદાનંદ. વિરાટ ચૈતન્યમાં જે સત્‌ને આપણે પ્રાપ્ત કરીએ છીએ તેજ સનાતન એક સત્ છે. વળી, તે જ સનાતન ચિત્ યાને ચૈતન્ય સ્વરૂપ હોઈ આપણામાં તેમજ બીજાંઓમાં કાર્ય કરે છે. અર્થાત્ તે એક સનાતન તપઃ-શક્તિ હોઈ અનન્ત કાર્યોમાં પોતાનો આવિર્ભાવ કરે છે. વળી તે સનાતન આનંદ સ્વરૂપ હોઈ તેને પોતાના આત્માનો તથા પોતાના આવિર્ભાવનો-બન્નેનો-આનન્દ સહજસિદ્ધ

હોય છે. આમ છતાં તે સચ્ચિદાનન્દ પોતે સ્થિર, અક્ષર તથા કાલ અને દિશાથી અતીત, અનન્ત કાર્ય વચ્ચે પણ અગાધ શાંતિમય, વિકારો વચ્ચે અવિકારી, દ્વૈતમાં પણ અદ્વૈત રૂપ, અખંડ, કાલ અને દિશાના સાગરોમાં થતી ભરતી ઓટથી જરા પણ અવિચલિત, દેખીતા વિરોધોથી કેવલ અસ્પર્શ્ય, તથા પ્રભુની ઇચ્છાએ આપેલી પરિમિતતાથી અપરિમિત હોય છે. મતલબ કે સચ્ચિદાનંદ એટલે વ્યક્ત જગતની વિવિધતામાં રહેલી એકતા, સર્વ વિરોધો અને વિકારોમાં આવી રહેલી સનાતન એકસૂરતા અને સર્વ અપૂર્ણતાના અંતિમ ઉદ્દેશ રૂપ તથા પરિમિતતાના સબલ કારણ રૂપ અનન્ત પૂર્ણતા.

## વ્યક્તિનું અપૂર્ણ ધોરણ :

ઉપર જણાવેલા વિરાટ ચૈતન્યમાં આપણી ચેતના ધારણ કરવાથી આપણા સઘળા અનુભવોમાં તેમજ સર્વ પદાર્થોનું મૂલ્ય આંકવાના આપણા ધોરણમાં સમૂળું પરિવર્તન થઈ જશે એ તો દેખીતું છે. વ્યક્તિ તરીકે આપણે અજ્ઞાનમાં ડૂબેલા હોઈ સર્વ પદાર્થોને સંકુચિત, પક્ષપાતી અને અંગત ધોરણથી જ માપીએ છીએ. આપણા પરિમિત ચૈતન્યની પરિમિત શક્તિથી જ આપણે સર્વ વસ્તુઓનો અનુભવ મેળવતા હોવાથી વિરાટ–વિશ્વના કોઈ પણ અનુભવને આપણે દૈવી પ્રત્યુત્તર, યા તો સાચું મૂલ્યાંકન,

આપી શકતા નથી. ઉલટું આપણે તો મર્યાદા, અશક્તિ, નિર્બલતા, શોક, દુઃખ, ક્લેશ અને તેના વિરોધી ભાવો અનુભવીએ છીએ. તેમ છતાંયે કદાચ જો ઉપર કરતાં જુદા જ અનુભવો આપણને થાય તો તે બધાય પણ સુખ દુઃખ વગેરેનાં સનાતન દ્વંદ્વને આધીન છે એવું જણાય છે. નિરપેક્ષ શિવ અને સુખની સનાતનતા આપણને દેખાતી નથી. અનુભવના ટુકડાઓ જ સ્વાભાવિક રીતે આપણને પ્રાપ્ત થતા હોઇ આપણા પરિમિત મૂલ્ય ઉપરથી જ આપણે પ્રત્યેક વસ્તુ અને સમગ્ર વિષે નિર્ણય બાંધીએ છીએ. તેથી જ્યારે આપણે પદાર્થોનું નિરપેક્ષ મૂલ્યાંકન કરવા પ્રયત્ન કરીએ છીએ ત્યારે ખરૂં જોતાં આપણે કોઇક પરિમિત દૃષ્ટિબિંદુને જ દિવ્યતાનું સ્થાન આપી દેતા હોઇએ છીએ, તથા આપણા અપૂર્ણાંકો બધા પૂર્ણાંકો છે એવું આપણે માની બેસીએ છીએ અને આપણા એકતરફી દૃષ્ટિબિંદુઓને પ્રભુની સર્વગ્રાહી સમગ્રતાના ઉપર લાદવાનો પ્રયત્ન કરતા હોઇએ છીએ.

## વિરાટનું ધોરણ:

વિરાટ ચૈતન્યની પ્રાપ્તિથી આપણને વિરાટ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે, અને પરિણામે આપણે આખા વિશ્વને એક, અનંતના દૃષ્ટિબિંદુથી નિહાળવા માંડીએ છીએ. પરિમિતતા અને અજ્ઞાનનો અર્થ ત્યારપછી આપણે માટે બદલાઈ જાય

છે. "અજ્ઞાન" એ દિવ્ય જ્ઞાનનું વિશિષ્ટ કાર્ય બને છે. બળ અને નિર્બળતા તથા અશક્તિ એ દિવ્ય શક્તિ પોતે સ્વેચ્છાપૂર્વક પોતાની વધારે ઓછી માત્રા પદાર્થમાં મૂકે તેને જ આભારી જણાય છે. હર્ષ શોક, સુખ દુઃખ વગેરે દિવ્ય આનંદનાં રૂપો છે. અને વિશ્વના વિરોધો વિવિધ બળોની સમતા અને સંવાદનાં પરિણામો જણાય છે. આવો અનુભવ થયા પછી આપણાં મન, પ્રાણ અને શરીરની પરિમિતતાથી આપણને દુઃખ થતું નથી; કારણ કે આપણે એ કારણોમાં નહિ પરંતુ આત્માની અનન્તતામાં જીવન ધારણ કરીએ છીએ, એ દૃષ્ટિએ તેઓ સચ્ચિદાનન્દના સત્, ચિત્ અને આનંદ સ્વરૂપની જ કલાઓ તરીકે ભાસે છે, જેમાં સચ્ચિદાનન્દ પોતાની જાતને વ્યક્ત કરે છે યા તો પ્રચ્છન્ન રાખે છે. પછી આપણે માનવની તથા પદાર્થોની કીંમત માત્ર તેમના બાહ્ય દેખાવ ઉપરથી જ આંકવાનું છોડી દઇ વિરોધી અને એકદેશીય વિચારોથી અને લાગણીઓથી મુક્ત થઈ જઇએ છીએ.

## તેમા પણ મનની પરિમિતતા :

કારણ કે આપણે તો સર્વમાં આત્માને જોતા થઇએ છીએ; પ્રત્યેક પ્રાણી અને પદાર્થમાં પ્રભુને જ શોધીને પ્રાપ્ત કરીએ છીએ, બાકીનું બીજું બધું આપણને કેવલ ગૌણ જ લાગે છે, કારણ કે બધાંનું મૂલ્ય તેમને પોતાને લીધે નહિ

પરંતુ અત્યારના આપણા બદલાયલા દષ્ટિબિંદુ પ્રમાણે તેઓ પ્રભુના આવિર્ભાવ છે તે માટે જ અંકાય છે. પદાર્થ અને પ્રાણી વિષે આપણે જોયું તેજ પ્રમાણે કોઇપણ બનાવ યા પ્રસંગ સુદ્ધાં આપણને ક્ષુબ્ધ નહિ કરી શકે; કારણ કે સુખી અને દુઃખી, મંગલકારી અને અમંગલકારી બનાવોનો ભેદ જતો રહ્યો હોય છે, અને તેને બદલે સર્વની દિવ્ય જરૂરિયાત અને દિવ્ય હેતુ આપણને માલૂમ પડે છે. આ પ્રમાણે આપણે સમ્પૂર્ણ મોક્ષ અને અનંત સમતાને પ્રાપ્ત કરીએ છીએ. ઉપનિષદમાં "જે માણસનો આત્મા સર્વ ભૂત માત્ર રૂપ થયો હોય તેને મોહ, તેને શોક, કયાંથી હોય ? કારણ કે તેને તો સમ્પૂર્ણ જ્ઞાન થયેલું હોય છે, તે સર્વ વસ્તુમાં એક અદ્વૈતને જ અનુભવતો હોય છે." (**यस्मिन् सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः। तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः॥** (ઇશોપનિષદ્). પરન્તુ વિરાટ ચૈતન્યમાં સિદ્ધિ મેળવ્યા પછી જ એ સ્થિતિ પ્રાપ્ત થાય છે. મનોમય પ્રાણીને માટે એ થવું મુશ્કેલ છે. આત્મસાક્ષાત્કારનો—પ્રભુપ્રાપ્તિનો વિચાર મનમાં સ્થિર થતાં જ મન પોતાના સ્વભાવ પ્રમાણે જીવનના પરાર્ધ અને અપરાર્ધ એવા બે વિરોધી વિભાગો પાડે છે. અર્થાત્ ઉચ્ચ અને નીચ ભૂમિકાઓ વચ્ચે તે ભેદ પાડે છે. એક બાજુ એક અનંત નિરાકાર, એક શાન્તિ, આનન્દ, નિઃશબ્દતા, નિરપેક્ષતા, વ્યાપકતા, શુદ્ધિ ઇત્યાદિ ગુણોનો સમૂહ; અને

બીજી તરફ સાંત, સાકારની લીલારૂપ જગત, વિરોધી દ્વૈત, કલહ, દુઃખ, અપૂર્ણતા, અશાંત પ્રવૃત્તિ, અવાસ્તવિક કલ્યાણ, નિરર્થક સફળતા, સાપેક્ષતા, પરિમિતતા, મિથ્યાત્વ અને નીચતા નજરે પડે છે. આ પ્રમાણે માનસિક ભેદ ઉત્પન્ન કરનારા તો એમ જ માને છે કે એક અનન્તની સમ્પૂર્ણ શાન્તિમાં જ, અનંતની નિરાકારતામાં જ તથા નિરપેક્ષની અવ્યક્ત દશામા જ મોક્ષ રહેલો છે; કારણ કે તેમને મન તો નિરપેક્ષ જ વાસ્તવિક ચેતના છે.

## નિષ્ક્રિયતા અને શાંતિને બદલે સક્રિયતા અને દિવ્ય લીલા :

મુક્ત થવા માટે જીવનનાં સર્વ મૂલ્યાંકનનો વિનાશ કરવો જોઇએ. સવ પરિમિતતાથી કેવળ પર થવું પર્યાપ્ત નથી, તેનો સમ્પૂર્ણ વિનાશ જ કરવો કષ્ટ છે. આમાં સિદ્ધ થયેલા સાધકોને દિવ્ય આરામ, અને શાન્તિરૂપે મોક્ષ મળે છે ખરો, પરન્તુ પ્રભુમય દિવ્ય કર્મો કરવાની મુક્તિ તેમને પ્રાપ્ત થતી નથી. પરાત્પર પુરૂષની શાન્તિ તેઓ અનુભવે છે, પરંતુ પરાત્પરના વિરાટ આનંદની લહેજત તેઓ ભોગવી શકતા નથી. વળી તેમની મુક્તિનો આધાર વિરાટની પ્રકૃતિથી અલગ રહેવા ઉપર છે. વિરાટ જીવનના ઉપર અધિષ્ઠાન કરીને તે મુક્તિ તેને પોતાનું સામ્રાજ્ય બનાવી શકતી નથી. તથાપિ, વિશ્વથી પર, અને વિશ્વની

અંદર આવિર્ભાવ પામનાર સચ્ચિદાનન્દની અખંડ શાંતિ સાધક ધારે તો ભોગવી શકે ખરો. પરંતુ તેથી કાંઇ ભેદ-વૃત્તિ દૂર થઇ જતી નથી—મટી જતી નથી. એવા સાધકો પોતે શાંત, નિષ્ક્રિય સાક્ષીની મુક્તિનો ઉપભોગ કરે છે ખરા, પણ સર્વ પદાર્થને ધારણ કરનાર, સર્વમાં આનન્દ લેનાર, તથા ઉચ્ચ ભૂમિકામાથી પોતાનું પતન થશે, પોતે સત્યને ગુમાવી દેશે, બંધનમા પડશે, યા તો પોતાને ડાઘ લાગશે એવા ભયથી કેવળ મુક્ત રહીને સર્વ સ્વરૂપોને આનંદથી ધારણ કરનાર પ્રભુની મુક્તિ તે ભોગવી શકતો નથી. એવી સ્થિતિ હોય ત્યાં સુધી આત્માના સર્વ જન્મસિદ્ધ હક્કો તે સાધકને પ્રાપ્ત થયેલા ગણી શકાય નહિ, કારણ કે તેનામાં હજી નિષેધ રહેલો છે, પરિમિતતા છે, સર્વ અસ્તિત્વ સાથે તેની સમ્પૂર્ણ એકતા હજી સિદ્ધ થયેલી નથી. મન પ્રાણ અને શરીરનાં સર્વ કાર્યોને સાધક તે શાન્ત, નિષ્ક્રિય સ્થિતિ-માથી જોતો હોવાને લીધે તે તે કરણોમાં પણ એ શાન્તિ અને નિષ્ક્રિયતા વ્યાપે છે એ ખરૂં, તથાપિ સર્વના સમ્રાટ આત્માનું દિવ્ય નિયમન તેણે હજી પ્રાપ્ત કર્યું ન જ ગણાય.

**વિરાટ ચૈતન્ય પ્રાપ્ત કરવાનો બીજો માર્ગ :**

મનોમય પ્રાણી જ્યારે પોતાની આધ્યાત્મિક ભૂમિકાઓ ઉપર જ સ્થિત રહી તે ભૂમિકામાં જ સત્‌ ચિત્‌ અને

આનંદની ચેતનાને પ્રાપ્ત કરે છે તથા અસ્તિત્વની બીજી ભૂમિકાઓ ઉપર તેની જ્ઞાનજ્યોતિ અને આનંદજ્યોતિ પ્રસરે છે, ત્યારે ઉપર પ્રમાણે બને એ તો નિર્વિવાદ છે. પરંતુ આપણી ચેતનાની નીમ્ન ભૂમિકાઓમાં સ્થિત થઈને પણ વિરાટ ચૈતન્યની પ્રાપ્તિ કરી શકાય છે. તેની રીત એ છે કે આપણા અસ્તિત્વની સર્વ ભીંતોને તોડી નાંખી ચોદિશ ઊર્ધ્વને બદલે સીધી લીટીમાં વિરાટની સાથે એકતા અનુભવવી તથા તેમાં ઉચ્ચ, દિવ્ય ચેતનાની જ્ઞાનજ્યોતિ અને વિશાળતાને આહ્વાન કરવું. આ રીતથી પણ વિરાટ ચૈતન્યનો સાક્ષાત્કાર પ્રાપ્ત થઈ શકે છે. કેવળ આત્મા એક છે એટલું જ નહિ પરંતુ મન, પ્રાણ અને શરીર પણ એક છે! વિશ્વમાં એક જ મન છે અને તે વિરાટ મન; એક જ પ્રાણ છે, અને તે વિરાટ પ્રાણ, તથા એક જ શરીર છે અને તે વિરાટ શરીર. સર્વ પ્રત્યે સહાનુભૂતિ, વિશ્વવ્યાપી પ્રેમ, અન્યોન્ય સમાધાન, પોતાનાથી જુદાં અન્ય સર્વ પ્રાણીઓના અંતરનું–આત્માનું જ્ઞાન મેળવવાની જીજ્ઞાસા વગેરે જે જે વૃત્તિઓ આપણને જણાય છે તે સઘળી જ વૃત્તિઓનો ઉદ્દેશ એ હોય છે કે ધીમે ધીમે અહંતાનાં બંધનોને તોડી નાંખી તથા તેના પડદાઓને ચીરીને કિંવા પારદર્શક બનાવીને, મન તથા હૃદયને વિશાળતા પ્રાપ્ત કરાવવી અને છેવટે સર્વ ભેદોની ભીંતને તોડીને વિરાટ ચૈતન્યનો સાક્ષાત્કાર કરાવવો. હવે સવાલ એ રહે છે કે એ ભેદની ભીંત તૂટે શી રીતે?

મન અને હૃદય એ બન્ને દ્વારા જો આપણે આત્માને પ્રાપ્ત કરી શકીએ, તથા આપણી સામાન્ય માનવચેતનામાં પ્રભુના દિવ્ય પ્રવાહને ઝીલી શકીએ, અર્થાત્ વિશ્વપ્રેમથી ઓતપ્રોત થઇ વિરાટ પ્રકૃતિ સાથે આપણી પ્રકૃતિની સંપૂર્ણ એકતા સાધી તે દ્વારા આપણી પ્રકૃતિને પ્રભુની દિવ્ય પ્રકૃતિના પ્રતિબિંબ રૂપ બની શકીએ, તો આપણાં એ બંધનો છૂટે. આપણાં શરીરો પણ છેક જુદાં નથી. તેથી આપણી શારીરિક ચેતના બીજાં શરીરો અને આખા વિરાટના શરીર જોડે એકતા સાધી શકે છે. યોગી પોતાના શરીરને બીજાનાં શરીરો સાથે એકતા પામેલું અનુભવી શકે છે, તેમની સ્થિતિને તે જાણી શકે છે તથા તેમાં ભાગ પણ લઇ શકે છે, તેને સમગ્ર પૃથ્વીના પદાર્થોની અનેક ક્રિયાઓમાંની એક ક્રિયા રૂપ જ જુવે છે. વળી વિરાટ પ્રાણનો અગાધ સમુદ્ર તો વિરાટ શરીરના કરતા પણ પોતાના પ્રાણની વધારે નજીક હોય તેમ એને લાગે છે. તેની સાથે એકતા સાધી પોતાનુ ખરૂં પ્રાણમય જીવન તેમાં છે એવો તેને અનુભવ થાય છે, એટલુ જ નહિ પણ પોતાનુ પ્રાણમય જીવન એ અનંત સમુદ્રના એક મોજા રૂપ છે એવુ પણ તેને સ્પષ્ટ જણાય છે વળી, પ્રાણની એકતા કરતાં પણ વધારે સહેલાઇથી બીજા સર્વ કોઇનાં મન અને હૃદય સાથે પોતાનાં મન અને હૃદયની એકતા સાધક અનુભવી શકે છે બીજાં પ્રાણીઓનાં અભિલાષ, આસક્તિ, હર્ષ, શોક, વિકાર વગેરે સઘળું

તેને પોતાના જ વિરાટ મનમાં બનતું દેખાઇ આવે છે. અર્થાત્ એ સઘળું તેને પોતીકું હોય એમ લાગે છે. આ બધો અનુભવ વિરાટ ચૈતન્યનો સાક્ષાત્કાર કહેવાય.

## વિરાટમાં આત્મા તથા કરણોની સમતા :

એક રોખે જોવા જઇએ તો ઉપર જણાવેલા વિરાટ ચૈતન્યના સાક્ષાત્કારમાં અનુભવાતું અદ્વૈત સર્વોત્તમ પ્રકારનું લાગે છે, કારણ તેમાં ઇન્દ્રિયગમ્ય સર્વ સૃષ્ટિનો સમાવેશ થઇ જાય છે. કેટલીકવાર તો આપણે એ સાક્ષાત્કારને સાક્ષાત્કારની પરાકાષ્ઠા તરીકે વર્ણવાતો પણ સાંભળીએ છીએ. અલબત્ત એ સાક્ષાત્કાર ઘણો મહાન છે અને વધારે વિશાળ સાક્ષાત્કાર પ્રત્યે એક અગત્યનું પગલું છે, એમાં તો જરાયે શક નથી. શોકમાં કે હર્ષમાં સર્વને પોતાના આત્મા તરીકે જોવાની ગીતાજીમાં જે આજ્ઞા કરવામાં આવી છે તેનો ભાવાર્થ પણ વિરાટ ચૈતન્યની પ્રાપ્તિ જ છે. બૌદ્ધ સાધકો એ સહાનુભૂતિવાળી અને અનુકંપાથી ભરેલી એકતા દ્વારા જ નિર્વાણની સ્થિતિને પ્રાપ્ત કરે છે. વિરાટ ચેતનાની પ્રાપ્તિમાં પણ ક્રમેક્રમે ચઢતાં ઉતરતાં પગથિયાં આવી રહેલાં છે. પ્રાથમિક ભૂમિકામાં સાધકનો આત્મા દ્વૈતના હુમલાને વશ હોય છે, અર્થાત્ અપરા પ્રકૃતિના કાબુમાં હોય છે. પરિણામે, વિશ્વનાં દુઃખોથી તે પીડાય છે, અને વિરાટના હર્ષથી પુલકિત થાય છે; અર્થાત્ બીજાં માણસોના હર્ષને

આપણે અનુભવીએ છીએ અને તેમના દુ:ખે દુ:ખી થઇએ છીએ. આપણી એ એકતા છેક સ્થૂલ દેહ સુધી લંબાવી શકાય છે. આપણે ત્યાં મહારાષ્ટ્રમાં જ્ઞાનેશ્વર મહારાજ કરીને એક સંત પુરુષ થઇ ગયા છે. તેમને વિષે એમ કહેવાય છે કે એકવાર ખેતરમાં એક બળદ પર અત્યાચાર ગુજરતો જોવામાં આવ્યો. એ જોઇ તેમનાથી દુ:ખના માર્યા રડી પડાયું, એટલું જ નહિ પરંતુ તે બળદના શરીર ઉપર પડેલો લાકડીનો સોળ તે સંત પુરુષના શરીર ઉપર પણ દેખાયો! પરંતુ સાધકે એટલેથી અટકવુ જોઇએ નહિ આપણા અદ્વૈતમાં સચ્ચિદાનંદની મુક્તિ પણ આપણને પ્રાપ્ત થવી જોઇએ. તે ઉપરાંત અપરા પ્રકૃતિના પ્રતિકાર્યો રહિત અદ્વૈત પણ રહેવું જોઇએ. એ બધુ ક્યારે થાય? જ્યારે આત્મા વિરાટમા થતાં પ્રતિકાર્યોથી છૂટે ત્યારે જ. અર્થાત્ ત્યાર પછી વિરાટનાં જે પ્રતિકાર્યો થશે તે સઘળાં શરીર, પ્રાણ અને મનમાં થતી કેવળ ગૌણ ક્રિયા તરીકે જ આપણને જણાશે. એ સઘળાં કાર્યોને આત્મા સમજે છે, સ્વીકારે છે, તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે, છતાં તેમ-નાથી વિહ્વલ બનતો નથી, કે જરા પણ લેપાતો નથી. આથી કરી ધીમે ધીમે શરીર તથા મન પણ તેવી સમતાને પ્રાપ્ત થઇ કેવળ પોતાની છાપરી સપાટી ઉપર જ તે પ્રતિકાર્યોને, પ્રસંગ પૂરતાં, સ્વીકારે છે. એ પ્રતિકાર્યોની જરાયે ઉંડી અસર તેમના પર થતી નથી. એ સાક્ષાત્કારની પરાકાષ્ટા

તો સાચે જ થઇ કહેવાય કે જ્યારે મન પ્રાણ અને શરીરની ત્રિપુટી તથા આત્મા એ બે પરસ્પર વિરોધી ગણાતા ગોલાર્ધોના અસ્તિત્વનો વિરોધ શમી જઇ મન, પ્રાણ અને શરીરમાં પણ આત્માની મુક્તિ વ્યક્ત થાય તથા તેમાં વિરાટનાં પ્રતિકાર્યોની કે દ્વૈતની અસર સરખી ન જણાય. એ સમતાનો અર્થ એવો નથી કે વિશ્વમાં બીજાઓનાં દુઃખો પ્રત્યે સાધક તદ્દન હૃદયશૂન્ય બની રહેશે. એનો અર્થ તો એવો છે કે સાધકનો આત્મા તદ્દન સ્વતંત્ર અને મુક્ત રહેશે, પ્રત્યેક બનાવને તથા પદાર્થને બરાબર સમજી લઇ તેનું મૂલ્યાંકન કરી તેને યોગ્ય સ્થાને મુકતાં શીખશે. વળી, જગતનાં દુઃખો પણ નીમ્ન ચેતનામાં રહી કલેશપૂર્વક નહિ, પરંતુ ઊર્ધ્વ ચેતનામાં રહીને તે દૂર કરી શકશે. એ ભૂમિકામાં દૈવી અનુકંપાનો અને સહાય કરવાની વૃત્તિનો ઇનકાર હોતો નથી, પરંતુ કેવળ માનુષી અને પાશવ દુઃખ તથા શોકને તેમાં જરા પણ અવકાશ હોતો નથી.

## વિજ્ઞાનમય ચેતનાની જાગૃતિની જરૂર :

આધ્યાત્મિક ચેતના અને મનોમય ભૂમિકા વચ્ચે જે સાંકળો આવી રહી છે તેને જુના વેદાંતમાં "વિજ્ઞાન"નું નામ આપવામાં આવે છે. આપણે તેને "સત્યલોક" યા તો "મનથી પર અવસ્થા" એવાં નામો આપી શકીએ. એ ભૂમિકામાં એક અને અનેકનો વિરોધ દૂર થઇ જાય છે.

એ ભૂમિકામાં આપણું અસ્તિત્વ દિવ્ય સત્યના દર્શનજનિત જ્ઞાન ગ્રહણ કરવાને તદ્દન તૈયાર થઇ રહે છે, તેમજ દિવ્ય તપઃશક્તિની અને જ્ઞાનની પ્રેરણા ઝીલવાને પણ તે લાયક બને છે. આપણા સામાન્ય જીવનમાં બુદ્ધિપ્રધાન, લાગણી-પ્રધાન, અને વિકારપ્રધાન એવું જે માનસિક જીવન આપણે ઉત્પન્ન કરીએ છીએ તે પ્રભુ અને આપણી વચ્ચે ભેદરૂપી પડદો ઉભો કરે છે. એ પડદો જો આપણે દૂર કરી શકીએ તો પછી વિજ્ઞાનમય ભૂમિકામાં યે આપણે મન, પ્રાણ અને શરીરને સ્વીકારી ઉચ્ચ આધ્યાત્મિક જીવનની પ્રાપ્તિ માટે તેમનું સમર્પણ કરી શકીએ. વેદમાં જે યજ્ઞભાવના છે તેનું રહસ્ય સમર્પણના સિદ્ધાંતમાં આવી જાય છે. કારણકે એ પ્રમાણે આધ્યાત્મિક જીવનને સમર્પિત થવાથી મન, પ્રાણ આદિ સઘળાં કરણો સચ્ચિદાનંદના અનંત સત્ય સ્વરૂપમાં રૂપાંતર પામી જાય છે. તે જ પ્રમાણે અનંત ચૈતન્યની તપઃશક્તિ, જ્ઞાન અને આનંદનાં ઝરણોને જ આપણે દિવ્ય-શક્તિ અને દિવ્ય આનંદના સ્વરૂપમાં ઝીલીએ છીએ, તથા આપણાં મન, પ્રાણ અને શરીર ઉપર તેમનું સામ્રાજ્ય સ્થાપન કરી તે સર્વે કરણોને ક્રમે ક્રમે પૂર્ણતામાં રૂપાંતર પમાડીએ છીએ. માનવમાં દેવનું અવતરણ તથા પ્રભુપ્રાપ્તિ માટે મથતા માનવનું દેવત્વમાં ઉત્થાન એ વેદમાં વર્ણવેલી બેવડી ક્રિયાનો અર્થ પણ ઉપર જણાવેલી વિજ્ઞાનની ભૂમિકાની પ્રાપ્તિમાં સમાયલો છે. એ બેવડી ક્રિયાને

પરિણામે સાધકને એક, અનંત, આનંદમય ચેતનાની પ્રાપ્તિ થાય છે; અર્થાત્ પ્રભુ જોડે તેની એકતા થાય છે, અને તેને અમૃતત્વ મળે છે. વિજ્ઞાનમય ભૂમિકાને પ્રાપ્ત થતાં જ આપણે ઊર્ધ્વ અને નીમ્ન અસ્તિત્વ વચ્ચે અજ્ઞાનથી ઉભો થયેલો વિરોધ સમૂળો દૂર કરી શકીએ છીએ. મતલબ કે પછી અનંત અને સાંત, પ્રભુ અને પ્રકૃતિ, એક અને અનેક વગેરેના વિરોધો દૂર થઈ જાય છે. વિજ્ઞાનમય ભૂમિકામાં દિવ્યતાનાં દ્વાર ઉઘડી જઈ માનવ દેવત્વને પ્રાપ્ત થાય છે. વિરાટ ચેતના સાથે વ્યક્તિનું અદ્વૈત થવાથી વ્યક્તિ કૃતકૃત્ય બને છે, અને વિરાટ-પુરૂષમાં સર્વત્ર પરાત્પર સચ્ચિદાનંદનો જ દિવ્ય આવિર્ભાવ થતો તે અનુભવે છે.

## પ્રકરણ ૩ જું

# અદ્વૈત

### જ્ઞાનયોગની બે ભૂમિકાઓ :

મન, પ્રાણ અને શરીરની અહંતા સાથે જે તાદાત્મ્ય હતું તેમાંથી જ્યારે માનવ પોતાની ચેતનાને પાછી ખેંચી લઈને પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરે, તથા અક્ષર બ્રહ્મની પ્રાપ્તિ પછી તે શુદ્ધ, નીરવ નિષ્ક્રિય બ્રહ્મમાં જ્યારે તેને વ્યક્તિત્વના બંધનોમાંથી મુક્ત કરનાર તટસ્થ તત્ત્વ મળી આવે, ત્યારે જ્ઞાનયોગની પ્રથમ ભૂમિકા પૂર્ણ થઈ ગણાય. પરંપરાથી ચાલતા આવેલા જ્ઞાનયોગમાં તો એ દશાને અંતિમ દશા જ માનવામાં આવે છે, કારણકે વિરાટ જીવનમાંથી પૂરેપૂરા છૂટા થવા માટે, અનિર્વચનીય પરાત્પર પરબ્રહ્મમાં લય સાધવા માટે, એટલુ પૂરતું છે. જ્ઞાનયોગનો સાધક પોતાના માર્ગમાં આવતા બીજા સાક્ષાત્કારોને પણ અનુભવી શકે છે. અર્થાત્, તે કાં તો વિરાટના ઇશ્વરને પ્રાપ્ત કરે,

કરી તો સર્વ પ્રાણીમાં આવિર્ભાવ પામનાર પુરુષનો સાક્ષાત્કાર કરે, કે પછી તે વિરાટ ચૈતન્યને પ્રાપ્ત કરીને સર્વ પ્રાણીઓ અને પદાર્થો સાથે પોતાનું અદ્વૈત સિદ્ધ કરે. પરંતુ એ બધા સાક્ષાત્કારો તેને મન ગૌણ હોઇ અંતિમ આદર્શ પ્રત્યેની તેની યાત્રાનાં મુકામો, યા સંજોગો, માત્ર હોય છે. પોતાના અનિર્વચનીય આદર્શ પ્રત્યે વિકાસ કરતાં એ પરિણામો આવે છે. એ બધાયે સાક્ષાત્કારોથી પર જવું એ જ્ઞાનયોગનો ઉચ્ચતમ આદર્શ છે. પરંતુ જ્યારે શાંતિ મુક્તિ અને નીરવતાને પ્રાપ્ત કરીને વિરાટ ચૈતન્યમાં સ્થિત થઇ સાધક સક્રિય તથા નીરવ બ્રહ્મ બન્નેમાં ચેતનાને ધારણ કરી દિવ્ય મુદિતમાં રહી શકે ત્યારે જ્ઞાનયોગની બીજી ભૂમિકા પ્રાપ્ત થઇ જાય. એ સ્થિતિમાં આત્મજ્ઞાનની સમગ્રતા મુક્ત આત્માનું ધામ બને છે.

સચ્ચિદાનંદની એકતા :

ઉપર જણાવ્યા પ્રમાણે સચ્ચિદાનંદના દ્વૈતમાં સ્થિર થઇને આત્મા પોતાના વ્યક્ત અસ્તિત્વની જુદી જુદી ભૂમિકાઓમાં પણ પોતાનો સાક્ષાત્કાર કરે છે. પૂર્ણયોગનું ખાસ લક્ષણ એ છે કે તે સચ્ચિદાનંદના અદ્વૈતમાં સર્વને એકતા પમાડે છે. કારણકે સત્ પોતે કેવળ એક છે એટલું જ નહિ પરંતુ તે સર્વત્ર એક છે. તેના એકેએક સ્વરૂપમાં અને સ્થિતિમાં-વિવિધતા અને દ્વૈતના આવિર્ભાવમાં તેમજ અદ્વૈ-

તર્માં પણ તે એક જ રહે છે. આપણા દેશમાં પરંપરાથી જે જ્ઞાનયોગ ચાલ્યો આવે છે તેમાં પણ ઉપર જણાવેલું સત્ય વિચારપૂરતું તો સ્વીકારવામાં આવે જ છે; છતાં જાણે સચ્ચિદાનંદ સર્વત્ર સરખો નથી, કિંવા તેનો સાક્ષાત્કાર સર્વમાં એક સરખો થઇ શકે નહિ એવી વ્યવહારિક માન્યતાનો તે સ્વીકાર કરતો હોય એમ તેની દલીલ ઉપરથી આપણને લાગે છે. એમાં અવ્યક્ત નિરપેક્ષ સ્થિતિમાં જ સચ્ચિદાનંદ મેળવવાનો છે એમ માનવામા આવે છે, આવિર્ભાવમાં નહિ. તટસ્થ અવ્યક્તમાં સચ્ચિદાનંદ વધારે શુદ્ધ સ્વરૂપમાં હોય છે, વ્યક્તિમાં નહિ. તે નિર્ગુણમાં પૂર્ણ છે, સગુણમાં એટલો પૂર્ણ નથી; શાંત નિષ્ક્રિય બ્રહ્મમાં જેટલો તૃપ્તિકર છે તેટલો સક્રિય બ્રહ્મમાં હોતો નથી. એ પ્રમાણે પ્રચલિત માન્યતા હોવાથી તે હંમેશા નિરપેક્ષની એક બાજુના સાક્ષાત્કારની કીંમત ઓછી આંકે છે અને ચેતનાનું ઉત્થાન કરીને સંપૂર્ણ સાક્ષાત્કારને માટે તે બધાનો ત્યાગ અનિવાર્ય ગણે છે. પરંતુ પૂર્ણયોગમાં આપણે એવો ભેદ કરતા નથી. અદ્વૈતના સાક્ષાત્કારમાં પૂર્ણયોગ પણ કૈવલ્ય બ્રહ્મને પ્રાપ્ત કરે છે, છતા તેની કૈવલ્યતાની વ્યાખ્યા જુદી હોય છે. વ્યક્ત અને અવ્યક્ત બન્નેમાં પૂર્ણયોગના સાધકને એક જ પ્રકારનું અદ્વૈત જણાય છે।

## પૂર્ણ અદ્વૈત :

અવૈયક્તિક અને વ્યક્તિગત, સગુણ અને નિર્ગુણ, વિરાટની નીરવતાના અનંત ઊંડાણમાં તથા વિરાટ ક્રિયા-સાગરની અનંત વિશાળતામાં—સર્વત્ર તેને તો અદ્વૈત જ દેખાય છે! તેને તો પુરુષ અને પ્રકૃતિ બન્નેમાં એ જ નિરપેક્ષ અદ્વૈત જણાય છે; પ્રભુના સાન્નિધ્યમાં અને તેની શક્તિનાં વિરાટ કાર્યોમાં પણ તેને એ જ અદ્વૈત જણાય છે! એક, ઉત્તમ પુરુષના સનાતન આવિર્ભાવમાં અને અનેક પુરુષોના આવિર્ભાવમાં, પોતાની અનેકતાવાળી એકતાને બરાબર જાળવી રાખનાર એક અખંડ સચ્ચિદાનંદમાં, અને જુદાં જુદાં મન, પ્રાણ અને શરીરમાં થતા તેના જુદા જુદા આવિર્ભાવમાં પણ તેને તો અદ્વૈત જ દેખાય છે. એ અદ્વૈત એ કરણોમાં, પ્રચ્છન્નપણે, વાસ્તવિક જ હોય છે, અને પ્રગટ થવા માટે પ્રયત્ન કરતું હોય છે. સર્વ પ્રકારની એકતા એટલે પૂર્ણયોગીને માટે શુદ્ધ અનંતનો સાક્ષાત્કાર; અને સર્વ પ્રકારનો ભેદ તેને મન સનાતન અસ્તિત્વના, યાને પ્રભુના સમૃદ્ધ, અપરિમિત સત્‌-તાના, સાક્ષાત્કાર રૂપ લાગે છે.

સમગ્ર જ્ઞાનપ્રાપ્તિ માટે સંપૂર્ણ અદ્વૈતનો સાક્ષાત્કાર કરવો એ ઘણું જ આવશ્યક છે. એકતા અને અનેકતા-શુદ્ધ સ્વરૂપમાં અને આવિર્ભાવ-બન્નેમાં સચ્ચિદાનંદને એકરૂપ જાણવો એ જ જ્ઞાનનો પાયો ગણી શકાય. વળી,

આપણા ચૈતન્યની સામાન્ય ભૂમિકામાં અને તેનાં કાર્યોમાં એ સાક્ષાત્કારને વાસ્તવિક બનાવવો જોઇએ. આપણા વ્યક્તિત્વની ભાવનાને ડૂબાવી દઈ તન્મય થઈ રહેવું એ જ્ઞાનયોગની સિદ્ધિ ગણી શકાય. તે એકતાના ચૈતન્યમાં જ જીવવું, તેના વિચાર કરવા, તેની જ લાગણીઓ અનુભવવી, તેની તપઃશક્તિનો ઉપયોગ કરવો અને તેની સાથેની એકતાની ભાવનામાં રહી કર્મ કરવાં એ જ વ્યક્તિના જીવનનું સાર્થક છે. મતલબ કે, અદ્વૈતની પ્રાપ્તિ અને દ્વૈતમાં તેનો અનુભવ એનું જ નામ યોગ.

ગમે તે ભૂમિકામાં, કે ગમે તે સ્થિતિમાં, હોય તો પણ સચ્ચિદાનંદ પોતે તો એક–અદ્વિતીય–જ છે. એટલે સર્વ સિદ્ધિનો પાયો આપણે તેના જ ઉપર રચવાનો છે–પછી તે તપઃશક્તિના કે સત્ના ઉપર આધાર રાખતી હોય, અથવા તો જ્ઞાનશક્તિ કે આનંદના ઉપર આધાર રાખતી હોય. આગળ જોયું તેમ આપણે અનંત, નિરપેક્ષ સચ્ચિદાનંદમાં જ આપણું જીવન ધારણ કરવાનું છે. નિરપેક્ષ પરાત્પરતામાં–તેના શુદ્ધ યાને વિશ્વથી પર સ્વરૂપમાં, તેમજ સર્વ સાપેક્ષતાઓમાં આવિર્ભાવ પામનાર નિરપેક્ષ રૂપે તટસ્થ બ્રહ્મમાં, તેમજ સર્વ વ્યક્તિઓમાં, સર્વગુણોથી પર સ્થિતિમાં તેમજ અનંત ગુણોને ધારણ કરનાર વિવિધ રૂપોમાં સચ્ચિદાનંદ મોજુદ છે. વળી, તે નીરવતા છે જેમાંથી સનાતન

શબ્દ સર્જન કરે છે, તથા દિવ્ય સ્થિરતા અને શાંતિ છે જે પોતાનામાં અનંત આનંદ અને અનંત ક્રિયાને ધારણ કરે છે. આપણે તેને જાણવો જોઇએ પુરુષ તરીકે : સર્વના જ્ઞાતા, અનુમન્તા, ભર્તા, સર્વશાસક, સર્વવ્યાપી, સર્વધારક તરીકે. તથા પ્રકૃતિ તરીકે સર્વજ્ઞાન, તપઃશક્તિ અને રૂપોનો અમલ કરનાર શક્તિ તરીકે પણ તે જ કાર્ય કરે છે એ જાણવું જોઇએ.

સચ્ચિદાનંદના વ્યક્ત અસ્તિત્વનાં રૂપો :

આપણે સચ્ચિદાનંદને એક સત્ તરીકે જોવાનો છે. તે પોતાના સત્‌માં એકાગ્ર હોવા છતાં સર્વ અસ્તિત્વમાં વ્યક્ત થયેલો છે. આપણે તેને એક ચિત્—અથવા ચૈતન્ય સ્વરૂપે, સ્વીકારવાનો છે. તે પોતાના ચૈતન્યમાં એકાગ્ર છે છતાં વિશ્વ પ્રકૃતિમાં અને અનંત પ્રાણીઓમાં તે વિસ્તૃત છે; તે ચૈતન્ય જ્યારે પોતાના જ સ્વરૂપમાં એકાગ્ર થઇ રહે છે ત્યારે અક્રિય આરામમાં હોય છે. પરંતુ જુદાં જુદાં ચૈતન્યના સ્વરૂપમાં જ્યારે તે આવિર્ભાવ પામે છે ત્યારે તે અનંત ક્રિયાઓને ધારણ કરે છે. વળી આપણે તે સચ્ચિદાનંદને અનંત આનંદરૂપે પણ પ્રાપ્ત કરવાનો છે. તે આનંદમાં અનંતતાની ચેતના હોય છે, અને સર્વ લક્ષણો શક્તિઓ અને સ્વરૂપોને તે પોતાની જાત તરીકે જાણે છે. તે સચ્ચિદાનંદ જ આપણને ઋતમ્ તરીકે જણાય છે.

તેમાંથી સર્જક જ્ઞાન અને જ્ઞાનપૂર્ણ તપઃશક્તિ જન્મ પામે છે, અને મર્ત્ય મન, પ્રાણ અને શરીર ઉત્પન્ન કરે છે-તેમનું નિર્માણ કરે છે. વળી, મનોમય ભૂમિકામાં પણ તે સચ્ચિદાનંદ જ એક વિરાટ મન સ્વરૂપ હોય છે, અને તે સર્વ મનોમય પ્રાણીઓને અને મનની ક્રિયાઓને પોતાનામાં ધારણ કરે છે. વળી, તે સચ્ચિદાનંદ આખા વિશ્વનો પ્રાણ હોઇ સર્વ પ્રાણીઓમાં કાર્ય કરી રહેલો છે. સર્વ રૂપ અને સર્વ પદાર્થની રચનામાં વ્યાપી રહેલ પદાર્થતત્ત્વ પણ તે છે અને તેના ઇન્દ્રિયગોચર ખીબામાં પ્રાણ તથા મન વ્યક્ત થાય છે. અંતમાં સઘળાનું તે સચ્ચિદાનંદ જ એક માત્ર આકાશ છે, જેમાં સત્ જોડે ચેતના અને આનંદ એકતાને પ્રાપ્ત કરે છે. અસ્તિત્વના-આ સાતે પ્રકારો સચ્ચિદાનંદના વ્યક્ત અસ્તિત્વનાં આવશ્યક અંગો છે!

## પૂર્ણયોગમાં બીજો સાક્ષાત્કાર :

પૂર્ણયોગમાં તો સાધકે ઉપર જણાવેલા અવિર્ભાવનું એવડું સ્વરૂપ સ્વીકારવું જોઇએ. કારણકે ઊર્ધ્વ પ્રકૃતિમાં સચ્ચિદાનંદ સર્વાંશે પ્રગટ છે જ્યારે મન, પ્રાણ અને શરીરના નિમ્ન લોકમાં તે અવ્યક્ત રહે છે. એ બન્ને સ્વરૂપોનો સુમેળ સાધીને તેમને એકત્ર કરે એવો વ્યાપક સાક્ષાત્કાર કરવાનો છે. એ બે પ્રકારના જીવન વચ્ચે ભેદ પાડીને ઉચ્ચ આધ્યાત્મિક અને સ્થૂલ વ્યવહાર જીવનને એક બીજાથી જુદાં નથી

પાડવાનાં. ઊલટું આપણે તો આપણા વ્યવહાર જીવનને પણ તે ઊચ્ચ ભૂમિકાના બીબામાં ઢાળીને તેનું રૂપાંતર કરી નાંખવાનું છે. પાર્થિવ તત્ત્વને તો આત્માએ ઇન્દ્રિયો દ્વારા ઉત્પન્ન કરેલા બીબા તરીકે આપણે જાણવું જોઇએ. અર્થાત્ તે સચ્ચિદાનંદના જ્ઞાન, શક્તિ, આનંદ વગેરેનો વિશ્વની ક્રિયાઓમાં આવિર્ભાવ કરવા માટેનું એક આવશ્યક સાધન છે એમ આપણે જાણવું જોઇએ. આપણા પ્રાણને પણ અનંત દિવ્ય શક્તિના એક ઝરણા તરીકે સ્વીકારી ઇન્દ્રિયો અને મન તેનામાં જે ભેદ અને પરિમિતતા ઉત્પન્ન કરે છે તેનો આપણે ત્યાગ કરવાનો છે. એમ થતાં દૈવી શક્તિ આપણા પ્રાણને અપનાવશે, દોરશે તથા તેનું પરિવર્તન કરશે, જેથી કરીને આપણી મન પ્રાણ અને શરીરને ટકાવી રાખનારી પ્રાણશક્તિ તે પરિમિતતાનો ત્યાગ કરશે, અને અખંડ આનંદ સ્વરૂપ સચ્ચિદાનંદની શક્તિનું એક સ્વરૂપ માત્ર થઇ રહેશે ! તેજ પ્રમાણે આપણા આત્મસ્પર્શમાં મગ્ન થઇ ગયેલા, ભાવવાળા મનને પણ વિશ્વપ્રેમ અને વિરાટ આનંદની લીલાના સ્વરૂપમાં બદલી નાખવું જોઇએ, એટલું જ નહિ પરંતુ આપણી અંદર જ્ઞાનપ્રાપ્તિ માટે તથા તપ શક્તિનો પ્રયોગ કરવા માટે પ્રયત્ન કરનાર બુદ્ધિને દિવ્ય ઋતમ્ભરી જ્ઞાનશક્તિની જ્યોતિથી એટલું તો પ્રભાવાન બનાવવું જોઇએ કે અ તે તે પોતે એ દિવ્ય ઊર્ધ્વ ક્રિયાનું જ એક રૂપ બની રહે

## રૂપાંતર થવા માટે વિજ્ઞાનની જરૂર :

ઉપર જે રૂપાન્તરનું આપણે વર્ણન કર્યું તે સાધકમાં જ્યાં સુધી ઋત-ચિત્ મન જે મનોમય ભૂમિકામાં વિજ્ઞાનનું પ્રતિનિધિ છે તે જાગ્રત થાય નહિ ત્યાં સુધી સંપૂર્ણપણે સિદ્ધ થતું નથી. અગર જો થાય છે તો તેનો સંપૂર્ણ અમલ થઈ શકતો નથી. એ ઋત ચિત્ મન વિજ્ઞાનમાં જ્યોતિકિરણો ઝીલવાને લાયક હોય છે. જ્યાંસુધી આત્મા અને મન વચ્ચે રહેલી આ સાંકળને સાધક પ્રાપ્ત કરતો નથી ત્યાંસુધી પરા અને અપરા પ્રકૃતિનો ભેદ કાયમ રહે છે, કારણકે તે સાંકળના વિના ઊર્ધ્વમાંથી કોઇક કોઇકવાર સંદેશાઓ આવે-મળે-પ્રભાવની અસર પડે, યા તો મસ્ત, કે જ્યોતિપૂર્ણ સમાધિમાં નિમ્ન પ્રકૃતિ ઊર્ધ્વના અધિકારમાં જાય તે છતાં માનુષી પ્રકૃતિનું સંપૂર્ણ રૂપાંતર તેનાથી થઈ શકતું નથી. વળી, આપણે શુદ્ધ સચ્ચિદાનંદને ચિત્ત યાને લાગણીઓ દ્વારા અપૂર્ણ રીતે જાણી શકીએ, તથા આપણા મનમાં તેનો કંઈક ખ્યાલ બાંધી શકીએ, અથવા તો બુદ્ધિથી સર્વ પ્રાણીઓમાં અને પદાર્થોમા વ્યાપી રહેલા એક આત્માને વિષે એવું જ્ઞાન મેળવી શકીએ, અથવા સર્વ આવેશો અને બાહ્ય સ્પર્શોમાં પ્રભુનો દૈવી આનંદ વિલસી રહ્યો છે એવું જાણી શકીએ, તેમજ જીવનની સર્વ ક્રિયાઓ પાછળ પ્રભુની દિવ્ય શક્તિ કાર્ય કરી રહી છે એવુ સમજી શકીએ; તે છતાં

પણ આપણાં મન, પ્રાણ અને શરીર પોતાની જુની પ્રકૃતિ નહિ છોડે અને ઊર્ધ્વમાંથી પ્રાપ્ત થતા જ્ઞાનને વિકૃત કરી વિરોધ અને દ્વૈત ઉત્પન્ન કર્યા જ કરશે. વળી, તે ઉચ્ચ ભૂમિકાની અસર સૌથી વધારે સમર્થ, વિશાળ અને પવિત્ર હોય તોપણ તેનું કાર્ય અનિયમિત અને અવ્યવસ્થિત રહેશે, અને તેનો સંપૂર્ણ સાક્ષાત્કાર તો શાંતિ અને એકાંતમાં જ કરી શકાશે. વળી, જ્યારે તે ઊર્ધ્વ ચેતના આપણાથી દૂર થઈ જશે ત્યારે આપણામાં તીવ્ર પ્રતિકાર્યો થઈ આપણે અજ્ઞાનમય અંધકારની દશામાં પાછા ગબડી પડીશુ.

## મનની પરિમિતતા :

પરિણામે સામાન્ય સાંસારિક જીવનના કોલાહલમાં અને દબાણમાં તથા ઇન્દ્રિયોના બાહ્યસ્પર્શોમાં તથા દ્વૈતભાવના બંધનમાં પડી આપણે તે ઉચ્ચ અનુભવોને સદંતર ભૂલી જઈશુ અને એકાંતમા, ઈશ્વરની સન્નિધિમાં, અથવા તો આનંદ અને હર્ષના અસાધારણ ઊભરાને સમયે જ તેને પ્રાપ્ત કરી શકીશું. કારણકે પરિમિત ક્ષેત્રમાં પરિમિત ગતિ કરી રહેલ આપણું મન વિભાગ કર્યા સિવાય વસ્તુઓને સમજી શકતું નથી; પરિણામે, તે ચંચળ, વિકારી અને અસ્થિર બની રહે છે. મન પોતાનું ક્ષેત્ર પરિમિત કરે તો જ તે નિશ્ચિત થઈ શકે છે, અને તે સંપૂર્ણ રીતે નિષ્ક્રિય થઈ શાંત થાય તોજ સ્થિરતાને પામી શકે છે.

વિજ્ઞાનનું કાર્ય :

હવે, આપણને સત્યનું જે સીધેસીધું દર્શન થાય છે તે એ વિજ્ઞાનમાંથી આવે છે. વિજ્ઞાન એટલે જ્ઞાનપૂર્ણ તપ-શક્તિ અને પરિણામજનક કિંવા અસરકારક જ્ઞાન. અનંત-માંથી વિરાટની વ્યવસ્થા તે ઉપજાવે છે. વેદમાં કહ્યુ છે કે જ્યારે વિજ્ઞાન સક્રિય થાય છે ત્યારે આકાશમાંથી આનંદનાં અનંત ઝાપટાંઓ–આનંદનો અનંત વરસાદ–પડે છે. એ ઊર્ધ્વ જ્યોતિમાગરમાંથી–જ્ઞાન, શક્તિ અને આનંદના સમુદ્રમાંથી–વહેતી સાતે નદીઓમાં ભરતી આવે છે ! વિજ્ઞાન સચ્ચિદાનંદને પ્રત્યક્ષ કરાવે છે. આપણા માનસની છૂટી છવાઇ અને અવ્યવસ્થિત સૂચનાઓ ને વિચારોની પાછળ જે સત્ય કાર્ય કરી રહ્યુ હોય છે તેને વિજ્ઞાન પ્રત્યક્ષ કરાવે છે, અને તે પ્રત્યેકને તેને પોતાને યથાસ્થાને સત્યન સનાતન અદ્વૈતમાં ગોઠવી દે છે. એ પ્રમાણે કાર્ય કરીને આપણા અપૂર્ણ જ્ઞાનથી પ્રકાશિત મનને વિજ્ઞાન સંપૂર્ણ જ્ઞાનરૂપી જ્યોતિથી પ્રકાશિત કરી મૂકે છે. આપણી અપૂર્ણ માનસિક તપ.શક્તિ અને આવેશપૂર્ણ કામનાઓ, પ્રાણમય વાસનાઓ તથા અપૂર્ણ કુટિલ પ્રયત્નોની પાછળ જે તપઃશક્તિ કાર્ય કરી રહી છે તેનો વિજ્ઞાન આપણને સાક્ષાત્કાર કરાવે છે, એટલું જ નહિ પણ તે જ્ઞાનપૂર્ણ તપ શક્તિની એકતામા આપણા એકેએક પ્રયત્નને યોગ્ય સ્થાને ગોઠવી દે છે. એ પ્રમાણે કાર્ય કરવાને લીધે વિજ્ઞાન આપણા પ્રાણ અને મનના અજ્ઞાન-

પૂર્ણ પ્રયત્નને વ્યવસ્થિત શક્તિની સમગ્રતામાં ફેરવી નાખે છે. વળી આપણાં બાહ્યસ્પર્શો અને લાગણીઓ જે આનંદની શોધમાં છે, અને જેને પ્રાપ્ત કરવા જતાં સંતોષ, અસંતોષ, દુઃખ, શોક અને ઉદાસીનતાનો અનુભવ કરીને તેઓ પાછાં પડે છે તે આનંદનું ખરૂં સ્વરૂપ વિજ્ઞાન આપણને બતાવે છે અને વિશ્વવ્યાપી આનંદમાં દરેક માત્રાસ્પર્શ પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરે છે. એ પ્રમાણે કાર્ય કરીને વિજ્ઞાન આપણા દ્વૈતભાવથી પૂર્ણ આવેશો અને સ્પર્શોને તથા તેમના વિરોધોને શાંત છતાં સમર્થ અને ગહન પ્રેમ તથા આનંદના સ્વરૂપમાં રૂપાન્તર પમાડે છે. વળી, વિરાટ કિંવા વિશ્વની ક્રિયાનું સત્ય જાણીને તેની પ્રત્યેક ક્રિયાની પાછળ કાર્ય કરી રહેલું સત્ય તે આપણને દેખાડે છે, તથા પ્રત્યેક ક્રિયાનો અંતિમ આદર્શ, તેને સિદ્ધ કરનાર તેનામાં રહેલ શક્તિ અસ્તિત્વના જે અપૂર્વ આનંદને માટે અને જે આનંદમાંથી પ્રત્યેક ક્રિયા ઉત્પન્ન થયેલી છે તે વિજ્ઞાન પ્રગટ કરે છે. અને વિરાટનાં તે સર્વ સ્વરૂપોને વિજ્ઞાન સચ્ચિદાનંદના સત્ ચિત્ તથા આનંદ જોડે સંબંધમાં લાવે છે. અર્થાત્ વિજ્ઞાન અસ્તિત્વના સર્વ વિરોધો, દ્વૈતભાવોનો સંવાદ સાધી તે સર્વમાં આપણને એક, અનંતનું દર્શન કરાવે છે. એકવાર આ વિજ્ઞાનમય જ્યોતિને પ્રાપ્ત કર્યા પછી સુખ, દુઃખ, ઉદાસીનતા સર્વે, એકજ અનંતના સ્વયંભૂ આનંદના સ્વરૂપમાં ફેરવાઇ જાય છે; શક્તિ–અશક્તિ,

જય-પરાજય, સર્વે સ્વયંસિદ્ધ તપઃશક્તિના સ્વરૂપમાં લય પામી જાય છે અને સત્ય, અનૃત, વગેરે દ્વંદ્વો પણ અનંત ચેતના અને વિરાટ જ્ઞાનમાં રૂપાન્તર પામી જાય છે. વળી આત્માની પ્રગતિ અને અધોગતિ, બંધન યાને મર્યાદા, અને મુક્તિ વગેરે સઘળું ચૈતન્યપૂર્ણ અનંત સતના સમુદ્રમાં ઉદ્દભવતાં મોજાં પેઠે ઝોલાં ખાય છે—મતલબ કે આપણું આખું જીવન અને ચૈતન્ય સચ્ચિદાનંદની પ્રાપ્તિરૂપ થઇ રહે છે.

જ્ઞાનયોગમાં ત્રિમાર્ગની એકતા.

આ પ્રમાણે પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થતાં આપણે કર્મ જ્ઞાન અને ભક્તિના માર્ગની એકતાને પ્રાપ્ત કરી શકીએ છીએ. શુદ્ધ કિંવા સત્ય અસ્તિત્વનો સાક્ષાત્કાર કરવો એ જ્ઞાનયોગનો, સર્વ કર્મના અવ્યક્ત અધિષ્ઠાતા તરીકે કાર્ય કરી રહેલી દિવ્ય ચિન્મય તપ શક્તિનો સાક્ષાત્કાર કરવો એ કર્મયોગનો, અને સર્વ પ્રાણીઓ અને મનુષ્યોને પ્રેમથી ચાહી શકે એવા ભાવનો સાક્ષાત્કાર કરવો એ ભક્તિયોગનો અંતિમ હેતુ છે. તેને सत्, चित्-तपस् અને आनन्द એ નામથી આપણે ઓળખીએ છીએ. ઉપર જણાવેલા ત્રિમાર્ગમાંનો પ્રત્યેક માર્ગ, એક યા તો બીજા સ્વરૂપ દ્વારા, સમગ્ર સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર કરવા માગે છે. જ્ઞાનયોગને અંતે આપણે આપણા સત્ય, સનાતન અને અક્ષર આત્માને પ્રાપ્ત કરીએ

છીએ, અને તેજ વિશ્વમાંનો પ્રત્યેક "હું" અભિવ્યક્ત કરે છે, યા તો તેનો પ્રતિનિધિ છે. અર્થાત્‌ સોઽહમ્–"તે હું છું" એવો સાક્ષાત્કાર થતાં સર્વ પ્રકારનું દ્વૈત ઓગળી જાય છે, અને તે સાક્ષાત્કારને પરિણામે આપણે સર્વ પ્રાણીઓ જોડે પણ આપણું અદ્વૈત સાધી શકીએ છીએ.

## જ્ઞાનયોગ અને કર્મયોગનું અદ્વૈત :

પરંતુ એ પૂર્ણજ્ઞાનને પરિણામે સચ્ચિદાનંદના અનંત અસ્તિત્વને આપણે વિશ્વના કર્તા અને શાસક તરીકે અને શક્તિના અધિષ્ઠાતા તરીકે પણ જોઇ શકીએ છીએ. પરિણામે વિશ્વની સમસ્ત ક્રિયામાં તેનો જ આવિર્ભાવ થઇ રહ્યો છે એવું જ્ઞાન આપણને થાય છે. એ જ્ઞાનમાં વિરાટની સચેતન તપશક્તિમાં કાર્ય કરી રહેલ સ્વયંભૂ સચ્ચિદાનંદ, પ્રભુ તરીકે, ઇશ્વર તરીકે પ્રગટ થાય છે. વળી, એ પૂર્ણ-જ્ઞાનને લીધે આપણી તપઃશક્તિ પ્રભુની દિવ્ય તપઃશક્તિ સાથે અદ્વૈત પામી શકે છે, એટલું જ નહિ પરંતુ સર્વ ભૂતમાત્રમાં રહેલ શક્તિમાં પ્રભુની તપઃશક્તિનો આપણને સાક્ષાત્કાર થાય છે, અને બીજી શક્તિઓની સાર્થકતા અને સિદ્ધિ તે આપણા પોતાના વિરાટ આત્માની, અર્થાત્‌ આપણી પોતાની જ સિદ્ધિ હોય એમ લાગે છે! આ પ્રમાણે દ્વૈત, વિરોધ, ભેદ, કલહ વગેરેનું મૂળ જતું રહે છે અને પછી તેનો બાહ્ય દેખાવ જ માત્ર બાકી રહે છે. એ પૂર્ણજ્ઞાનને લીધે

આપણે દિવ્ય કર્મ કરવાને લાયક થઇએ છીએ. એ કર્મો આપણી પ્રકૃતિને જાણે આપણાં પોતાના હોય તેવાં લાગે છે; પરંતુ આપણા આત્માને તો તે તદ્દન તટસ્થ જ લાગે છે, કારણકે આત્મા આપણી અહંતાથી પર હોઇ પોતાના વિરાટ સ્વરૂપની અનુમતિથી જ તે કાર્ય કરવામાં પ્રવૃત્ત થાય છે. મતલબ કે, આપણાં સર્વ કર્મોમા આપણે સમતાથી અર્થાત્ કર્મ અને તેના ફળ પ્રત્યે બંધનરહિત થઇને, તથા પરમાત્મા જોડે એકતા સાધીને અને આપણી વ્યક્તિગત જવાબદારીમાથી તથા તેનાં પ્રતિકાર્યોથી મુક્ત થઇને પ્રવૃત્ત થઇ શકીએ છીએ. કર્મયોગની આ પરાકાષ્ટા જ્ઞાનયોગને અન્તે આપોઆપ આવે છે.

જ્ઞાનમાં ભક્તિયોગની પરાકાષ્ટા :

પૂર્ણ જ્ઞાનને અંતે સ્વયંભૂ સચ્ચિદાનંદ આપણને નિખિલ આનંદ સ્વરૂપે પ્રગટ થતો જણાય છે અને તેજ જગતનો આવિર્ભાવ કરે છે, તે સર્વ પ્રાણીઓ રૂપે આવિર્ભાવ પામીને તેમના કર્મની પેઠે તેમની ભક્તિને પણ સ્વીકારે છે. વળી, તે તેમના ઉપર કરુણા વરસાવે છે એટલું જ નહિ, પણ પોતે તેમને પોતાના પ્રત્યે આકર્ષી આત્માનંદમાં મગ્ન કરી દે છે. તેને આપણા દિવ્ય આત્મા તરીકે જાણીને આપણે તેની જોડે અદ્વૈત પ્રાપ્ત કરી શકીએ છીએ અને પતિપત્ની અથવા તો આશુક માશુક જે પ્રમાણે પ્રેમમાં

અદ્વૈત પામે છે તેજ પ્રમાણે આત્મા પરમાત્માના પ્રેમાલિંગનમાં દિવ્ય આનંદનો અનુભવ પ્રાપ્ત કરે છે સર્વ પ્રાણીઓ અને પદાર્થોમાં તેનું દર્શન કરીને આપણા પ્રિયતમના આનંદ, પ્રેમ, સૌ દર્યને સર્વત્ર નિહાળીને આપણો આત્મા વિરાટ આનંદ અને વિરાટ પ્રેમને માટે તલપાપડ થઇ રહે છે. આ ભક્તિયોગની પરાકાષ્ટા પણ જ્ઞાનયોગના માર્ગમાં આપોઆપ પ્રાપ્ત થાય છે.

## પૂર્ણયોગમા સર્વત્ર પ્રભુ

પૂર્ણ જ્ઞાનમાં સર્વ વસ્તુ એકમાં લય પામી જાય છે. આ વિશ્વ સંગીતના એકેએક સૂરને આપણે સ્વીકારીએ છીએ પછી તે કોમળ કે તીવ્ર, શ્રુત કે અશ્રુત, સમર્થ કે નિર્બળ, ગમે તેવા હોય તો પણ સચ્ચિદાનંદની એકસૂરતામાં તે બધાયને આપણે સંવાદી બનેલા નિહાળીએ છીએ, એટલુંજ નહિ પણ ત્યા તો તેમનું રૂપાંતર સુદ્ધાં થઇ જાય છે. જ્ઞાનને અંતે શક્તિ અને આનંદ પણ મળે છે तत्र को मोह क शोक एकत्वमनुपश्यत । –( ઇશોપનિષદ ) સર્વત્ર એક અનંતને જોનારને તે વળી મોહ કેવો શોક કેવો ?"

## પ્રકરણ ૪ થું

# પુરૂષ ( આત્મા ) અને પ્રકૃતિ

### મનુષ્યના સર્વ પ્રયત્નોની અંતિમ દશા :

આગલા પ્રકરણમાં આપણે પૂર્ણજ્ઞાનનાં સર્વ દષ્ટિબિંદુઓની એકતા જણાવી. પરંતુ આપણા દિવ્ય થયેલા ચૈતન્યમાં પ્રભુ પેઠેજ આપણે આખા વિશ્વને સંપૂર્ણ રીતે અને યથાર્થ પ્રકારે, ધારણ કરવું હોય તો પ્રથમ આપણે પ્રત્યેક પદાર્થનું પોતાનું નિરપેક્ષ સ્વરૂપ જાણવું જોઇએ, અને પછી તેને પૂર્ણતા અર્પનાર સર્વ પદાર્થો સાથે તેની એકતાનો સંબંધ પણ જાણવો જોઇએ; કારણકે પ્રભુ પણ તે પ્રમાણેજ પોતાની જાતને વિશ્વમાં કલ્પે છે અને સાક્ષાત કરે છે. પદાર્થોને વિભાગ તરીકે તથા અપૂર્ણ તત્ત્વો તરીકે જોવા એ તો નિમ્ન પ્રકારનું પૃથક્કરણપ્રધાન જ્ઞાન કહેવાય. નિરપેક્ષ અનંત તો સર્વત્ર-સર્વવ્યાપી છે, આપણે તેને સર્વત્ર જોવાનો અને શોધી કાઢવાનો છે; પ્રત્યેક સાંત વ્યક્તિ

અથવા પદાર્થ અનંત છે, અને આપણે તેની અનંતતા અને તેના સાંત સ્વરૂપ અન્તેનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. આપણે " જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ " એમ કહીએ છીએ તેનો અર્થ માત્ર બુદ્ધિજન્ય વિચાર કરવો અથવા તો કલ્પનાના તરંગો ઉઠાવવા એવો થતો નથી; પરંતુ દિવ્ય દૃષ્ટિ, દિવ્ય ઇંદ્રિયો અને દિવ્ય આનંદથી આપણા આત્માના ચૈતન્યમાં તે પદાર્થ સાથે દિવ્ય તાદાત્મ્ય સાધવું એવો થાય છે—અને તે પણ પરાત્પર થાને વિશ્વથી પર અવસ્થામાં નહિ, પરંતુ આ વિશ્વમાંજ જે સઘળું આવી રહેલું છે તેની સાથે વળી, એ અદ્વૈત કેવળ સમગ્ર વિશ્વ સાથે જ નહિ પરંતુ તેમાં આવી રહેલા પ્રત્યેક પદાર્થ સાથે અનુભવાવું જોઇએ. અર્થાત્ સર્વ પદાર્થોનો સમૂહ, તેમજ વિશ્વમાં રહેલો પ્રત્યેક પદાર્થ, આપણો પોતાનોજ આત્મા છે, પ્રભુ છે, અનંત છે, એવો સાક્ષાત્કાર થવો જોઇએ પ્રભુએ ઉત્પન્ન કરેલા વિશ્વમાં સંપૂર્ણ આનંદ લેવાની શક્તિનું, મન પ્રાણ ચિત્ત અને તપ શક્તિમાં સંપૂર્ણ સંતોષની વૃત્તિનું, અને ચૈતન્યની સંપૂર્ણ મુક્તિનું રહસ્ય ઉપર જણાવેલા સાક્ષાત્કારોમાં સમાયલું છે. એ સર્વોત્તમ અનુભવ પ્રાપ્ત કરવા માટેજ કવિતા અને કળા તથા બીજા સ્વાનુભવ અને સર્વાનુભવરસિક પ્રવૃત્તિના વિવિધ પ્રયત્નો વિશ્વમાં થઈ રહ્યા છે। વળી, વિશ્વના પદાર્થોને પ્રાપ્ત કરવાની અને તેમનો ઉપભોગ કરવાની જે કામના અને તે કામનાને તૃપ્ત કરવાને જે પ્રયત્નો મનુષ્યો

કરી રહ્યા છે તેનો અંતિમ પ્રયત્ન તો, પ્રગટ કે અપ્રગટ રીતે, એ અનુભવ પ્રાપ્ત કરવાનો જ છે. માણુસો સ્થૂળ પદાર્થોનાં સ્વરૂપો અને ગુણોને પકડવા બાથોડીયાં મારે છે એ તો તે ઉચ્ચ અનુભવની આધ્યાત્મિક પ્રાપ્તિનો એકડો થયો ગણાય; અને જ્યાંસુધી માનવ તેને સંપૂર્ણ રીતે પ્રાપ્ત કરે નહિ, અર્થાત્ જે અનંત સચ્ચિદાનંદના તેઓ બાહ્ય સ્વરૂપો છે તેને પ્રાપ્ત કરે નહિ, ત્યાંસુધી તે સ્થૂળ અનુભવોમાં માનવ કદી પણ સંપૂર્ણ સંતોષ માની શકેજ નહિ! બુદ્ધિપ્રધાન માનેે તથા સામાન્ય ઇન્દ્રિયોના અનુભવને ઉપર જણાવ્યો તે વિચાર કેવળ કવિકલ્પના જેવો અસત્ય, અથવા તો અગમ્યવાદીની આત્મભ્રમણા જેવો મિથ્યા, લાગવાનો સંભવ છે પરંતુ એ અનુભવમાંથી જે સંપૂર્ણ સંતોષની લાગણી અને જ્ઞાનજ્યોતિથી આલોકિત દશાનો અનુભવ–જે એ ઊર્ધ્વ ચેતના જ આપી શકે તેમ છે–તે થાય છે તેનાથી જ આપણી ખાત્રી થાય છે કે એ અનુભવ આપણી બુદ્ધિ અને ઇન્દ્રિયોના સંસ્કારો કરતાં વધારે સત્ય છે. એ અનુભવ આપણા સ્વાનુભવપૂર્ણ ચૈતન્યમા ઊર્ધ્વ તથા દિવ્ય ચૈતન્યનું એક કિરણ માત્ર લાવે છે આપણી અનુમતિ થતાં ધીમે ધીમે આપણું સમગ્ર અસ્તિત્વ તેના સ્વરૂપમાં રૂપાંતર પામવા માટે સરજાયલું છે.

## પરાત્પર અને આવિર્ભાવ બન્નેની એકતા :

ઉપર જે કહેવામાં આવ્યું તે પ્રભુત્વનાં સૌથી ઉચ્ચ તત્ત્વોને પણ લાગુ પડે છે તે પણ આપણે આગળ જોઈ ગયા. સાધારણ રીતે આપણી વિવેકબુદ્ધિને એમજ લાગે છે કે જે વસ્તુ આવિર્ભાવ પામવાથી પર રહે છે તેજ નિરપેક્ષ હોઈ શકે; ફક્ત નિરાકાર આત્મા જ અનંત છે; અને કાલ તથા દિશાથી પર, અક્ષર, અવ્યય, નિષ્ક્રિય આત્મા જ માત્ર નિરપેક્ષ સત્ય છે: એ સિદ્ધાંતને અનુસરીને જો આપણા સર્વ પ્રયત્નો તેનાથી નિયત કરીશું તો આપણને એ સાક્ષાત્કાર થશે અને બાકીનું સર્વ આપણને કેવળ સાપેક્ષ અથવા તો ગૌણ સત્ય જ દેખાશે. પરંતુ આપણે જો વધારે વિશાળ આદર્શથી સાધનાનો આરંભ કરીએ તો વધારે વિશાળ સાક્ષાત્કાર આપણે માટે શક્ય બને છે. કાલ અને દિશાથી પર એવા અક્ષરની નિર્વિકાર સ્થિતિમાં તે નિરપેક્ષ અને અનંત રહેલો છે, તેજ પ્રમાણે ચિત્-શક્તિમાં અને સક્રિય આનંદમાં પણ પ્રભુ પોતાના ગુણોને, શક્તિઓને, આત્મ સ્વરૂપોને ઉત્પન્ન કરી તેમને ધારણ કરી રહ્યો છે તે સુદ્ધાં નિરપેક્ષ અને અનંત જ છે! અને તે બન્ને વચ્ચે એવું સંપૂર્ણ અદ્વૈત છે કે આપણે કાલથી પર આવી રહેલી તેની શાંતિ અને નીરવતા તથા કાલને ધારણ કરનાર તેની દિવ્ય ક્રિયાનો આનંદપૂર્વક-બન્ને કેવળ સ્વતંત્રતાપૂર્વક, અનંત પ્રકારે, અને અશાંત, તથા દુઃખમાં પાછા અધોગતિ

પામ્યા વિના, ભોગવી શકીએ છીએ. વળી અક્ષરના આત્મ-સ્વરૂપમાં બીજ રૂપે અવ્યક્ત રહેલાં વિરાટ ક્રિયાનાં સર્વ તત્ત્વોને પણ આપણે જાણી શકીએ છીએ. તે તત્ત્વો વિરાટમાં વ્યક્ત થઇ પોતાનામાં રહેલા અનંત ગુણો અને અનંત શક્તિઓનો સાક્ષાત્કાર કરે છે.

## પુરૂષ અને પ્રકૃતિનું દ્વૈત :

એ તત્ત્વોમાંનું પ્રથમ તત્ત્વ પુરૂષ અને પ્રકૃતિનું દ્વૈત છે. એ દ્વૈત અંતે અદ્વૈતમાં લય પામે છે. આપણે કર્મયોગમાં એને વિષે ઉલ્લેખ કર્યો હતો ખરો, પરંતુ જ્ઞાનયોગમાં પણ તે સરખો અગત્યનો છે. એ ભેદ પ્રાચીન આર્યતત્ત્વવિદોએ ઘણો જ સ્પષ્ટ કર્યો છે. પરંતુ તેનો પાયો આપણને સામાન્ય વ્યવહારમાં જણાઈ આવતું, અદ્વૈતમા પ્રગટતું, સનાતન દ્વૈત છે. તેના ઉપર જ વિશ્વનો આવિર્ભાવ થયલો હોઈ એ ભેદને વિશ્વનાં જુદાં જુદાં દૃષ્ટિબિંદુ પ્રમાણે જુદાં જુદાં નામો આપવામાં આવ્યા છે. વેદાતીઓ તેને આત્મા અને માયા એવાં નામો આપી આત્મા એટલે અક્ષર, અને વિશ્વ-રૂપી અજ્ઞાનનો પોતાના ઉપર અધ્યારોપ કરવાની આત્માની શક્તિ એટલે માયા એવી સમજૂતી આપે છે. અથવા તો આત્માને પરબ્રહ્મ સ્વરૂપ માનીને માયાને સત્ અને ચિત્‌ના સ્વભાવરૂપ ગણીને તેને લીધે જ પરબ્રહ્મ જુદાં જુદાં આત્મ-સ્વરૂપોમાં અને પદાર્થોમાં વ્યક્ત થઇ શકે છે એવી વિરાટના

અસ્તિત્વની સમજૂતી આપે છે. વળી કેટલાક બીજા એજ ભેદને ઇશ્વર અને તેની શક્તિના નામથી દર્શાવે છે. પૃથક્કરણ-વૃત્તિપ્રધાન સાંખ્યમતવાળાઓ તો પુરુષ અને પ્રકૃતિ વચ્ચે સનાતન દ્વૈત રહેલું છે એમજ માને છે, અને એ બે તત્ત્વોનો ભેદ કદી પણ સંપૂર્ણ અદ્વૈતમાં લય પામી શકે જ નહિ એમ પણ ભારપૂર્વક જણાવે છે. પુરુષ અને પ્રકૃતિ એ બે વચ્ચે સાંખ્યમતમાં તો યોગનો અને ભેદનો એવો સંબંધ માનવામાં આવે છે કે જેથી કરીને પુરુષની અનુમતિ, ભોગવૃત્તિ અથવા વિયોગથી પ્રકૃતિનું વિરાટ કાર્ય અનુક્રમે શરૂ થાય છે, આગળ વધે છે અથવા તો બંધ પડે છે. સાંખ્યમત પ્રમાણે પુરુષ કેવળ નિષ્ક્રિય સત્ સ્વરૂપ છે, અર્થાત્ તેના પોતાનામાં કશો પણ વિકાર થતો જ નથી, જ્યારે પ્રકૃતિ એ કુદરતની ક્રિયાત્મક શક્તિ છે. તે પોતાની ગતિને પરિણામે વિશ્વની વિરાટ લીલાની ઉત્પત્તિ અને સ્થિતિ કરે છે અને નિષ્ક્રિય સ્થિતિમાં જતાં તેનો લય પણ કરી નાખે છે. આ બધી તર્કવાદની દલીલો બાજુ પર મૂકીને આપણે શુદ્ધ આધ્યાત્મિક અનુભવ તરફ જ જોઇશું, તો આપણને જણાશે કે સમગ્ર વિશ્વમાં નહિ તોપણ સજીવ પ્રાણીઓમાં એવાં બે તત્ત્વો રહેલાં છે ખરાં, અને ખાસ કરીને માનવમાં એ બે તત્ત્વો એટલે પ્રકૃતિ અને પુરુષ

## જીવનમાં પ્રત્યક્ષ દ્વૈતભાવ :

ઉપર જણાવેલો દ્વૈતભાવ યાને ભેદ અનુભવસિદ્ધ છે. તત્ત્વજ્ઞાનનો છાંટો પણ જાણ્યા વગર આપણે બધાએ અનુભવથી એ દ્વૈતને જાણી શકીએ છીએ-પછી ભલેને આપણે તેની વ્યાખ્યા કરવાની તસ્દી ન લઈએ. ગમે તેવો કેવળ જડવાદી માણસ આત્માના અસ્તિત્વનો ભલે અસ્વીકાર કરે તથા આપણે જેને ચૈતન્ય અથવા તો મન કહીએ છીએ તે કેવળ સ્થૂલ મગજના જ્ઞાનતંતુઓ અને તેની નાડીઓમાં થતા આઘાત પ્રત્યાઘાતો અને તેના કાર્યની સંકુલતા સિવાય બીજું કાંઈ પણ નથી એમ ભલે માને, અથવા તો હજી સુધી બરાબર નહિ સમજાયલી પ્રકૃતિની કોઈ ક્રિયા ચાલી રહી છે તેનું જ તે પરિણામ છે એવું પણ ભલે માને; પરંતુ તેવો માણસ પણ જીવનમાં રહેલા એ વ્યવહાર દ્વૈતની ઘટનાથી દૂર જઈ શકશે નહિ. એ દ્વૈત કેવી રીતે ઉત્પન્ન થાય છે તે આપણે જોવાનું નથી. એ દ્વૈત અસ્તિત્વમાં છે એટલું જ નહિ, પરંતુ આપણા આખા જીવનની દિશા તે નક્કી કરે છે! માનવ તરીકે કેવળ બુદ્ધિ અને તપઃશક્તિ જ નહિ, પરંતુ સ્વાનુભવપૂર્વક સુખ દુઃખ પ્રાપ્ત કરવાની શક્તિ પણ આપણામાં છે. એટલે એ દ્વૈતની બીના આપણા માટે તો ઘણી જ અગત્યની ગણાય. આખા અસ્તિત્વનો કોયડો આપણે એક જ પ્રશ્નમાં મૂકી શકીએ કે, આપણામાં જે પુરુષ (આત્મા)-અને પ્રકૃતિ એક બીજાની સામસામે આવી રહેલાં

છે તેમનું આપણે શું કરવું ? એક બાજુ પ્રકૃતિની–વ્યક્તિગત અને વિરાટ–ક્રિયાઓ આત્મા ઉપર પોતાનું સામ્રાજ્ય સ્થાપન કરવા મથે છે, ત્યારે બીજી બાજુથી આત્મામાં "હું સ્વતંત્ર છુ" એવો ગૂઢભાવ રહેલો હોઇ "હું પોતે મારી જાતના ઉપર કાબુ ધરાવું છુ તથા મારાં પોતાના કાર્યો માટે જવાબદાર છુ" એવું માની લઇ તે પોતાની અને વિશ્વની પ્રકૃતિ ઉપર કાબુ મેળવવા, તેને વશ કરવા, તેનો ઉપયોગ કરવા, અથવા તો તેને દૂર કરવા કે તેનાથી પોતે દૂર નાસી જવા પ્રયત્ન કરે છે. આ બેમાંથી ખરું કયું ? એ પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપવા માટે આપણે જાણવું જોઇએ, અર્થાત્ જ્ઞાન મેળવવું જોઇએ. એ જ્ઞાન એટલે આત્માની શક્તિઓનું જ્ઞાન : આત્મા પોતાની અંદર તથા પ્રકૃતિમાં અને વિશ્વમાં–શું કરી શકે તે જાણવું તે. બધું તત્ત્વજ્ઞાન, સર્વ ધર્મો અને તમામ ભૌતિકશાસ્ત્રો ઉપર જણાવેલા પ્રશ્નના ઉકેલની દલીલો યાને સાબિતીઓ આપવાના માત્ર પ્રયત્નો છે, કારણકે તેનો નિકાલ થતાં આપણા આખા અસ્તિત્વનો કોયડો ઘણો જ સંતોષકારક રીતે છૂટવાનો સંભવ છે.

## અસ્તિત્વની બે ભૂમિકાઓ :

ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં આપણા આધ્યાત્મિક જીવનની બે ભૂમિકાઓ સ્વીકારવામાં આવે છે ( અલબત્ત આધુનિક તત્ત્વચિંતકો તેને સ્વીકારતા નથી ) : તેમાંની એક નિમ્ન

અસ્વસ્થ અને પરવશ છે; બીજી ઉચ્ચ, સ્વસ્થ અને સ્વરાટ છે. અર્થાત્ એક મનની ગતિ જોડે ક્રિયાત્મક હોય છે, બીજી આત્મામાં શાંત હોય છે. આ પ્રકૃતિવશ, નિમ્ન, દુઃખમય વર્તમાન જીવનમાંથી સંપૂર્ણ છૂટકારાની જ નહિ પરંતુ જીવનના કોયડાના સંપૂર્ણપણે સંતોષકારક અને વિજયી ઉકેલની આશા તો ત્યારે જ સફળ થાય, કે જ્યારે કેટલાક ધર્મોમાં અને દર્શનોમાં પુરૂષ (આત્મા) અને પ્રકૃતિના દ્વૈતમાં રહેલ બેવડું અદ્વૈત—એક નિમ્ન ને માનુષી, તથા બીજી ઊર્ધ્વ ને દૈવી એમ બે ભૂમિકાઓમાં પ્રતિપાદન કરવામા આવે છે, તેનો આપણને અનુભવ થાય. એ ભૂમિકાઓને કેટલાક ધર્મો અને દર્શનો સ્વીકારતાં નથી એ દિવ્ય ભૂમિકામાં આપણા દ્વૈતપૂર્ણ સ્વભાવની સઘળી પરિસ્થિતિ સદંતર પલટાઇ જાઇ આપણો આત્મા હમણાં જેને માટે તલસે છે તે પ્રભુત્વ, અર્થાત્ પોતાની પ્રકૃતિનું સ્વામીત્વ, તેને પ્રાપ્ત થાય છે. તે આત્મા પોતે મુક્ત થઇને પ્રભુ સાથે એકતા પ્રાપ્ત કરી વિરાટ પ્રકૃતિનો સુદ્ધાં માલિક બને છે. ઉપર જણાવેલી વિવિધ શક્યતાઓમાંથી આપણે જેને સિદ્ધ કરવાની ઇચ્છા કરીશુ તેને અનુરૂપ સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન પણ કરીશુ.

પ્રકૃતિની સત્તા :

મનના બંધનમાં પડેલો, માનસિક વિચાર, ઇન્દ્રિયોના

સંસ્પર્શ, આવેશોના પૂર, બાહ્ય જગતના પ્રાણમય યાને વાસનામય તથા સ્થૂલ સંસ્કારો, અને તે સર્વ પ્રત્યે યાંત્રિક યાને જડ પ્રતિકાર્ય કરવામા જ મશગુલ, એવો પુરુષ પ્રકૃતિને વશ છે. વળી તે માનસિક બંધન એટલેથી અટકતું નથી. આત્માની તપશકિત તથા બુદ્ધિ જેવાં કરણો પણ માનસિક પ્રકૃતિને વશ વર્તે છે એટલું જ નહિ, પરંતુ આજુબાજુની માનસિક પ્રકૃતિ વ્યકિતની પ્રકૃતિ ઉપર, ઉઘાડી તથા છૂપી રીતે, કાર્ય કરી તેના ઉપર અસર ઉપજાવે છે, તેને નિયત કરે છે. આત્મા એ પ્રમાણે પરવશ હોવાથી મનુષ્ય જ્યારે જ્યારે પોતાનાં અનુભવો અને કાર્યોને નિયમિત કરવાનો યાને તેમને સંયમમાં લાવવાનો અને નિયત કરવાનો પ્રયાસ કરે છે, ત્યારે ત્યારે તેના એ પ્રયત્નમાં પ્રતારણા કિંવા ભ્રમનો અંશ હમેશાં રહેલો હોય છે; કારણકે જ્યારે માણસ "હું કરું છું" એમ માને છે ત્યારે ખરૂં જોતાં તેનામાં પ્રકૃતિ તેના વિચાર, તપશકિત અને કર્મને નિયત કરતી હોય છે. "હું છું", "મારૂં પોતાનું જુદું અસ્તિત્વ છે" તથા "હું શરીર, પ્રાણ અથવા મન નથી પરંતુ તે સર્વેથી જુદો હોઈ વિરાટ પ્રકૃતિના સર્વ અનુભવોના નિયંતા રૂપે નહિ તોપણ સ્વીકારનાર તરીકે ભિન્ન છું" એવું સતત જ્ઞાન માનવમાં જાગૃત ન હોત તો તેને પ્રકૃતિ સર્વોપરી અને આત્મા કેવળ માયા રૂપ જ લાગત ! આજકાલના જડવાદી ભૌતિક શાસ્ત્રીઓ તથા પ્રાચીન શૂન્યવાદી બૌદ્ધમતવાદીઓ એ

નિર્ણય ઉપર જ આવ્યા છે. સાંખ્યમતવાળાઓએ એ વિકટ પ્રશ્નનો ઉકેલ કરવા માટે આત્માને કેવળ નિષ્ક્રિય પુરૂષ કલ્પી પ્રકૃતિએ નિયત કરેલાં કાર્યોને તે પોતાનામાં પ્રતિબિંબિત કરે છે પરંતુ તે પોતે કશું જ કરતો નથી, એવો સિદ્ધાંત બાંધ્યો. અર્થાત્ કે પુરૂષ એ પ્રકૃતિનો સ્વામી નથી, પરંતુ પ્રકૃતિનાં કાર્યોને પોતાનામાં પ્રતિબિંબિત કરવાની ના પાડીને તે સનાતન નિશ્ચલતા અને શાંતિમાં લય પામી જઈ શકે છે, એવો સાંખ્યનો મત છે. બીજી કેટલીક મીમાંસાઓ વ્યવહાર દૃષ્ટિએ જોતાં એ જ નિર્ણય ઉપર આવે છે પણ તે જુદા દૃષ્ટિબિંદુથી જ. આધ્યાત્મિક દૃષ્ટિબિંદુવાળાં માણસો પ્રકૃતિને માયા કહેતાં મિથ્યા ગણી કાઢે છે, અથવા તો પુરૂષ અને પ્રકૃતિ બન્નેને અનિત્ય ગણી એ બન્નેના દ્વૈતનો સંપૂર્ણ લય કરનાર ઉચ્ચ સ્થિતિ કે ભૂમિકા પ્રત્યે—કોઈ નિત્ય, અનિર્વચનીય તત્ત્વમાં એ બન્નેનો નાશ કરીને, અથવા તો છેવટે પ્રકૃતિનાં ક્રિયાત્મક તત્ત્વને તદ્દન બાતલ કરીને, પ્રયાણ કરવાને આપણને પ્રેરે છે. એ બધા નિર્ણયો માનવજાતિની ઉચ્ચ આશાઓ, ઉંડા આવેશો અને મહાન અભિલાષાને સફળ કરતા નથી તોપણ એ નિર્ણયો જેટલે અંશે સત્ય છે તેટલે અંશે સાર્થક છે. કારણકે તેઓ નિરપેક્ષને તેની મૌલિક સ્થિતિમાં પ્રાપ્ત કરે છે, અથવા તો નિરપેક્ષની આનંદપૂર્ણ અનંતતાઓનો નિષેધ કરીને આત્માની નિરાળી નિરપેક્ષતા પ્રાપ્ત કરાવે છે; આત્માના દૈવી અસ્તિત્વમાં, યાને

દિવ્ય જીવનમાં, પ્રકૃતિ ઉપર સ્વામીત્વ પ્રાપ્ત કરવાથી એ સર્વ આનંદપૂર્ણ અનંતતાઓને પણ માનવમાં રહેલ સનાતન શોધક, યાને જીજ્ઞાસુ, પ્રાપ્ત કરી શકે છે.

## પ્રકૃતિથી પર ભૂમિકા :

જ્યારે પુરૂષ આત્મસ્વરૂપમા ઉત્થાન કરે છે ત્યારે તે પ્રકૃતિનાં બંધનોમાંથી મુક્ત થઇ જાય છે. ત્યાર પછી પુરૂષ માનસિક પ્રવૃત્તિથી પર થઈ જાય છે. અનાસક્તિ અને ઉદાસીન વૃત્તિ વડે પણ પુરૂષ મનથી પર થઈ શકે; અગર તો પોતાના નિર્ગુણ સ્વરૂપની શાંતિ કે આનંદ પ્રત્યે આકર્ષાઇને અને તેનામાં લય પામીને એટલે કે પોતાના સ્વરૂપનો એકાગ્ર સાક્ષાત્કાર કરીને પણ મનથી પર થવાય છે, એ પ્રમાણે કરવા માટે આપણે પ્રકૃતિનો તથા વિરાટ જીવનનો સંપૂર્ણ ત્યાગ કરવાની, અને નહિ કે દિવ્ય અને સમ્રાટના હક્કપૂર્વક પ્રકૃતિને સ્વીકારવાની જરૂર રહે છે. પરંતુ પુરૂષ પ્રકૃતિથી કેવળ પર છે એટલુ જ નહિ, પરંતુ તે પ્રકૃતિનો તથા વિશ્વનો સ્વામી પણ છે. જ્યારે પુરૂષ એ આધ્યાત્મિક ભૂમિકામાં ઉત્થાન કરે ત્યારે તેનામાં પણ પ્રભુ જોડેના તેના અદ્વૈતને પરિણામે એ જ પ્રકારનું સ્વામીત્વ પ્રગટવુ જોઇએ. પોતાની પ્રકૃતિ ઉપર પુરૂષનો કાબુ કેવળ શાંતિમાં, અથવા બળાત્કારથી તેને નિવૃત્તિમાં રાખવાને પરિણામે નહિ, પરંતુ પ્રકૃતિની સર્વ લીલા અને પ્રવૃત્તિના ઉપર સમ્રાટપદ પ્રાપ્ત કરવાને

લીધે જ સ્થાપન થવો જોઇએ. ચેતનાની નિમ્ન ભૂમિકામાં એ પ્રકારનો કાબુ પ્રાપ્ત થવો શક્ય નથી, કારણકે પુરૂષ મન દ્વારા કાર્ય કરે છે અને મન કેવળ વ્યક્તિમાં, અને તે પણ વિરાટ પ્રકૃતિને રાજીખુશીથી વશ થઇને, અથવા તો તેની ગુલામીમાં પછાડા મારીને, કાર્ય કરે છે. એ વિરાટ પ્રકૃતિ દ્વારા જ દિવ્ય જ્ઞાન અને દિવ્ય તપઃશક્તિ વિશ્વમાં કાર્ય કરી રહેલાં છે। પરંતુ જ્ઞાનનું અને તપઃશક્તિનું મૂળ પુરૂષ હોઈ તે પોતાનામાં જ્ઞાન અને તપઃશક્તિ બન્ને ધારણ કરી શકે છે. પુરૂષ તેમને વશ હોતો નથી. એટલે, જેટલા પ્રમાણમાં પુરૂષ પોતાનું દિવ્ય યાને આધ્યાત્મિક અસ્તિત્વ પ્રાપ્ત કરતો જાય છે, તેટલા પ્રમાણમાં તે પોતાની પ્રકૃતિનાં સર્વ કાર્યોના ઉપર કાબુ પ્રાપ્ત કરતો જાય છે. પ્રાચીન ભાષામાં તે સ્વરાટ એટલે કે પોતાના જીવન અને ચેતનાની ક્રિયારૂપી રાજ્યનો સ્વતંત્ર રાજા કહેવાય છે. વળી, તે ભૂમિકામાં પુરૂષ કેવળ પોતાના જ ઉપર નહિ પરંતુ વિશ્વપ્રકૃતિના ઉપર પણ વધારે સંયમ પ્રાપ્ત કરે છે. અર્થાત્ તે જગતની શક્તિઓ ઉપર અધિકાર મેળવે છે. પરંતુ એ સમગ્રપણે વિરાટ સ્વરૂપ થઇને જ પુરૂષ પ્રાપ્ત કરી શકે, કારણકે તેવી વ્યક્તિએ પોતાનાં કર્મો દ્વારા આ વિશ્વમાં વિરાટ અને દિવ્ય-શક્તિનો આવિર્ભાવ કરવો જોઇએ, નહિ કે ક્ષુદ્ર વ્યક્તિગત ઇચ્છાઓનો અથવા શક્તિનો। પ્રથમ તો મનની પેઠે સ્થૂલ, સૂક્ષ્મ, વાસનામય, સંસ્કારજન્ય, આવેશમય, તથા બુદ્ધિપ્રધાન

જીવનથી પરિમિત થયા વિના, પુરૂષે પોતાના ચૈતન્યનો વિકાસ કરી આખા વિશ્વને પોતાનામાં જોવું જોઇએ. અર્થાત્ કે વ્યક્તિએ પોતાની બુદ્ધિના વિચારોને, પોતાની કામનાઓને, પ્રયત્નોને, પસંદગીઓને, પોતાના પદાર્થોને, હેતુઓને, ઇરાદાઓને તથા આવેશોને સંપૂર્ણપણે ત્યાગી દઇને વિરાટ સત્ય, વિરાટ તપ શક્તિ, વિશ્વના વલણ–વૃત્તિ વગેરે પોતાનાં ગણવાં જોઇએ. વળી, સાધકમાં કોઇપણ પ્રકારનું વ્યક્તિગત જીવન બાકી રહે તો તે પણ તેણે વિરાટ જોડે સંવાદી બનાવી દેવું જોઇએ. એ પ્રમાણે સંવાદ ઉત્પન્ન કરવા માટે વ્યક્તિએ પોતાના જ્ઞાન અને તપ શક્તિ બન્નેને દિવ્ય જ્ઞાન, દિવ્ય તપઃશક્તિને અર્પણ કરી દેવાં જોઇએ; એટલું જ નહિ પરંતુ એ પ્રમાણે સમર્પણ કરીને તેણે તેમનામાં લય પામી જવુ જોઇએ વળી, પોતાનું અંગત જ્ઞાન પ્રભુના દિવ્ય જ્ઞાનમાં અને પોતાનાં કાર્યોનો અંગત આરંભ પ્રભુની પ્રેરણાને અર્પણ કરી દેવો જોઇએ. પ્રથમ તો અનંત જોડે એકરાગ બનવું, પ્રભુ જોડે સંવાદી થઇ જવું, અને ત્યાર પછી અનંત જોડે તાદાત્મ્ય પ્રાપ્ત કરી પ્રભુમય થઇ જવુ એજ સંપૂર્ણ સામર્થ્ય અને પ્રભુત્વ પ્રાપ્ત કરવાની શરત છે. આધ્યાત્મિક જીવનનો અને આધ્યાત્મિક ભૂમિકાનો તો એ સ્વભાવ જ હોય છે.

પુરૂષનું સાક્ષીત્વ :

ગીતામાં પુરૂષ અને પ્રકૃતિ વચ્ચે જે ભેદ બતાવવામાં

આવ્યો છે તે ઉપરથી પ્રકૃતિનાં બંધનોમાંથી મુક્તિ અને તેના ઉપર સંપૂર્ણ કાબુ પ્રાપ્ત કરવા માટે પુરૂષે જુદાં જુદાં કયાં વલણો કઈ વૃત્તિઓ ધારણ કરવાં તે આપણને સમજાય છે. તેમાં કહ્યું છે કે પુરૂષ સાક્ષી, અનુમન્તા, ભર્તા, જ્ઞાતા, ઈશ્વર અને ભોક્તા છે; પ્રકૃતિ અમલ કરનારી પુરૂષની શક્તિ છે. પ્રકૃતિ ક્રિયાત્મક હોઈ પુરૂષના વલણ પ્રમાણે તેનું કાર્ય થવું જોઈએ. પુરૂષ પોતે ધારે તો શુદ્ધ સાક્ષીપણાની વૃત્તિ પ્રકૃતિ પ્રત્યે ધારણ કરે, અર્થાત્ તે પોતે પ્રકૃતિનાં કાર્યોને જોયા કરે ખરો પરંતુ તેનાથી વિખૂટો પડીને, એટલે કે પ્રકૃતિનાં કાર્યોનું તે અવલોકન કરે પરંતુ તેમાં પોતે ભાગ લે નહિ. એ પ્રમાણે સર્વ વૃત્તિઓને શાંત કરવાની અગત્ય આપણે આગળ જોઈ ગયા છીએ. શરીર, પ્રાણ, મન, વિચાર, માત્રાસ્પર્શ, ભાવ વગેરે પ્રત્યે "આ મન પ્રાણ અને શરીરમાં પ્રકૃતિ કાર્ય કરી રહી છે તે કાંઈ હું પોતે નથી, તેમ જ એ બધાં કાર્યો પણ મારાં નથી:" એવી તટસ્થવૃત્તિ ધારણ કરી આપણે પ્રકૃતિથી વિરક્ત થઈએ છીએ. તે વિરક્તિની ક્રિયાના પાયામાં પણ એ સાક્ષીત્વની ભાવના આવી રહેલી છે. આ પ્રમાણે પ્રકૃતિના સર્વ પદાર્થોમાંથી પુરૂષ છૂટો પડી જાય છે અને પ્રકૃતિ તદ્દન શાંત થઈ જાય છે. સંન્યાસવૃત્તિનો, કિંવા પ્રકૃતિનાં કાર્યોમાં ભાગ નહિ લેવાની વૃત્તિનો પાયો એ સાક્ષીત્વમાં રહેલો છે. જ્યાંસુધી પ્રકૃતિનું સ્વાભાવિક કાર્ય ચાલે છે ત્યાંસુધી તે કાર્ય પ્રત્યે 'થવાદો' એવી નિશ્ચેષ્ટ

તામસિક વૃત્તિ સાધકમાં ઉદ્ભવે અને પરિણામે ઉપર જણાવેલી સાક્ષીત્વની વૃત્તિ તમોગુણી થાય, અરવા તો પ્રકૃતિના કાર્ય પ્રત્યે તિરસ્કાર, દ્વેષ, અને પ્રતિકાર્ય ઉત્પન્ન થઈ તે વૃત્તિ રાજસિક થાય કે પછી પુરૂષના વિખૂટાપણાની બુદ્ધિ જાગૃત થઇ પુરૂષમાં છૂટાપણું વેગળાપણુ અને આરામની વૃત્તિ ઉત્પન્ન થાય, અર્થાત્ તે વૃત્તિ સાત્વિક્તા ધારણ કરે એ સંભવિત છે એ ત્રણે પ્રકારના કાર્યો ઉપરાંત નાટક જોનાર પ્રેક્ષકની પેઠે પ્રકૃતિના કાર્યો પ્રત્યે એ તટસ્થવૃત્તિ સાથે સમાન અને અપૌરૂષેય આનંદની વૃત્તિ પણ પુરૂષમાં સ્થાપન થાય અને પરિણામે તે નાટક જોવામાં આનંદનો ઉપભોગ કરતો હોવા છતાં અનાસક્તપણે સમાન આનંદથી પ્રેક્ષકવર્ગમાંથી ઉઠીને ચાલ્યા જવા માટે પણ પુરૂષ તત્પર રહે, એમ પણ બની શકે છે સાક્ષીત્વના અનુભવની પરાકાષ્ટા એટલે અનાસક્તિની નિરપેક્ષતા, અને વિરાટ પ્રકૃતિનાં કાર્યોની અસરથી સંપૂર્ણ મુક્તિ.

## પુરૂષ ભર્તા, ભોક્તા અને ઇશ્વર

જ્યારે પુરૂષ સાક્ષી તરીકે પોતાની જાતને સ્થિર કરે છે ત્યારે તે પ્રકૃતિના કાર્યોનુ ભર્તાપણું છોડે છે ભર્તા કોઇ બીજો છે-પ્રભુ, શક્તિ, માયા ગમે તે-પરંતુ પુરૂષ ભર્તા નથી. પુરૂષ એ કાર્યને ટકાવી રાખતો નથી તે તો પ્રકૃતિનાં કાર્યોનુ જે પ્રતિબિંબ પોતાના સાક્ષી ચૈતન્યમાં

પડે છે તેને જ માત્ર જુવે છે, પરંતુ તે કાર્યો ટકાવી રાખવાની જવાબદારી સાક્ષી સ્વીકારતો નથી. "આ બધું મારામાં બને છે, હું તેને ટકાવી રાખું છું; આ બધી ક્રિયાઓ મારી પોતાની છે:" એવું તે સાક્ષી પુરૂષ કહેતો નથી. તે તો વધારેમાં વધારે "આ બધું મારા ઉપર અધ્યારોપિત છે પણ ખરૂં જોતાં તો એ બધું મારાથી તદ્દન જુદું છે:" એવું જ કહેશે. હવે જો અસ્તિત્વના પાયામાં ખરેખરૂં છેવટનું અને સ્પષ્ટ દ્વૈત ન હોય તો ઉપર જણાવેલો વિચાર પણ અસત્ય હોવો જોઇએ. આ વિશ્વના અદ્દભુત દરયમાં વિસ્તરતી શક્તિને પોતાના અસ્તિત્વમાં ધારણ કરનાર પુરૂષ પોતે જ છે, અને તે જ પોતાની શક્તિને દોરી રહ્યો છે. પુરૂષ એ પ્રમાણે ભર્તાપણું સ્વીકાર્યાં છતાં અનાસક્ત રહીને તથા નિષ્ક્રિયપણે એ કાર્ય કરે, અર્થાત્ તે પોતે શક્તિને કાર્યમાં પ્રેરે ખરો, પરંતુ તેના ઉપર પોતે કાબુ રાખ્યા વિના અને તેનાં કાર્યો નિયત કર્યાં વિના જ તેમ કરે. એ કાબુ કોઇ બીજાના, અર્થાત્ ઇશ્વર, શક્તિ અથવા તો માયાના હાથમાં હોય છે. ભૂતકાળની અનુમતિનું બળ અને શક્તિના કાર્યમાં તેને જ્યાંસુધી રસ રહે છે, અથવા તો તે ખતમ થઈ જતી નથી, ત્યાંસુધી પુરૂષ એ કાર્ય ઉદાસીનતાપૂર્વક ચલાવે છે. પરંતુ જો પુરૂષ પોતે ભર્તાપણું સ્વીકારે તો સાકાર બ્રહ્મ જોડે અને વિરાટના આનંદ જોડે એકતા કરવા પ્રત્યે તેણે એક કદમ આગળ ભર્યું કહેવાય; કારણ કે ભર્તાપણામાંથી પુરૂષ સક્રિય અનુમન્તા થાય છે.

### પુરૂષ અનુમન્તા :

સાક્ષીત્વમાં પણ એક પ્રકારની અનુમતિ તો રહેલી જ છે, પણ તે નિષ્ક્રિય તથા જડ હોય તેનામાં નિરપેક્ષતા હોતી નથી; ત્યારે પુરૂષ જો સંપૂર્ણ ભર્તાપણું સ્વીકારે તો તેની અનુમતિ ક્રિયાત્મક થઇ ગણાય, જોકે અનુમન્તા તરીકે પ્રકૃતિની શક્તિઓનાં કાર્યોને પુરૂષ પોતાનામાં ફક્ત પ્રતિબિંબિત કરે, ધારણ કરે, અને એ રીતે ટકાવી રાખે એ બનવાજોગ છે. અર્થાત્ પુરૂષ પોતે કાર્યો નિયત, અથવા તો પસંદ કરે નહિ, પરંતુ પ્રભુ, યા તો શક્તિ અથવા જ્ઞાનમય તપઃશક્તિ તેમનું નિયમન અને પસંદગી કરે છે એમ માને અને પોતે તો સાક્ષી તથા ભર્તા હોય પરિણામે અનુમન્તા છે ખરો, પરંતુ જ્ઞાતા અને ઇશ્વર નથી એવું સ્વીકારે. પરંતુ તેની આગળ જે કાર્યોની શક્યતાઓ મૂકવામાં આવે છે તેમાંથી જો પુરૂષ અમુકને પસંદ કરે અને કેટલીકને બાતલ કરે તો તે નિયંતા પણ થાય છે. અત્યાર સુધી જે નિષ્ક્રિય અનુમતિ હતી તે હવે સંપૂર્ણ ક્રિયાત્મક થઇ ગણાય અને એ રીતે સક્રિય પ્રભુત્વને રસ્તે પુરૂષ પડી ચૂક્યો ગણાય.

### પ્રકૃતિ પર પુરૂષનો કાબુ :

જ્યારે પુરૂષ પ્રકૃતિના જ્ઞાતા, ઇશ્વર અને ભોક્તા તરીકે પોતાનાં સર્વ ધર્મો બજાવે છે, ત્યારે તેનો કાબુ સંપૂર્ણપણે જામે છે. જ્ઞાતા તરીકે પુરૂષ પ્રકૃતિનાં કાર્યો અને તેની

નિયંત્રણા કરનાર બળને જાણે છે. વિશ્વમાં પોતાનો આવિર્ભાવ કરી રહેલ શક્તિઓનું મૂલ્ય તેને માલૂમ હોય છે: ભાવિના રહસ્યનો તે ભાગીદાર હોય છે. પરંતુ એ બળ પોતે જ જ્ઞાનથી પ્રેરિત ( નિયત થયેલું ) હોય છે કારણ કે જ્ઞાન જ તેનું મૂલ હોય છે, તે બળના જુદા જુદા મૂલ્યાંકનનું અને આવિર્ભાવનું નિર્માતા છે. એટલે જેમ જેમ પુરુષ પોતે જ્ઞાતા તરીકે વધારે સ્થિર થાય છે તેમ તેમ પ્રકૃતિનાં કાર્યનો તે નિયંતા પણ થતો જાય છે; અર્થાત્ પ્રકૃતિનાં કાર્યો ઉપર તે કાબુ ધરાવતો થાય છે. એ રીતે નિયંતા થતાં સાથે સાથે પુરુષ ભોક્તા થયા વિના રહી શકતો નથી. જ્યારે પુરુષ નિમ્ન ભૂમિકામાં હોય છે ત્યારે તેનો ઉપભોગ પણ બે જાતનો હોય છે, એક નિશ્ચયાત્મક અને બીજો નિષેધાત્મક. એ ઉપભોગ આપણા જ્ઞાનતંતુઓમાં વહેતા પ્રાણ રૂપી વિદ્યુતના પ્રવાહમાં હર્ષ અને શોકનું રૂપ ધારણ કરે છે. પરંતુ ઊર્ધ્વ, આધ્યાત્મિક ભૂમિકામાં એ ઉપભોગ આવિર્ભાવના દિવ્ય આનંદના ભોગ રૂપે આપણને પ્રાપ્ત થાય છે. એ ઉપભોગમાં મુક્તિનો લોપ થઈ જતો નથી તથા અજ્ઞાનપૂર્ણ આસક્તિમાં પતન થતું નથી. જેનો આત્મા મુક્ત થયો છે તે તો પ્રભુ પોતે જ પ્રકૃતિનો સ્વામી છે એમ જાણે છે. વળી, પ્રભુની માયા પણ તેની જ્ઞાનપૂર્ણ તપઃશક્તિ છે અને તે જ સર્વ વસ્તુઓનું અધિરાજ્ય ભોગવે છે અને સર્વને નિયત કરે છે, દિવ્ય શક્તિ સર્વ કર્મનો નિયંતા

છે એવું તે અનુભવે છે. વળી તે જાણે છે કે બળ તે દિવ્ય તપઃશક્તિનું સ્વરૂપ હોઈ એ તપઃશક્તિમાં જ્ઞાન અને સફળતા બન્ને એકી વખતે ઉત્પન્ન થાય છે. એવા મુક્ત આત્માને તેનું પોતાનું અંગત અસ્તિત્વ પણ પ્રભુના અસ્તિત્વનું એક મધ્યબિંદુ હોય તેમ લાગે છે. તે પોતે પ્રકૃતિનું જેટલું કાર્ય જુવે છે તેના ઉપર કાબુ ધરાવે છે, અને તેટલે અંશે, પ્રકૃતિનો તે ભર્તા, અનુમન્તા, નિયન્તા, ભોક્તા તથા જ્ઞાતા પણ થાય છે. જ્યારે એવો સાધક વિરાટ જોડે અદ્વૈત પામે છે ત્યારે તેનામાં દિવ્ય જ્ઞાનનું, તેની તપઃશક્તિમાં દિવ્ય તપઃશક્તિનું અને તેના આનંદમાં દિવ્ય આનંદનું પ્રતિબિંબ પડે છે. તેનામાં અજ્ઞાનપૂર્ણ વ્યક્તિગત સંતોષ અસંતોષની લાગણી રહેતી નથી. આ પ્રમાણે પુરૂષ પોતે વિરાટના પ્રતિનિધિ તરીકે વિરાટ આનંદને મેળવે છે; પોતાના વ્યક્તિત્વનો ત્યાગ કરવાથી તે કશું ગુમાવતો નથી પરંતુ પોતાની સંપૂર્ણ સ્વતંત્રતાને સલામત જાળવે છે. એ ઉચ્ચ ભૂમિકામાં તેને પુરૂષ અને પ્રકૃતિનો ખરો સંબંધ પ્રાપ્ત થાય છે.

### પુરૂષ અને પ્રકૃતિનો સાચો સંબંધ :

પુરૂષ અને પ્રકૃતિ ઉભયનું દ્વૈત અને અદ્વૈત એ બંને સચ્ચિદાનંદના અસ્તિત્વમાંથી ઉત્પન્ન થાય છે. સચેતન સત્–તા એ સત્–માત્રની મૌલિક પ્રકૃતિ છે. પુરૂષ તે સત્

છે. પુરૂષ ચૈતન્યની પ્રગટ કે અપ્રગટ શક્તિ, અર્થાત્ પોતાના જ અસ્તિત્વમાં કે ચૈતન્યનાં કાર્યોમાં અને બળમાં અવિર્ભાવ પામતી શક્તિ, તેનું જ્ઞાન, તપઃશક્તિ વગેરે ચિત્ માને તપસ્ છે —તે જ પ્રકૃતિ છે. એ સત્ અને ચિત્ના અદ્વૈતનું સનાતન સત્ય પરમ આનંદ છે. અર્થાત્ આનંદ એ સત્ અને ચિત્ના અદ્વૈતનું પરિણામ છે – પછી આનંદ પોતાના સત્ સ્વરૂપ ઉપર એકાગ્ર થયલો હોય કે પોતાના દ્વૈતનાં વિવિધ રૂપોમાં વિભક્ત થયલો હોય, અથવા તો વિશ્વની લીલાને પ્રગટ કરી તેને સાક્ષી તરીકે જોતો હોય, તેમાં કાર્ય કરતો હોય, અથવા તો ભર્તા રૂપે તેને ટકાવી રાખતો હોય, કાર્યનો અમલ કરતો હોય કે અનુમતિ આપતો હોય–જેના વિના પ્રકૃતિની શકિત કાર્ય કરી શકે તેમ નથી–તથા જ્ઞાન અને તપઃશકિતને સંયમમાં રાખીને તેમનો અમલ કરે છે, તે જુદાં જુદાં કાર્યો રૂપે અને તેના ભર્તા રૂપે અનુમતિ આપી તેનો અમલ કરતું હોય ત્યારે તે પ્રકૃતિ સ્વરૂપ છે. પુરૂષ પોતે પ્રકૃતિનો ભર્તા, સાક્ષી, જ્ઞાતા અને ઈશ્વર છે; અને તેથી તે પ્રકૃતિમાં જ્ઞાનનો અમલ કરે છે અને કર્મ ઉપર પ્રભુત્વ ધરાવે છે એટલું જ નહિ, પરંતુ જ્ઞાનશક્તિ અને શુદ્ધ તપઃશક્તિ ઉપર પણ કાબુ ધરાવે છે. તે પોતે જ ભોગની સામગ્રી અને ભોક્તા બન્ને સ્વરૂપ હોઇ પ્રકૃતિ પુરૂષના અસ્તિત્વને પ્રગટ કરી તેની શક્તિનો અમલ કરે છે, તથા પુરૂષને અસ્તિત્વનો આનંદ પ્રાપ્ત કરાવે છે. આ પ્રમાણે આત્માના

શુદ્ધ અસ્તિત્વમાં પુરૂષ અને પ્રકૃતિ વચ્ચેનો સર્વોપરી સંબંધ આવી રહેલો છે. આત્મા પોતાના અસ્તિત્વમાં નિરપેક્ષ આનંદ લે છે અને તેના ઉપર સ્થિત થઇ તે પ્રકૃતિમાં પણ તેવો જ આનંદ લઈ શકે એ પુરૂષ અને પ્રકૃતિ એ બન્નેના સંબંધની દિવ્ય સાર્થકતા છે.

## પ્રકરણ ૫ મું

# પુરૂષ અને તેની મુક્તિ

### પૂર્ણયોગનો ઉદ્દેશ :

હવે જોવાનું એ છે કે પુરૂષ અને પ્રકૃતિ એ બન્નેના સંબંધનો સ્વીકાર કરવાથી આપણને કયા અનુમાનો દોરવા કુદરતી રીતે પ્રાપ્ત થાય છે. કારણકે એનો અર્થ એ થાય છે કે જે યોગસાધના આપણે કરવા માગીએ છીએ તેમાં માનવ જાતિના બીજા સાધારણ ઉદ્દેશો સ્વીકારવામાં આવતા નથી. એ યોગમાં પાર્થિવ જીવન અત્યારે જેવું છે તેનો, અથવા તો કોઈક પ્રકારની નીતિમય પૂર્ણતાનો, કે ધાર્મિક ભક્તિપ્રધાન મસ્તીનો, યોગના ઉદ્દેશ તરીકે સ્વીકાર કરવામાં આવતો નથી, તથા જીવન પછી ભોગવવાના સ્વર્ગથી, અથવા જીવન રૂપી કલેશનો સંતોષકારક રીતે છેદ ઉડાવી દે એવા કોઈ પ્રકારના સંપૂર્ણ લયથી તે યોગ સંતોષ પામતો નથી. . તેનો ઉદ્દેશ કાંઈ જુદો જ છે. પ્રથમમાં, અંતમાં,

જીવન ધારણ કરવું—અને નહિ કે કોઈ પણ પ્રકારની અહંતામાં અને પાર્થિવ જીવનમાં—એવો પૂર્ણયોગનો ઉદ્દેશ છે. પરંતુ એ પ્રભુમયતા પણ પ્રકૃતિનો ત્યાગ કરીને, આપણા માનવ બંધુઓને છોડીને, અથવા તો પૃથ્વીથી અને પાર્થિવ જીવનથી દૂર જતા રહીને, પ્રાપ્ત કરવાની નથી. પ્રભુ પોતે એ પ્રમાણે જગતથી અને આપણાથી દૂર-પર-રહેતો નથી; તે તો વિશ્વ, પ્રકૃતિ અને સર્વ પ્રાણીઓ જોડે ગાઢ સંબંધ ધરાવે છે, અને તે છતાં તે પોતે નિરપેક્ષ અને અવિભાજ્ય સામર્થ્ય, સંપૂર્ણ મુક્તિ તથા આત્મજ્ઞાનયુક્ત હોય છે. અજ્ઞાન, નિર્બળતાઓ અને બંધનોને વટાવી જવાં, વિશ્વ અને પ્રકૃતિ જોડે દિવ્ય સંબંધ રાખનાર પ્રભુમાં જીવન ધારણ કરવું અને પ્રભુની દિવ્ય શક્તિ મુક્તિ અને આત્મજ્ઞાન મેળવવાં એમાં આપણી મુક્તિ અને પૂર્ણતા છે. આત્માનો અસ્તિત્વ સાથે ઉચ્ચમાં ઉચ્ચ સંબંધ પુરુષ પ્રકૃતિને ધારણ કરે તેમાં જ સમાયેલો છે, કેમ જે તેમાં પુરુષ અજ્ઞાનનાં બંધનોમાંથી, યાને પ્રકૃતિના સામ્રાજ્યમાંથી, મુક્ત થઈ જ્ઞાન પ્રાપ્ત કરી પ્રકૃતિથી પર થઈ શકે છે, અને આવિર્ભાવનો ભોક્તા અને નિયંતા થઈ પોતાનો આવિર્ભાવ કેવા પ્રકારનો કરવો તેનો નિર્ણય તે સ્વતંત્રપણે અને વિશાળ દૃષ્ટિએ કરી શકે છે.

સર્વત્ર એક સચ્ચિદાનંદ :

પુરુષ પ્રકૃતિ જોડે વિશ્વમાં જે લીલા કરી રહ્યો છે, તેનું

રહસ્ય એક અને અદ્વિતીય પોતાના જ દ્વૈતની વિવિધતામાં જાતને પ્રાપ્ત કરે તેમાં સમાયતું છે સર્વત્ર, એક સચ્ચિદાનંદ સ્વયભૂ તથા અપરિમેય છે તેના અનંતવિધ આવિર્ભાવોથી પણ એ અદ્વૈતનો ભગ થતો નથી. જ્ઞાનપ્રાપ્તિ માટેની આપણી શોધ પણ અસ્તિત્વના અંતિમ સત્ય રૂપ સચ્ચિદાનંદને માટે જ છે, અને આપણું સ્વાનુભવરસિક જીવન પણ છેવટે એનો જ સાક્ષાત્કાર પ્રાપ્ત કરે છે. તે સચ્ચિદાનંદમાંથી બીજાં બધાં સત્યો ઉત્પન્ન થાય છે, અને તેના ઉપર જ તેઓ આધાર રાખે છે, પ્રત્યેક ક્ષણે સચ્ચિદાનંદને લીધે જ તે બધાં શક્ય બને છે, અને અંતે પણ તેઓ એક બીજાને, અને પોતાની જાતને પણ, સચ્ચિદાનંદમય જ જુવે છે, તથા સચ્ચિદાનંદમાં જ તેમના વિરોધો દૂર થઈ જઈ તેઓ એકતા પામે છે અને સત્ય ઠરે છે ! વિશ્વના સર્વ સંબંધો—તેના મહાનમાં મહાન અને સૌથી વધારે ધૃણાકારક વિસંવાદો સુદ્ધાં—એક સનાતનનો તેના પોતાના જ સ્વરૂપ, વિશ્વ સાથેનો સંબંધ બતાવે છે, અર્થાત્ એ બધા સબંધો કેવળ અસંબદ્ધ વ્યક્તિઓના અકસ્માત ભેગા થઈ જવાને લીધે, અથવા તો વિશ્વજીવન ધારણ કરવાની યાંત્રિક જરૂરીઆત ઉભી થવાને લીધે, ઉત્પન્ન થયના અને થતા સંવાદો નથી. આ રીતે આત્મજ્ઞાનનું પ્રથમ કાર્ય એ સનાતન અદ્વૈતને પ્રાપ્ત કરવાનું છે. એ અદ્વૈતમાં જીવન ધારણ કરવું એ જ આપણા આત્મજ્ઞાનને અંતરમાં ધારણ કરી રાખવાનો રામ-

ખાણુ પ્રકાજ છેઃ અને વિશ્વ જોડે પણ એ અદ્વૈતમય જીવન જ આપણો આદર્શ સંબંધ છે। ઉપર જણાવેલાં કારણોને લીધે જ્ઞાનયોગમાં અદ્વૈતના સાક્ષાત્કાર ઉપર આપણે એટલો બધો ઝોક મૂકવો પડે છે, કે જાણે આપણા જ્ઞાન-યોગનો અંતિમ ઉદ્દેશ અદ્વૈત પ્રાપ્તિ જ ન હોય।

## દ્વૈતમાં સચ્ચિદાનંદનું સનાતન અદ્વૈત :

ઉપર સચ્ચિદાનંદનું જે અદ્વૈત વર્ણવ્યું તે અસ્તિત્વની સર્વ ભૂમિકાઓમાં, અને વિશ્વમાં સર્વત્ર દ્વૈતના પાયા ઉપર જ કાર્ય કરતું જણાય છે. એ સનાતન પોતે જ અનંત ચિન્મય સત્ છે. તે પુરુષ છે. તે કોઈ અચેતન યંત્ર પેઠે જડ નથી અદ્વૈતની સમતામાં સ્થિત થઈ તે પોતાના ચિન્મય સનાતન અસ્તિત્વનો આનંદ ભોગવે છે. જે પ્રમાણે તે અદ્વૈતની સમતામાં આવિર્ભાવ પામે છે તે પ્રમાણે વિશ્વમાં ઉત્પન્ન થતા વિવિધ સ્વાનુભવોની સર્જનક્ષમ લીલામાં પણ પોતાના ચૈતન્યના બળ સ્વરૂપ સનાતન આનંદમા પણ, તે સચ્ચિદાનંદ જ વિલસી રહ્યો છે. જે પ્રમાણે આપણે પોતે કાલ તથા દિશાથી અતીત, નામરૂપથી પર, સનાતન સત્ છીએ એવો આપણી એકતાનો અનુભવ પ્રાપ્ત કરવા છતાં આપણાં કર્મ, વિચાર, તપઃશક્તિ, અનુભવ વગેરેનો જુદો જુદો અનુભવ કરી શકીએ છીએ, તે પ્રમાણે વિશ્વમાં પુરુષના ચૈતન્યને થાય છે. આપણે હમણાં અજ્ઞાનમય,

પરિમિત વ્યક્તિ છીએ એટલે આપણને એ સાક્ષાત્કાર પણ અજ્ઞાનમાં થાય છે: અર્થાત્, આપણે આત્મસ્વરૂપમાં જ સતત જીવન ધારણ કરતા નથી. પરંતુ વારેવારે તેના પ્રત્યે પાછળથી દૃષ્ટિ નાખીએ છીએ, અથવા તો, વખતેવખતે, સામાન્ય જીવનમાંથી જાતને સંકેરી લઇને તેમાં જઈ શકીએ છીએ. પરંતુ સનાતન સચ્ચિદાનંદમાં તો અનંત જ્ઞાન જ હોય છે, એટલે તે સનાતન આત્મસ્વરૂપ હોઈ સર્વ આત્માનુભવ પ્રત્યે આત્માની પૂર્ણતાની દૃષ્ટિયી જ જુવે છે. મન રૂપી કારાવાસમાં પડેલા આપણા આત્મા પેઠે સચ્ચિદાનંદ પોતાની જાતને પુરુષના અનુભવના અનિશ્ચિત પરિણામ અને સરવાળા રૂપ, અથવા તો સમૂલા વિરોધ રૂપ, ગણતો જ નથી. સચ્ચિદાનંદના સનાતન આત્મજ્ઞાનમાં અસ્તિત્વ અને આવિર્ભાવનો—યાને સત્ અને ભવત્નો—જુનો તાત્ત્વિક વિરોધ શક્ય જ નથી !

## સચ્ચિદાનંદની દિવ્ય પ્રકૃતિ: તેની પ્રાપ્તિ :

પોતાનો અનુભવ મેળવી રહેલી ચિન્મય અસ્તિત્વની ક્રિયાત્મક શક્તિ તથા તે શક્તિમાં રહેલી જ્ઞાન, તપઃશક્તિ, આત્માનંદ અને સ્વરૂપપ્રકાશનની, આપણા અંતરમાં અને વિશ્વમાં કાર્ય કરી રહેલી શક્તિને આપણે પ્રકૃતિ કહીએ છીએ. એમાં એ શક્તિની સર્વે આશ્ચર્યકારક વિવિધતાઓનો, વ્યત્યાસોનો—સ્થિતિરક્ષાનો, પરિવર્તનોનો અને

વિપરીત કાર્યોનો પણ સમાવેશ થાય છે. પરંતુ વિવિધતામાં કાર્ય કરી રહેલી એ શક્તિના પાયામાં તે જ શક્તિની, અર્થાત્ પ્રકૃતિની સનાતન સમતા આવી રહેલી છે. તે સમતામાં સનાતન અદ્વૈત રહેલું હોઈ તે અદ્વૈત નિષ્પક્ષપાતપણે સર્વ શક્તિઓને ધારણ કરે છે, ટેકો આપે છે, અને નિયત કરે છે. તે જ પ્રમાણે તેણે વિવિધતાઓને ઉત્પન્ન કરી છે અને પુરુષના આનંદ માટે અથવા તો તેની તપઃશક્તિએ ધારેલો હેતુ સિદ્ધ કરવા માટે તેમને યોગ્ય દિશામાં દોરે છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને આપણે એ દિવ્ય પ્રકૃતિ જોડે અદ્વૈત સાધવું જોઈએ. અહંતાપ્રધાન પ્રકૃતિને વશ વર્તનાર મનોમય પ્રાણીની ક્ષુદ્ર સ્થિતિમાંથી છૂટી જઈ આપણે દિવ્ય થયલી વૈયક્તિક પ્રકૃતિનો આનંદ ભોગવનાર પુરુષ યાને સચ્ચિદાનંદ સ્વરૂપ થવું જોઈએ. તે પુરુષ જ આપણામાં રહેલી ખરી વ્યક્તિ છે. આપણામાં રહેલી અહંતા તો આપણા આત્માનો પરિમિત અને નિમ્ન આવિર્ભાવ હોઈ તે દ્વારા આપણને કેટલોક પ્રાથમિક અને શરૂઆત પૂરતો અનુભવ મળી શકે છે, અને તેમાં પણ થોડા સમય માટે જ રસ લેવાય છે ! એ પ્રમાણે આપણા નિમ્ન જીવનમાં મગ્ન થઈ જવું એ કાંઈ આપણી સંપૂર્ણ શક્યતા નથી. આ જડ પાર્થિવ વિશ્વમાં આપણે જે માનુષી જીવન ધારણ કરી રહ્યા છીએ તે જીવનનો એકમાત્ર અથવા તો ઉચ્ચમાં ઉચ્ચ અનુભવ, એ નિમ્ન અહંપ્રધાન જીવનથી અટકી જઈ શકતો નથી !

## વ્યક્તિનું મહત્ત્વ અને ખરું વ્યક્તિત્વ :

આપણા વૈયક્તિક અસ્તિત્વમાં મનને અજ્ઞાનનો અનુભવ થાય છે એ ખરું છે, છતાં પણ તે અસ્તિત્વ દ્વારા જ આધ્યાત્મિક જીવનની મુક્તિ અને દિવ્ય અમૃતત્વનો આનંદ પણ આપણે માટે શક્ય બને છે. એ અમૃતત્વનો અનુભવ, કોઇ સનાતનને તેની પરાત્પરતામાં થાને મનથી પર ભૂમિકામાં, કે આવિર્ભાવ રૂપે વિરાટ સ્વરૂપને, થતો નથી. આત્મજ્ઞાનમાં વ્યક્તિ જ ઉત્થાન કરે છે, વ્યક્તિમાં જ તે આત્મજ્ઞાન સ્થિર થાય છે, અને તે જ તેને અસરકારક બનાવે છે. જીવનસમસ્ત–આધ્યાત્મિક, માનસિક અથવા તો સ્થૂલ–પ્રકૃતિની શક્યતાઓ જોડે પુરુષની લીલા રૂપ છે; કારણકે એ લીલા વગર આત્માનો આવિર્ભાવ થઇ શકે નહિ અને વ્યક્તિ રૂપે સાપેક્ષ સ્વાનુભવ પણ થાય નહિ. સર્વ અસ્તિત્વનો આપણા પોતાના વિરાટ આત્મા તરીકે સાક્ષાત્કાર કરીએ, અથવા તો પ્રભુ જોડે કે સર્વ પ્રાણીઓ જોડે અદ્વૈત કરીએ, તોપણ એ લીલા તો ચાલુ રહી શકે અને રહેવી જ જોઇએ. જો આપણે આત્માના સર્વ પ્રકારના આવિર્ભાવનો ત્યાગ કરી દઇને કેવળ સમાધિસ્થ અને આત્મભાવમાં લય પામી ગયલું જીવન ગાળવાનો નિશ્ચય કરીએ, તો જ એ લીલાનો અંત આવે. પરંતુ એ મુક્ત લીલાનો, અથવા તો સમાધિનો અનુભવ પણ વ્યક્તિને જ થાય છે.

કેવળ અદ્વૈતના અનુભવમાં મનોમય પુરુષનું મગ્ન થઈ જવું એનું જ નામ સમાધિ; અને એ અદ્વૈતનો મુક્ત આનંદ અને સાક્ષાત્કાર પ્રાપ્ત કરવા માટે મનને આધ્યાત્મિક ભૂમિકામાં લઇ જવુ એનું નામ મુક્ત લીલા. હવે, દિવ્ય અસ્તિત્વમાં એ અદ્વૈતનો સાક્ષાત્કાર સ્વાભાવિક હોય છે. પરંતુ તે સાક્ષાત્કાર પ્રભુ અનંત અનુભૂતિઓ દ્વારા, અનેક દૃષ્ટિબિંદુઓથી અને જુદી જુદી ભૂમિકાઓમાં તથા વ્યક્તિરૂપે, પોતાની વિધવિધ સચેતન શક્તિઓ દ્વારા પ્રાપ્ત કરે છે. આપણી માનુષી ભાષામાં કહીએ તો એ વ્યક્તિનાઓ એકજ ચિન્મય સત્-તાનાં સ્વરૂપો છે. આપણામાંનો પ્રત્યેક માણસ પણ એ વ્યક્તિમાંનો એક છે. આપણી પરિમિત અહંતામાં તથા પરિમિત મનમાં રહીને પ્રભુથી વિખૂટા પડવું એટલે આપણી પોતાની જાતથી જ છૂટા પડવા બરાબર, યાને આપણા ખરેખરા વ્યક્તિત્વથી વિમુખ થવા બરાબર છે; અર્થાત્ એવી પરિમિત સ્થિતિમાં આપણે અસત્ વ્યક્તિનું રૂપ ધારણ કરીએ છીએ અને આપણું ખરેખરું વ્યક્તિત્વ આપણે ગુમાવી દીધેલું હોય છે. આપણી અંદરના અજ્ઞાનની એ શક્તિ છે. આપણું સાચું વ્યક્તિત્વ મેળવવું એટલે આપણા વર્તમાન જીવનને પ્રભુમય બનાવી દેવું તથા આપણામાં અનંત, આધ્યાત્મિક અને વિરાટ ચૈતન્યને જાગ્રત કરવુ. આપણું ખરેખરું વ્યક્તિત્વ તો તે છે. એ શક્તિ આપણી આત્મજ્ઞાનની શક્તિ છે.

## મોક્ષ એટલે શું ?

વિશ્વના સનાતન આવિર્ભાવમાં આપણુને ઇશ્વર, પ્રકૃતિ યાને શક્તિ, તથા વ્યક્તિ એ ત્રણ સત્તાઓ માલુમ પડે છે. એ ત્રણેનું અસ્તિત્વ અને તેમની અન્યોન્ય અગત્ય સ્વીકારવાથી આપણુને અસ્તિત્વનું જ્ઞાન થાય છે એટલુંજ નહિ, પરંતુ આપણી અજ્ઞાન અવસ્થામાં આપણુને ગુંચવાડામાં નાખનારા સંસારના વિરોધી આવિર્ભાવોનું પણુ જ્ઞાન થાય છે. આત્મજ્ઞાન પ્રાપ્ત થતાં વિશ્વમાંની એક પણ વસ્તુ દૂર થઈ જતી નથી, કેવળ આપણું અજ્ઞાન, અને અહંતામય પ્રકૃતિનાં કાર્યોના બંધનમાં નાખનાર એ અજ્ઞાનને ઉત્પન્ન કરનારી પરિસ્થિતિ જ માત્ર દૂર થઈ જાય છે. આપણે જ્યારે આપણા સત્ય સ્વરૂપને પ્રાપ્ત થઇએ છીએ ત્યારે અહંતા દૂર જતી રહે છે, અને તેને સ્થાને આપણું ઉત્તમોત્તમ સ્વરૂપ, આપણું ખરેખરૂં વ્યક્તિત્વ, સ્થાપન થાય છે. આપણા ઉત્તમોત્તમ સ્વરૂપે તે વ્યક્તિત્વ સર્વ પ્રાણીઓ જોડે અદ્વૈત સાધે છે તથા સમસ્ત જગતને અને પ્રકૃતિને પોતાની અનંતતામાં જુવે છે. અર્થાત્ આપણાં વર્તમાન નામરૂપ અને જન્મમાં તથા માનસિક અને શારીરિક કાર્યો વગેરેમાં આપણે જકડાયલા હોઈ જુદું અસ્તિત્વ ધારણુ કરીએ છીએ એવો પરિમિત અનુભવ દૂર થઈ જઈ તેને ઠેકાણે અપરિમેય અદ્વૈત અને અનંત ચૈતન્ય સ્થાપન થાય છે,

અને આપણે આખા વિશ્વના કોઇપણ પ્રાણીથી કે પદાર્થથી ભિન્ન નથી એવો અનુભવ આપણને થાય છે. પ્રાચીન તત્ત્વવેત્તાઓ એ સ્થિતિને જ જન્મમરણનો ત્યાગ, મોક્ષ અથવા તો નિર્વાણ કહેતા હતા. એ અનુભવ પછી પણ આપણે વૈયક્તિક આધાર દ્વારા કર્મ તો કરીએ છીએ, પરંતુ તે તદ્દન જુદાજ જ્ઞાનથી અને કેવળ જુદાજ પ્રકારના અનુભવથી પ્રેરાઇને ત્યારપછી આપણા વ્યક્તિત્વની પેઠે વિશ્વ પણ કાર્ય કરતું જ હોય છે, પરંતુ આપણે તેને આપણા પોતાના આત્મામાં જ જોઇએ છીએ, આપણાથી જુદું તથા આપણાથી બ્હાર નહિ. આપણા સત્ય અને સંપૂર્ણ આત્મસ્વરૂપને પ્રાપ્ત કરીને એ વિશાળ ચૈતન્યમાં નિરંતર સ્થિત થવાની શક્તિ મેળવવી એનું જ નામ મોક્ષ, અને એનું જ નામ અમૃતત્વનો ઉપભોગ.

મોક્ષના પ્રચલિત ખ્યાલો :

આપણે જે મોક્ષનો ખ્યાલ બાંધ્યો તેમાં, અને મૃત્યુ પછી કોઇક બીજા જ લોકમાં અમૃતત્વનો ઉપભોગ શક્ય છે અથવા મોક્ષને પરિણામે માનસિક અને શારીરિક જીવનનું પુનરાવર્તન કેવળ બંધ થઇ અપૌરૂષેય અનંત અસ્તિત્વમાં વ્યક્તિનો સંપૂર્ણ લય થવો જોઇએ એ જુના મોક્ષના વિચારોમાં આપણને સ્પષ્ટ વિરોધ દેખાઇ આવે છે. મન અને શરીરના બંધનોનો ત્યાગ કર્યા પછી આત્માને ઉચ્ચ

ભૂમિકાઓ પ્રત્યે જે આકર્ષણ થાય છે, અથવા તો તેમની અગત્ય લાગે છે તેના ઉપર, તથા કેટલાક આધ્યાત્મિક અનુભવો થાય છે તે ઉપર એ વિચારોની સકારણતા રહેલી છે. પાર્થિવ જીવન ધારણ કરવાથી મન, પ્રાણ અને શરીરનાં સર્વે બંધનો અનિવાર્ય રીતે માણસને લાગુ પડે છે એવો ખ્યાલ પણ પ્રચલિત છે. સમસ્ત પાર્થિવ જગતના ઉપર યમનું રાજ્ય છે; કારણકે મૃત્યુને વશ થઈને જ, સતત મરતાં, મરતાંજ જીવન વિશ્વમાં ટકી રહ્યું છે! માનુષી જીવનમાંથી અમૃતત્વ ઘણી મુશ્કેલીથી મેળવવાનું છે, અને મૃત્યુનો સર્વાંશે અસ્વીકાર, અર્થાત્ જન્મનો પણ ઇન્કાર કરવામાં અમરતા રહેલી છે. અમૃતત્વ ભોગવવાની ભૂમિકા તદ્દન જુદી જ હોવી જોઇએ; તે ભૂમિકા એટલે સંસારથી પર એવું કોઇ સ્વર્ગ, અર્થાત્ જ્યાં દેહ હોતો જ નથી, અથવા તો જુદાજ પ્રકારનો, આત્માનોજ પડછાયો, કે કેવળ ગૌણ ઘટના તરીકે જ હોય એવો લોક. વળી, જે લોકો અમૃતત્વની પર જનારા છે તેઓ તો એમ માને છે કે અસ્તિત્વની સર્વ ભૂમિકાઓ, સ્વર્ગો વગેરે પણ પરિમિત વ્યક્તિના અનુભવોમાં જ આવી શકે છે. અનંત આત્મામાં તો એ સર્વે અનુભવોનો કેવળ અભાવ જ હોય છે! એવા માણસો અપૌરૂષેય અનંતમાં લય પામવાની અગત્ય ઘણી માનતા હોય છે. તેઓ અપૌરૂષેય આત્માના આનંદનું આત્માના આવિર્ભાવમાં મળતા આનંદ જોડે કોઇ રીતે સમીકરણ

કરવા અશક્ત હોય છે. અપૌરૂષેય અનંતમાં લય અને નિર્વાણ પામી જવાની જરૂર બતાવનારી તથા તેની સાબિતીઓ આપનારી મીમાંસાઓ શોધી કાઢવામાં આવી છે. પણ ખરૂ જોતાં એ બાબત અગત્યની નથી. મુખ્ય બાબત તો વ્યક્તિને પરાત્પરનો સાદ થયો છે કે નહિ તે છે. અર્થાત્ આત્મપ્રાપ્તિની અગત્ય તેને જણાય છે કે કેમ, અપૌરૂષેય અસ્તિત્વમાં, અથવા તો અસ્તિત્વના અભાવમાં રહેલો આનંદ પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા તેને થય છે કે કેમ એ મુખ્ય બાબતો છે. એનું નિરાકરણ પુરૂષની આંતરવૃત્તિ ઉપર રહેલું છે. અર્થાત્ પુરૂષ પ્રકૃતિ જોડે કેવા પ્રકારનો સંબંધ સ્થાપન કરવા માગે છે તથા પોતાની અગત પ્રકૃતિને અનુસરીને આત્મપ્રગતિ કરતાં કરતાં તેની વિવિધ શક્યતાઓમાંથી તેણે પોતે કેવા પ્રકારના આધ્યાત્મિક અનુભવો મેળવ્યા છે તેના ઉપર એ પ્રશ્નનું નિરાકરણ રહેલું છે. આત્માની એ અનુભૂતિની સમજૂતિ બુદ્ધિને આપવાનો પ્રયત્ન તે જ આપણી તર્કપ્રધાન સાબિતીઓ અને દલીલો. પુરૂષે—આત્માએ જે દિશા લીધી હોય છે તેને આપણું મન અનુમતિ આપે એટલા ખાતર જ બુદ્ધિને તર્કવાદથી સમજાવવાના ઉપાયો લેવા પડે છે.

**વ્યક્તિત્વની પરાકાષ્ટા :**

આપણા વિશ્વજીવનનો આવિર્ભાવ થવાનું આદિ કારણ

અસારનો અનુભવ આપણને મનાવી રહ્યો છે તેમ, અહંતા નથી; કારણકે અહંતા તો આપણા વિશ્વજીવનના પ્રકારનો એક સંજોગ અને એક પરિણામ છે. અનેક જીવોને પોતાનામાં ધારણ કરનાર પુરૂષે પરિમિત શરીર અને મન વચ્ચે પરસ્પર અહંતાનો, અર્થાત્ આત્મરક્ષણવૃત્તિ, પરસ્પર વ્યાવર્તન અને આક્રમણનો, સંબંધ ઉપજાવ્યો છે તેનું કારણ એ છે કે એ પ્રમાણે અહંતા ઉપજ્ન થવાને લીધે અન્યોન્યને આશ્રયે ટકી રહેલા વિશ્વના પદાર્થોમાં કેવળ સ્વતંત્ર શારીરિક અને માનસિક અનુભવની શક્યતા ઉભી થાય. પરંતુ અહંતાની એ ભૂમિકામાં સંપૂર્ણ, નિરપેક્ષ, સ્વતંત્રના કદી પણ મળી શકે નહિ. એ શરીર અને મનના આવિર્ભાવનો અંતે અસ્વીકાર કરે એવી બીનંગત ચેતનાનો સ્વીકાર એ જ એ અનન્ય સાધારણ વૃત્તિનું-અતકાપણાનું સ્વાભાવિક પરિણામ છે. એ રીતે જ કેવળ સ્વતંત્ર યાને નિરપેક્ષ અનુભવને માનવ પ્રાપ્ત કરી શકે. એવો નિરપેક્ષ અનુભવ થયા પછી આત્મા કેવળ પોતાના ઉપર આધાર રાખતો અર્થાત્ સ્વતંત્ર થાય છે. આપણા દેશમાં જેને સ્વાધીન કહે છે, અર્થાત્ ઇશ્વર કે બીજા પ્રાણીઓ ઉપર જરા પણ આધાર નહિ રાખનારો એવો તે થાય છે. અર્થાત્ એ સાક્ષાત્કારમાં ઇશ્વર, વ્યક્તિ તથા બીજાં પ્રાણીઓનો ખ્યાલ બાતલ કરવામાં આવે છે, અને એ સર્વ અજ્ઞાનને આભારી ભેદો તરીકે ત્યાગી દેવામાં આવે છે. પોતાનામાં રહેલી

સ્વતંત્ર આત્મસાક્ષાત્કારની પ્રેરણાને સંતોષવા માટે અહંતા પોતે એ પ્રમાણે કાર્ય કરે છે અને પોતાની અપૂર્ણતા સ્વીકારી પોતાના અસ્તિત્વનો તેમજ તેના સર્વ વિરોધીનો ત્યાગ કરી દે છે. અહંતાને માલુમ પડે છે કે પ્રભુ જોડે, સર્વ પ્રાણીઓ વગેરેની જોડે સંબંધ સ્થાપન કરવા જતાં તેને હમેશાં માયાની, મિથ્યાત્વની અને શૂન્યતાની શિક્ષા અનુભવવી પડે છે. પ્રભુ, વિરાટ વગેરેના ખ્યાલોનો સ્વીકાર કરવાને અહંતા ના પાડે છે, કારણકે તેમનો સ્વીકાર કરવાથી પોતાને તેમના ઉપર આધાર રાખવો પડશે એવો ભય તેને રહે છે અરે! અહંતા પોતે પોતાનો જ ખ્યાલ મિટાવી દેવા મથે છે, કારણકે પોતાનું અસ્તિત્વ સ્વીકારવાથી પોતાના સિવાયના અન્યનું, વિશ્વનું તથા બીજાં પ્રાણીઓનું અસ્તિત્વ પણ સ્વીકારવાની તેને ફરજ પડે છે. મનોમય ભૂમિકા જે કાંઇ જાણી શકે છે તે સર્વનો સંપૂર્ણ, નિરપેક્ષ બહિષ્કાર કરવાથી બૌદ્ધમતવાદીઓનો નિર્વાણ અથવા તો આત્મવિનાશ પ્રાપ્ત થાય છે. કેવલાદ્વૈતવાદીઓ બ્રહ્મમાં આત્માનો લય કરે છે તે પણ, જુદે માર્ગે, એનો એ હેતુ સ્વીકારે છે એ બંને માર્ગોમાં પ્રકૃતિનાં બંધનોમાંથી સંપૂર્ણ એકદેશીય સ્વતંત્રતાવાળા પુરૂષનું પ્રતિપાદન આપણને જણાઇ આવે છે

અહંતાની મુક્તિની એકદેશીયતા :

ઉપર આપણે જે એકદેશીય વૃત્તિનું વર્ણન કર્યું તેને

પ્રકૃતિનાં બંધનોમાંથી ક્રમે ક્રમે છૂટવાનો જે નિષેધાત્મક માર્ગ આપણે આગળ બતાવ્યો તેને લીધે ઘણી જ સહાય મળે છે; કારણ કે એ માર્ગે જતાં અહંતાનો વિનાશ અને આપણી અત્યારની માનસિક પ્રકૃતિનાં બંધનોનો અસ્વીકાર આપોઆપ થાય છે. આપણી માનસિક પ્રકૃતિનો ત્યાગ કરવાનું કારણ તો એ છે કે તે જડ પદાર્થ અને ઇન્દ્રિયોને વશ છે અને પ્રત્યેક વસ્તુ જાણે કે કેવળ નામરૂપાત્મક હોય નહિ એ માન્યતા ઉપર તે વર્તે છે. આપણે પોતે બીજા માણસોના આંતરજીવનને જાણતા નથી; પરંતુ પોતાના સ્વાનુભવનિષ્ઠ જીવન ઉપરથી અનુમાન બાંધીને અથવા તો તેની જોડે સરખામણી કરીને, કે પછી વાચા, કર્મ વગેરે બાહ્ય નિશાનીઓનું અવલોકન કરી આપણા પોતાના અંતરમાં તેમનો આત્મનિષ્ઠ અનુભવના રૂપમાં અનુવાદ કરીને, બીજા માણસોના આંતરજીવનને આડકતરી રીતે જાણી શકીએ છીએ. હવે, જ્યારે આપણે અહંતાથી અને પાર્થિવ મનનાં બંધનોમાંથી છૂટી જઇને આત્માની અનંતતા પ્રાપ્ત કરીએ છીએ ત્યારે પણ મનની જુની ટેવ પ્રમાણે આપણે આખા વિશ્વને નામરૂપાત્મક જોઇએ છીએ. આ નવીન આધ્યાત્મિક સાક્ષાત્કાર આપણને થાય છે તેમાં તો આત્મા વધારે વાસ્તવિક અને પ્રત્યક્ષ લાગવાને લીધે બધા પદાર્થોની વસ્તુનિષ્ઠતા અને સ્થૂલ સ્વરૂપો તેમાં લય પામી જાય છે, એટલું જ નહિ પરંતુ અન્ય

માનવોનું સૂક્ષ્મ, સ્વાત્મનિષ્ઠ જીવન—જેને આપણું મન આડકતરી રીતે જાણતું હતું તેનો પણ લય થઈ જાય છે. આત્માના સાક્ષાત્કારને પડ છે એ બધાં તેનાં વિરોધી, અસત્ લાગે છે. આપણું મન શાંત અને ઉદાસીન થયલું હોવાને લીધે એ નામરૂપાત્મક વચલી સાંકળને જાણવાને પ્રયત્ન જ કરતું નથી; કારણ કે આત્માની આધ્યાત્મિકતા અને જગતની ભૌતિકતા વચ્ચે રહેલા અંતરને સાંધી લેવુ એ જ તે સાંકળના જ્ઞાનનો હેતુ હોય છે પરંતુ આપણો આત્મા તો આનંદપૂર્ણ, અનંત અપૌરુષેયત્વમાં સંતોષ માનીને બીજી કોઇ પણ વસ્તુની કે પ્રાણીની જરા પણ પરવા કરતો નથી. આપણી ઇન્દ્રિયો આપણને જે દર્શાવે છે તથા આપણું મન તેમના સંસ્કાર સ્વીકારી જે વિચાર કરે છે અને જાણે છે, અને પરિણામે આપણને જે અપૂર્ણ અને ક્ષણિક આનંદ થાય છે તે બધુંયે આપણને અવાસ્તવિક અને નકામું લાગે છે પ્રભુ પોતે અદ્વૈત ચેતના તરીકે, અસ્તિત્વની વચલી ભૂમિકાઓમાં રહીને એ સર્વ પદાર્થોનો ઉપભોગ કરે છે તેની સાથે આપણે અદ્વૈત કરી શકતા નથી અને એવી સ્થિતિ મેળવવાની પણ આપણને પરવા રહેતી નથી ! વળી, પ્રભુને એ વચલી ભૂમિકાના પદાર્થોમાં પોતાના અસ્તિત્વનું અને આનંદનું જે અપૂર્વ મૂલ્ય દેખાય છે, તથા જેને પરિણામે વિરાટ જીવન તેને સૌંદર્યપૂર્ણ, અને ટકાવી રાખવા યોગ્ય લાગે છે ને

મેળવવાને પણ આપણે પરવા કરતા નથી. અર્થાત્ આપણે વિશ્વજીવનમાં વ્યાપી રહેલો પ્રભુનો દિવ્ય આનંદ ભોગવી શકતા નથી. ઉલટું આપણને એમ થાય છે કે સનાતન પ્રભુએ પોતાના શુદ્ધ અસ્તિત્વમાં સ્થૂલને, યાને પદાર્થની જડતાને, સ્વીકારીને પોતાની અધોગતિ કરી છે; અથવા તો મિથ્યા નામ અને અસત્ય રૂપોની કલ્પના કરીને પોતાના અસ્તિત્વના અંતિમ સત્યને તેણે જૂઠું બનાવી દીધું છે. વિશ્વજીવનમાં રહેલો દિવ્ય આનંદ કદાપિ આપણે જાણી શકીએ છીએ તોપણ કેવળ વિરક્ત અને ઉદાસીન રીતે જ, અર્થાત્ જાતે તેમાં ભાગ લીધા સિવાય કે તેને પ્રાપ્ત કર્યા સિવાય જ. કદાચ આપણે એ વિરાટ આનંદમાં ભાગ લઇએ છીએ તોપણ વિરાટથી ઉચ્ચતર ભૂમિકામાં વ્યક્તિગત, અતડો ને એકલવાયો આનંદ મેળવવાની રાહ જોતા આપણે શારીરિક જીવન ટકે ત્યાં સુધી જ આ નિમ્ન ભૂમિકામાં ફરજીયાત રહેવાનું સ્વીકારીએ છીએ.

## વિરાટની વાસ્તવિકતા :

પરંતુ આપણા યોગાભ્યાસ દરમ્યાન, અથવા તો, આત્માનો સાક્ષાત્કાર કરીને પછી, મુક્ત આત્મા જીવન પ્રત્યે પુનઃ ફરવાને લીધે આપણી ચેતનામાં પુરુષ સ્વતંત્ર રહીને પ્રકૃતિનો સ્વીકાર કરે, અને તેને પરિણામે આપણે બીજા માણસોનાં અને પ્રાણીઓનાં કેવળ સ્થૂલ શરીરો અને આવિ-

બ્હારોને જ નહિ પરંતુ તેમના આંતરજીવનને, મનને તથા તેમના જીવાત્માને સુદ્ધા છૂટથી જાણી શકીએ એટલું જ નહિ, પરંતુ તેમના જીવનની છાછરી સપાટી ઉપર તેમને પોતાને જેનું જ્ઞાન નથી એવા તેમના અંતરાત્માને પણ જાણીએ તો પછી આપણને તેમનામાં રહેલા ખરેખરા સત્‌નું-આપણા આત્માના પણ આત્માનું-ભાન થયું ગણી શકાય, અને નહીં કે કેવળ અસત્ય નામ અને રૂપોનું. ત્યારપછી આપણને એ સઘળાં સનાતન આત્માનાં વાસ્તવિક સ્વરૂપો જ લાગે છે. આપણા મનને એ બધી કેવળ નજીવી નિરર્થકતા અથવા તો અસત્‌ની માયાજાળ લાગતી નથી. અલબત્ત, પાર્થિવ જીવનની પહેલાના જેવી જુઠી કિંમત આપણે હવે આંકતા નથી જ, પરંતુ દિવ્ય પુરુષમાં તેની અસલ, સત્ય કિંમત આપણને માલુમ પડે છે. સ્થૂલ, પાર્થિવ જીવનને આપણે વિશ્વમા આપણો આવિર્ભાવ કરવાના એકમાત્ર સાધન તરીકે નહિ, પરંતુ માનસિક અને આધ્યાત્મિક ઉચ્ચ જીવનના એક ગૌણ ભાગ તરીકે જ ગણીએ છીએ. એ પ્રમાણે સ્થૂલ જીવનને ગૌણ ગણવાથી એની કિંમત ઘટવાને બદલે ઉલટી વધે છે ! આપણું સ્થૂલ જીવન, પ્રાણ અને આપણો સ્વભાવ એ સઘળું પુરુષ અને પ્રકૃતિ વચ્ચે એક ભૂમિકાનો જ સંબંધ દર્શાવે છે અને એ સર્વનો ખરો હેતુ તેમનાથી જે ઉચ્ચ ભૂમિકાઓ ઉપર તેઓ આધાર રાખે છે તેમને પ્રાપ્ત કરવાથી આપણને માલુમ પડે છે. એ ઉચ્ચ

ભૂમિકાઓ જોડે સંબંધ હોવાને લીધે જ એ સાધારણ સંબંધ સાર્થક બને છે, તથા તેમની જોડે બુદ્ધિપૂર્વક અદ્વૈત કરીને આપણી માનસિક ભૂમિકા તેમનો હેતુ સિદ્ધ કરવા પ્રયત્ન કરે તો સર્વ વિરોધો દૂર થઇ માનસિક ભૂમિકા કૃતાર્થ થાય. આવું આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી આપણું જીવન કુંઠિત થવાને બદલે ઉલટું સાર્થક બને છે.

આધ્યાત્મિક એકદેશીયતાનો ત્યાગ :

• ઉપર જે વિશાળ જ્ઞાન અને મુક્તિનો ખ્યાલ આપવામાં આવ્યો છે તેનાથી આપણું આખું અસ્તિત્વ છેવટે મુક્ત થઇને અંતે કૃતકૃત્ય બને છે. આપણને જ્યારે તે જ્ઞાન અને મુક્તિ મળે છે, ત્યારે ઇશ્વર, આત્મા અને વિશ્વ–વિરાટ એ ત્રણ વચ્ચે આપણું જીવન શા માટે ગતિ કરી રહેલું છે તે સમજાય છે. ત્યારપછી આપણને એ ત્રણે એક બીજાથી અતડા, અથવા પરસ્પર વિરોધી, અને અસંવાદી નથી એવો અનુભવ થાય છે. વળી, તે સઘળાં અજ્ઞાનનાં જ કાર્ય હોઇ શુદ્ધ અપૌરૂષેય અદ્વૈતમાં તેઓ લય પામી જવાનાં છે એવું આપણને લાગતું નથી આપણા પોતાના આત્મ-સાક્ષાત્કારને માટે એ ત્રણે પ્રકારો અગત્યના લાગે છેઃ અને મોક્ષ થયા પછી તેમની અગત્ય દૂર થતી નથી એટલું જ નહિ, પરંતુ મોક્ષ પ્રાપ્ત થયા પછી જ તેમની ખરેખરી કિંમત પીછાની શકાય છે. એવો મોક્ષ થયા પછી અન્ય

જીવો સાથેના આપણા સંબંધને લીધે વિશ્વનો જે અનુભવ થતો હોય છે તે સર્વેને ટાળીને યાને દૂર કરીને, આપણા પોતાના અસ્તિત્વનો છૂટો અનુભવ આપણને થતો નથી. આપણી નવી ચેતનામાં સર્વેનો આપણામાં અને આપણો તેમનામાં સમાવેશ થઈ જાય છે. સર્વ પ્રાણીઓ અને આપણે હવે પોતપોતાનું અન્યોન્ય વ્યાવર્તક, નિરાળું હિત અથવા તો નિજનનું ઉલ્લંઘન કરવા મથનાર, એક બીજાના વિરોધી હોય એવું આપણને લાગતું નથી. તે સર્વે સનાતન હોઈ તેમાંના પ્રત્યેકમાં રહેલો આત્મા સર્વને પોતાનામાં આનંદથી સમાવી લઈને પોતાના એ અદ્વૈતમાં રહેલા સત્યને વ્યવહારમાં યાને સંસારમાં, જુદી જુદી રીતે પ્રગટ તથા અસરકારક કરવાને પ્રયત્ન કરી રહ્યો છે. આપણા વ્યક્તિત્વનું ખરેખરું રહસ્ય એકઐાત્મનો પરસ્પર અસ્વીકાર, અર્થાત્ અતડાપણાથી અન્યોન્યનો બહિષ્કાર, કરવામાં નહિ પરંતુ એક બીજાનો પરસ્પર સમાવેશ કરવામાં, અર્થાત્ સર્વને પોતાનામાં સમાવવામાં, આવી રહેલું છે. પ્રેમ આપણા અસ્તિત્વનો ઉચ્ચતર નિયમ છે, નહિ કે સ્વતંત્ર આત્મસિદ્ધિ.

## મુક્તિનાં ત્રણ પગલાં :

આપણા અસ્તિત્વનું ખરેખરું મૂળ જે પુરૂષ, તે હમેશાં પ્રકૃતિથી સ્વતંત્ર હોઈ તેનો માલિક છે. એટલે આપણને

પણ પ્રકૃતિના ઉપર પ્રભુત્વ માને સ્વામીત્વ સ્થાપન કરવાની પ્રેરણા થાય છે તે તદ્દન યથાર્થ છે. આપણામા અહંતા-પ્રધાન પ્રવૃત્તિ થાય છે અને અહંતાથી પર થવાની જે ક્રિયા થાય છે તેની ઉપયોગિતા પુરૂષની એ સ્વતંત્રના સ્થાપન કરવા પૂરતી જ છે. પરંતુ અહંતાની ખરેખરી પૂર્ણતા તેના અસ્તિત્વના સ્વતંત્ર અને અનડા અસ્તિત્વને નિરપેક્ષપણે સ્વીકારવામાં નહિ, પરંતુ પુરૂષ અને પ્રકૃતિ વચ્ચે દિવ્ય, ઉચ્ચતમ મંબંધ સ્થાપન કરવામાં સમાયલી છે. પુરૂષ અને પ્રકૃતિના દિવ્ય સંબંધની ભૂમિકામા પુરૂષ પ્રકૃતિથી પર હોય છે એટલું જ નહિ, પરંતુ પ્રકૃતિનો સ્વામી પણ હોય છે. ત્યાં આપણા વ્યક્તિત્વની સાર્થકતા હોય છે તેની સાથે જ વિશ્વ સાથે અને બીજાં માનવો સાથે આપણા સંબંધની સાર્થકતા પણ હોય છે. આપણને હવે સ્પષ્ટ જણાશે કે જગત પ્રત્યે બેપરવા રહી સંસારથી દૂર આવેલા કોઇ સ્વર્ગમાં આપણો અંગત મોક્ષ પ્રાપ્ત કરવો એ કાંઇ આપણો ઉદ્દેશ નથી, કારણકે આપણે અજ્ઞાનમાં જેમને જુદાં ગણીએ છીએ તે સર્વ પ્રાણીઓનો મોક્ષ અને તેમની કૃતકૃત્યતામા પણ આપણો પોતાનો દિવ્ય સ્વાર્થ રહેલો છે. એ પ્રમાણે આપણે ન વર્તી શકીએ તો સર્વ પ્રાણીઓ સાથે આપણા અદ્વૈતનો કશો જ અર્થ નથી. સંસારમાં રહેલી અહંતાપ્રધાન જીવનની અનેક લાલચોમાંથી બચી જવું એ આત્મવિજયનું પ્રથમ પગલું છે; સ્વર્ગનાં દિવ્ય સુખો ભોગવવાની ઇચ્છાનો ત્યાગ કરવો એ બીજું

પગલું ગણી શકાય; અને સંસારનો ત્યાગ કરી અપૌરુષેય ચૈતન્યની આનંદસમાધિમા મગ્ન રહેવાની લાલચનો ત્યાગ કરવો એ ત્રીજુ અને છેલ્લું પગલુ છે. એ લાલચનો પણ સંપૂર્ણ ત્યાગ એ છેલ્લો અને મહાનમા મહાન વિજય છે. ત્યારપછી આપણે વ્યક્તિત્વની એકદેશીયતામાંથી છૂટીને સંપૂર્ણ આધ્યાત્મિક સ્વતંત્રતા, યાને મુક્તિ, મેળવી ગણાય.

મુક્ત આત્માની સ્થિતિ એટલે નિત્યમુક્ત પુરુષ–ચેતનાની પ્રાપ્તિ. તેની ચેતનામાં પરાત્પરનો તથા સર્વગ્રાહી અદ્વૈતનો સમાવેશ થાય છે. તેના આત્મજ્ઞાનમાં આત્માના પ્રકારોનો બહિષ્કાર હોતો નથી, કારણકે પ્રભુમાં અને તેની દૈવી પ્રકૃતિમાં તે સર્વેનુ અદ્વૈત સાધે છે અને સર્વેને સંવાદી બનાવે છે. પોતે અને ફક્ત ભગવાન એ બેના મિલનની મસ્તીની, જેમાથી અન્ય સર્વેને બાતલ કરવામાં આવે છે એવી—અનુભૂતિ, મુક્તાત્માને મન, પ્રભુના દિવ્ય પ્રેમ અને આનંદમાં સર્વ પ્રાણીઓનો પણ સમાવેશ કરવાની પ્રારંભક અનુભૂતિ છે મુક્ત અને સિદ્ધ આત્મમાં સ્વયં ભગવાન અને અન્ય ભક્તોના ઐક્યનો આનંદ વ્યાપી રહે છે. પરંતુ સામાન્ય મનુષ્યની પેઠે બીજાં દુખી અને દીન બંધુઓનાં દુખો પ્રત્યે કેવળ ઉદાસીનતાની લાગણી ધારણ કરવી સિદ્ધને માટે શક્ય નથી. કારણકે તે દુખી અને અજ્ઞાની મનુષ્યોમાં પણ મુક્ત આત્માને તો તેનો પોતાનો

જ આત્મા વ્યાપી રહેલો દેખાય છે. તે પોતે દુઃખ અને અજ્ઞાનમાંથી મુક્ત થયલો હોઇ સ્વાભાવિક રીતે જ સર્વને તે મુકિત પ્રત્યે પ્રેરે છે.

## મુક્ત આત્માની સ્થિતિ :

વળી, પોતાની જાત અને અન્ય માનવો તથા જગત વચ્ચે અજ્ઞાનમય, અર્થાત્ ઇશ્વરને બાતલ રાખીને સ્થાપન થયલો, સંબંધ મુકત આત્મમાં તો ઉલટો વધારે અસંભવિત હોય છે. અને તેથી કરીને તે કોઇપણ પાર્થિવ સંબંધમાં મા તો ઉચ્ચ, પરોપકારવૃત્તિવાળા માનુષી સંબંધોમાં પણ, તે પરિમિત થઇ શકતો નથી. તે આત્માની ક્રિયાની અને તેની આધ્યાત્મિક સ્થિતિની પરાકાષ્ટા બીજાઓને માટે પોતાની જાતને અર્પણ કરી દેવામા અને પોતાની જાતનો ભોગ આપી દેવામાં નહિ, પરંતુ ઇશ્વરપ્રાપ્તિ, મુકિત અને દિવ્ય આનંદની પ્રાપ્તિ કરી પોતાની જાતને કૃતકૃત્ય, અર્થાત્ સાર્થક કરવામાં સમાયલી છે, અને પોતાની એ સિદ્ધિમાં, અને એ સિદ્ધિ વડે, અન્ય માનવો પણ પૂર્ણતા અને સિદ્ધિ પ્રાપ્ત કરે એ તેનો ઉદ્દેશ હોય છે. કારણકે ઇશ્વરમાં જ, અને ઇશ્વરને પ્રાપ્ત કરવાથી જ, માનવ જીવનના સર્વ કલહોનો અંત આવી શકે, અને તેથી માનવો પ્રભુ-પ્રત્યે ઉત્થાન કરે એ આખી જાતિને મદદ કરવાનો સૌથી વધારે અસરકારક ઉપાય છે એમ અને જણાય છે. બીજી બધી

ક્રિયાઓ અને સાક્ષાત્કારો આપણી આધ્યાત્મિક પ્રગતિમા કેટલેક અ શે ઉપયોગી તથા મદદગાર હોય છે ખરા, પર ંતુ અ ંતે તો એ બધી ગલીકુ ચીઓ અને પગથીઓ વાટે આપણે સમગ્ર જ્ઞાનના સરિયામ રાજમાર્ગ ઉપર નીકળી પડવુ જોઇએ, કે જેથીકરીને એ સર્વ માર્ગોના અ ંતિમ લક્ષ્યરૂપ ઇશ્વરને મુક્ત અ ત્મા પ્રાપ્ત કરી શકે, અને સર્વથી પર થયા છતાં સર્વનો પોતાનામાં સમાવેશ કરી પ્રભુનુ વ્યક્ત સ્વરૂપ થઇ સર્વના આવિર્ભાવ માટે પૂર્ણતાનુ ચિહ્ન અને સિદ્ધિદાયક શક્તિ થઇ રહે

## પ્રકરણ ૬ ઠું.

# અસ્તિત્વની ભૂમિકાઓ.

### વર્તમાન ભૂમિકાથી પર ભૂમિકાઓ:

આપણા ઉત્તમોત્તમ, દિવ્ય, સ્વરૂપ સાથે અદ્વૈત કરીને પ્રકૃતિના જ્ઞાતા, ઈશ્વર અને સ્વતંત્ર ભોક્તા તરીકે જો આપણામાં રહેલા પુરૂષે સ્વતંત્રતા પ્રાપ્ત કરવી હોય તો એટલું તો નક્કી જ છે કે આપણા અસ્તિત્વની વર્તમાન ભૂમિકામાં રહીને તે સિદ્ધ કરી શકાય તેમ નથી; કારણકે આપણા અસ્તિત્વની વર્તમાન, સ્થૂલ ભૂમિકામાં પ્રકૃતિનું સામ્રાજ્ય સંપૂર્ણ રીતે જામેલું છે. અર્થાત્ આપણામાં રહેલો દિવ્ય પુરૂષ, પ્રકૃતિની અસંખ્ય ક્રિયાઓમાં, તેના સ્થૂલતાના દમ-દમામાં સંપૂર્ણપણે ઢંકાઈ જાય છે અને સ્થૂલ પદાર્થની જડતામાંથી ચૈતન્ય સ્વરૂપ આત્માને પ્રાપ્ત કરવાની ઉત્ક્રાંતિના માર્ગમાં વ્યક્તિનો આત્મા શારીરિક અને માનસિક કરણોનાં કાર્યોમાં ગુંચવાઈ જઈ પોતાની દિવ્ય સ્વતંત્રતા અનુભવી

શકતો નથી. માનવ "હું સ્વતંત્ર છું તથા પ્રકૃતિનો સ્વામી છું" એવું જે કહે છે તેમા પણ તેનું મન પ્રકૃતિને સૂક્ષ્મ રીતે વશ હોય છે. અલબત્ત, એ ગુલામીની ઝુંસરી પ્રાણમય અને જડ વસ્તુઓ જેવી નથી હોતી. પ્રાણીઓ, વનસ્પતિ અને ધાતુમાં હોય છે તેના કરતા તે આછી છે એટલું જ નહિ, પરંતુ પુરૂષની સ્વતંત્રતા અને સ્વરાજ્યની શકયતા સમીપ હોય છે. તોપણ તે ખરી સ્વતંત્રતા અને ખરૂ સ્વામીત્વ તો નથી જ. એટલા જ કારણસર આગલાં પ્રકરણોમા ચૈતન્યની તથા મનોમય પ્રાણીની જુદી જુદી આધ્યાત્મિક ભૂમિકાઓનો આપણે ઉલ્લેખ કર્યો છે. જો તે ભૂમિકાઓ ન હોત તો દેહધારી પ્રાણીઓ આ પૃથ્વી ઉપર કદી પણ મોક્ષ પ્રાપ્ત કરી શકત નહિ એ ભૂમિકાની ગેરહાજરીમાં તો બીજી દુનીઆમાં મોક્ષપ્રાપ્તિ કરવા માટે માનવે વાટ જોવી પડત, અથવા તો તે લોકમાં મોક્ષની પ્રાપ્તિને માટે જાતને લાયક કરવાના પ્રયત્નમાં જ આ દુનીઆનું માનુષી જીવન ગાળવું પડત, અને એ મુક્તિની અનુભૂતિ હમણાં જડ પાર્થિવતામાં ખુંપેલા માનવદેહના કરતાં જુદા જ દેહમાં, કોઇ આધ્યાત્મિક તત્ત્વના બનેલા દેહમાં જ, તે અનુભવી શકત.

પ્રચલિત જ્ઞાનયોગમાં ચૈતન્યની બે ભૂમિકાઓ જ સ્વીકારાય છે: ૧. આધ્યાત્મિક, ૨. જડતાપ્રધાન માનસિક. એ બે ભૂમિકાઓ વચ્ચે શુદ્ધ વિવેકશક્તિ આવી રહેલી હોય એ બંનેના પ્રત્યે તે વિવેકશક્તિ દૃષ્ટિ નાખી સ્થૂલ જગતના મિથ્યા

દેખાવોનો ત્યાગ કરીને જડતાપ્રધાન મનની ભૂમિકાથી પર થઇ આધ્યાત્મિક ચેતનાની વાસ્તવિકતાને અનુભવે છે. ત્યારબાદ વ્યક્તિમાં રહેલો પુરુષ પોતાની તપઃશક્તિથી એ જ્ઞાનમય સ્થિતિ જોડે એકતા કરી નિમ્ન ભૂમિકાનો ત્યાગ કરી 'ઊર્ધ્વ', અર્થાત્ આધ્યાત્મિક ભૂમિકાને પ્રાપ્ત કરે છે, તથા તેમાં સ્થિર થઇ મન તથા શરીરનો ત્યાગ કરી પ્રાણને પણ છોડી દઇ પગતપર પુરુષ જોડે એકતા કરી વ્યક્તિત્વના બંધનમાંથી મુક્ત થાય છે. પોતાના સમગ્ર અસ્તિત્વનું સંપૂર્ણ સત્ય એ ભૂમિકામાં સમાયલું નથી એવું તે પુરુષ જાણે છે; એટલું જ નહિ પણ અસ્તિત્વ ઘણું અટપટું હોઇ તેમાં ચેતનાની અનેક ભૂમિકાઓ આવી રહેલી છે એવું પણ જાણવા છતાં તે પુરુષ તેમની ઉપેક્ષા કરે છે, અથવા તો તેમના ઉપર ધ્યાન આપતો નથી; કારણકે ઉપર જે જાતનો મોક્ષ વર્ણવ્યો છે તેને માટે એમની જરૂર પડતી નથી. ઉલટું એ ભૂમિકાઓ તો એવા પ્રકારના મોક્ષના માર્ગમાં નડતર રૂપ થઇ પડે છે. કારણકે તેમને પ્રાપ્ત કરવાથી સાધકને અવનવા, આકર્ષક આધ્યાત્મિક અનુભવો, સૂક્ષ્મ ઉપભોગો, સિદ્ધિની શક્તિઓ, ટુંકામાં સ્થૂલ જગતની પાછળ એક નવું જ જગત દેખાવા માંડે છે; અને તે જગતની પાછળ જવાથી એક, અનંત બ્રહ્મમાં લય પામવાના ધ્યેયથી મન ચલિત થાય છે, ઇશ્વરપ્રાપ્તિના રાજમાર્ગમાં અસંખ્ય ગલીકુંચીઓની ભુલભુલામણીમાં તે ગુંચવાઇ પડે છે.

## પ્રાચીન જ્ઞાનયોગનો ઉદ્દેશઃ પૂર્ણયોગમાં સર્વ ભૂમિકાઓનો સ્વીકાર :

પરંતુ પૂર્ણયોગમાં તો આપણે વિશ્વજીવનનો સ્વીકાર કરીએ છીએ એટલું જ નહિ, પણ વિરાટનું જીવન બ્રહ્મ-સ્વરૂપ છે તથા ઈશ્વરના સર્વવ્યાપીપણાથી વિશ્વ વ્યાપ્ત છે, એવું પણ આપણે સ્વીકારીએ છીએ. એટલે ઉપર જણાવેલા અનુભવોથી આપણે ભયભીત થવાનું નથી. આપણા માર્ગમાં ગમે તેવા મહાન અંતરાયો આવી રહેલા હોય તોપણ આપણે તો તેમની સામે થઈ તેમને જીતેજ છૂટકો છે. વિશ્વજીવન અને આપણું જીવન જો એટલાં બધાં અટપટાં હોય તો આત્મજ્ઞાન તથા પુરુષ અને પ્રકૃતિના સંબંધનું સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે આપણે તે વિવિધતાને જાણવી અને સ્વીકારવી પણ જોઈએ. અસ્તિત્વની ઘણી ભૂમિકાઓ હોય તો જે પ્રમાણે આપણાં મન, પ્રાણ અને શરીરને આપણે આધ્યાત્મિક રૂપાંતર પમાડવાની ઈચ્છા રાખીએ છીએ, તે પ્રમાણે પ્રભુને ખાતર આપણે તે સર્વને પણ પ્રાપ્ત કરવી જોઈએ.

## ગૂઢ આધ્યાત્મિક વિદ્યા :

પ્રાચીન સમયમાં, સર્વ દેશમાં અસ્તિત્વના તળીએ છૂપાઈ રહેલાં સત્યોની શોધ કરી તેમનું જ્ઞાન મેળવવું તે જ ખરું

જ્ઞાન ગણાતું. યુરોપમાં એને "ઓકલ્ટીઝમ" માને "આધ્યાત્મવિદ્યા" કહે છે. આપણા દેશમાં એ વિદ્યાને માટે ખાસ નામ મુકરર કરવામાં આવ્યું નથી, કારણકે આપણને એ બધી વસ્તુઓ યુરોપીયન માનસને લાગે છે તેટલી ગહન કે અસાધારણ લાગતી જ નથી. એ બધા અનુભવો આપણને તો વધારે નજીકના લાગે છે અને એમની અને આપણી સામાન્ય પાર્થિવ ચેતના વચ્ચે રહેલો પડદો ઘણો જ પાતળો છે. હિંદુસ્તાન, ઇજીપ્ત, ખાલ્દીઆ, ચીન, ગ્રીસ અને કેલ્ટ લોકોના દેશમાં જુદી જુદી યોગપદ્ધતિઓના વિભાગ તરીકે તેમને સ્વીકારવામાં આવેલા જણાય છે. યોગસાધનાના અને એ બીજી ભૂમિકાઓના અનુભવો પ્રાચીન કાળમાં ઘણા પ્રચલિત હતા, પણ આજકાલના લોકોને તે વિચારો, કેવળ વહેમ અને અગમ્યતાભરેલા દેખાય છે, અને તે છતાં એ વિચારોની અસર આપણી જાગ્રત અવસ્થાના જેટલી જ વ્યવહાર, પ્રત્યક્ષ અને વાસ્તવિક હોય છે, એટલું જ નહિ પરંતુ તે ભૂમિકાઓના અનુભવો અને બનાવો આપણી જાગ્રત અવસ્થા જેટલા જ બુદ્ધિગ્રાહ્ય નિયમોને આધીન છે. અમારો ઉદ્દેશ આધ્યાત્મિક વિદ્યાના ગહન અને વિશાળ પ્રદેશમાં ઉતરવાનો નથી, તોપણ એ શાસ્ત્રની વિશાળ રૂપરેખા અને સામાન્ય સિદ્ધાંતો આપવાની અહીં જરૂર પડે છે, કારણકે તેના વિના જ્ઞાનયોગ પૂર્ણ થયો ગણાય નહિ. આધ્યાત્મવિદ્યાની જુદી જુદી પદ્ધતિઓનો

અભ્યાસ કરતા જણાઇ આવે છે કે તેઓમાં જે ઘટનાઓની નોંધ લેવામાં આવે છે તે તો એકની એક જ હોય છે, પરંતુ તેમની તાત્ત્વિક અને વ્યવહારુ વ્યવસ્થામાં ઘણી ભિન્નતા જોવામાં આવે છે, અને તે આવા વિશાળ ને મુશ્કેલીભર્યા વિષયને માટે કેવળ સ્વાભાવિક છે.

## અસ્તિત્વની સાત ભૂમિકાઓ :

કોઇક પદ્ધતિમાં કેટલીક બાબતોને સદંતર છોડી જ દેવામાં આવી છે, જ્યારે બીજીમાં તેને ઘણું જ મહત્ત્વ આપી સૌથી અગત્યની ગણવામાં આવે છે, કોઇકમાં એકના ઉપર અતિશય ભાર, જ્યારે બીજીમાં તેને ગૌણ ગણી તેના જ પર ઓછો ભાર મુકાયનો જોવામાં આવે છે. વળી, કોઇક પદ્ધતિમાં જે અનુભવોને ગૌણ ગણવામાં આવ્યા છે તેમને બીજી પદ્ધતિઓમાં કેવળ સ્વતંત્ર ગણીને અંતિમ ધ્યેય તરીકે વર્ણવેલા છે. ઉપનિષદોમાં જેની રૂપરેખા મળી આવે છે એવી વેદ અને વેદાંતની આધ્યાત્મિક વિદ્યાની પદ્ધતિને અહિં અનુસરવામાં આવશે, કારણકે તે પદ્ધતિ સરલમાં સરલ છતાં પણ સૌથી વધારે દાર્શનિક હોઈ આપણા મોક્ષનો અંતિમ આદર્શ લક્ષમાં લઇને તેમાં ઉપયોગી થાય એ હેતુથી જ ઘડાયલી જણાય છે. તે પદ્ધતિઓમાં આપણા જીવનની મનોમય, પ્રાણમય અને અન્નમય એ ત્રણ સામાન્ય ભૂમિકાઓનો, સત્, ચિત્ અને આનંદની ત્રણ દિવ્ય,

આધ્યાત્મિક ભૂમિકાઓનો, તથા તે બન્નેની વચ્ચે આવી રહેલી સાંકળ જેવી વિજ્ઞાનમય ભૂમિકાનો સ્વીકાર કરવામાં આવે છે. એ પ્રમાણે જોતાં જીવનની વ્યવસ્થામાં ચેતનાની સાત ચઢતી ઉતરતી ભૂમિકાઓ આવી રહેલી આપણને જણાય છે. કોઇ સ્થળે પાંચ ભૂમિકાઓનો ઉલ્લેખ થયેલો પણ જોવામાં આવે છે, કારણકે આપણે પહેલી પાંચ સુધી જ પહોંચી શકીએ છીએ (બીજી બે અપ્રાપ્ય ગણાય છે); અને એમના દ્વારા જ આપણે પૂર્ણતા પ્રત્યે ગતિ કરી શકીએ એ પણ સ્પષ્ટ છે.

## ભૂમિકા એટલે શું ? અને વિશ્વજીવન શું છે ?

પરંતુ આગળ જતાં પહેલાં ચૈતન્યની "ભૂમિકા" એટલે શું તે જાણવું જોઇએ. "ભૂમિકા" એટલે પુરૂષ અને પ્રકૃતિ વચ્ચેના ચોક્કસ સંબંધ ઉપર આધાર રાખનાર અસ્તિત્વની સામાન્ય સ્થિતિ, અથવા તો સમતુલા. વિરાટ અસ્તિત્વે પોતાની અંદર રહેલી સનાતન શકયતા, અથવા તો સનાતન સત્ તથા આવિર્ભાવ પામવાની પોતાની શક્તિઓ વચ્ચે જે સંબંધ ઉપસ્થિત કર્યો હોય, યાને જે સમતોલપણું સ્થાપન કર્યું હોય, તેને જ આપણે "દુનિયા" અથવા તો "વિશ્વ" કહીએ છીએ. તે વિરાટ-સત્ જ્યારે પોતાના આવિર્ભાવને અનુભવે છે, અથવા તો તેની સાથે સંબંધમાં હોય છે, ત્યારે આપણે તેને પુરૂષ કહીએ છીએ. વ્યક્તિમાં

તે જીવાત્મા અને વિશ્વમાં વિરાટ, યાને વિશ્વપુરુષ, કહેવાય છે. વિશ્વમાં આવિર્ભાવ પામવાનાં તત્ત્વો અને શક્તિઓને આપણે પ્રકૃતિ કહીએ છીએ, પરંતુ સત્ અથવા અસ્તિત્વ, ચિત્શક્તિ અને આનંદ, અર્થાત્ અસ્તિત્વનો આનંદ, એ ત્રણ અસ્તિત્વનાં ખરેખરાં મૂળતત્ત્વો છે અને તેથી કરીને વિશ્વનું ખરેખરું તત્ત્વ, યાને રહસ્ય, આ ત્રણ તત્ત્વો જોડે કેવા પ્રકારનો સંબંધ બાંધવાની અને એ ત્રણેને કેવાં સ્વરૂપો આપવાની સત્તા પ્રકૃતિને મળે છે તેના ઉપર આધાર રાખે છે. અસ્તિત્વ તો પોતાનો આવિર્ભાવ કરવાની વસ્તુથી જ ભરપૂર છે : સત્ પોતે જ આવિર્ભાવનું ઉપાદાન કારણ છે, અને હોવું જ જોઇએ. શક્તિને જે પદાર્થ જોડે કામ પડવાનું છે તે પદાર્થના રૂપમાં અસ્તિત્વ દબાવું જોઇએ, વળી, શક્તિ પણ એ પદાર્થ જોડે સરળતાથી કાર્ય કરે તેવી, અને ગમે તે હેતુ સિદ્ધ કરી શકે તેવી હોવી જોઇએ. સામાન્ય રીતે આપણે આ શક્તિને, યાને બળને, પ્રકૃતિ કહીએ છીએ. વળી, સર્વ અસ્તિત્વમાં ઢંકાઇ રહેલ ચૈતન્ય દ્વારા, તથા સર્વમાં વ્યાપી રહેલી શક્તિ તથા તેના કાર્યો દ્વારા, આ વિશ્વની ઉત્પત્તિનો મૂળ હેતુ બરાબર જળવાવો જોઇએ : તે ઉદ્દેશ અંતરમાં આત્માની, અને વિશ્વમાં સર્વત્ર આનંદની પ્રાપ્તિ કરવાનો છે. અર્થાત્ વિશ્વજીવનના સર્વ સંજોગો અને સર્વ હેતુઓ ઉપર જ ણાવેલો ઉદ્દેશ સિદ્ધ કરવા માટે અસ્તિત્વ ધરાવે છે. અસ્તિત્વની શક્તિનો તથા તેના સચેતન આનંદનો સર્વ

દિશાઓમાં વિકાસ કરનારૂં જીવન તે જ વિશ્વજીવન. અર્થાત્ વિશ્વમાં એ પ્રકારો ઢંકાયલા હોય તેમને પ્રગટ કરવા અને આવરણમાં હોય તો તેમની ઉત્ક્રાંતિ કરવી એ જ વિશ્વજીવન છે.

ઉત્ક્રાંતિની દિશા :

આપણો આત્મા પાર્થિવ જગતમાં આવિર્ભાવ પામ્યો છે, અને તે સ્થૂલ જગતને જ પ્રત્યક્ષ જાણી શકે છે. એ પાર્થિવ જગતમાં પોતાનામાં રહેલી શક્યતાઓને સિદ્ધ કરવી એ જ માનવને માટે મોટામાં મોટો પ્રશ્ન છે. પોતાના અસ્તિત્વને ભૂલી જનાર એવી ચિન્મય શક્તિમાં અને તેનું છૂટા છૂટા અનંત વિભાગોમાં, જુદાં જુદાં રૂપોમાં અસ્તિત્વના આનંદનું તિરોધાન થવું તેનું નામ પદાર્થ અથવા દ્રવ્ય. એટલે પાર્થિવ જગતનો મૂળ સિદ્ધાંત અને તેના સર્વ પ્રયત્નોનો અંતિમ ઉદ્દેશ તે આચ્છાદિત થયલા આનંદ તત્ત્વની ઉત્ક્રાંતિ અને અવિકસિતનો વિકાસ કરવાનો જ હોવો જોઇએ. શરૂઆતમાં તો પાર્થિવ જગતમાં સર્વ પદાર્થો જડ, યાને સ્થૂલ પ્રાકૃતિક, બળોની વેગપૂર્વક કાર્ય કરનારી અચેતન નિદ્રામાં પડેલા જણાય છે. તેથી કરીને, અચેતન સ્થિતિમાંથી યાને પદાર્થની ગાઢ નિદ્રામાંથી, ચેતનાને જાગ્રત કરવી એજ પાર્થિવ આવિર્ભાવનો ઉદ્દેશ હોવો જોઇએ. અને એ પાર્થિવ જીવનમાં વ્યક્ત થતા

આવિર્ભાવની પરાકાષ્ઠા તો ત્યારે જ પ્રાપ્ત થઈ ગણાય કે જ્યારે પદાર્થની જડતાનો પડદો દૂર થઈ જાય આવિર્ભાવમાં અજ્ઞાનથી આચ્છાદિત થયલા આત્માને ચિન્મય સત્તનો સાક્ષાત્કાર થાય. અર્થાત્ કે પ્રકૃતિમાં આવિર્ભાવ પામતા અજ્ઞાનથી છવાયલા આત્માની દૃષ્ટિ આગળથી પદાર્થની જડતાનો પડદો દૂર થઈ જાય તેને ચૈતન્યમય સંતનો સાક્ષાત્કાર થાય. આગળ આપણે પ્રકૃતિમાં જકડાયલા આત્મા વિષે કહ્યું છે તેવો આત્મા માનવ પોતે જ છે. એટલે આગળ વર્ણવેલી જ્ઞાનપૂર્ણ મુક્તિ તથા આત્માના સાક્ષાત્કારની પ્રાપ્તિ એ તેનો ઉચ્ચતમ, અંતિમ ઉદ્દેશ તથા પૂર્ણતાને માટે અગત્યની શરત હોવાં જોઈએ.

## ઉત્ક્રાંતિમાં નડતી શરીર પ્રાણની મુશ્કેલીઓ :

જે ઉદ્દેશ ઉપર જણાવવામાં આવ્યો છે, તેને સિદ્ધ કરવામાં પાર્થિવ યાને સ્થૂલ જગતનાં બંધનો વિરોધી હોય તેવું જણાય છે; અને છતાં સ્થૂલ દેહમાં જન્મેલા માનસિક સત્તનો એ અંતિમ અને અનિવાર્ય ઉદ્દેશ છે. પ્રથમ મુશ્કેલી તો એ નડે છે કે અસ્તિત્વનો મૌલિક પાયો જડ તત્ત્વ છે-પદાર્થમય છે. અર્થાત્ અસ્તિત્વ પદાર્થત્વને પામ્યું છે, ઇન્દ્રિયગોચર બન્યું છે, એટલું જ નહિ પરંતુ તેના પોતાના ચૈતન્યને પણ તે સ્થૂલ પદાર્થરૂપ વિખૂટું લાગે છે; કારણ કે વ્યક્તિનું સ્થૂલ શરીર બીજાં બધાં માણસોના કરતાં જુદું હોઈ અમુક

ક્રિયાઓરૂપી અભ્યાસને, અર્થાત્ અચેતન, જડ પ્રકૃતિના કેટલાક કહેવાતા નિયમોને, તે વશ હોય છે. માણસમાં જે જીવનશક્તિ અથવા પ્રાણશક્તિ છે તે પણ પદાર્થમાં કાર્ય કરી રહેલી પ્રકૃતિનું, યાને કુદરતનું બળ છે; અને તે જડતામાંથી ક્રમેક્રમે જાગૃત થઈને જીવનને પ્રાપ્ત થયેલું હોઈ પોતાના સ્વરૂપથી પરિમિત, હમેશાં શરીરના ઉપર આધાર રાખનારું, પરાશ્રયી, બીજાં પ્રાણીઓથી તથા સમગ્ર જીવનથી શરીર, રૂપ વગેરેને લીધે વિખૂટું પડેલું, અને વિકાસ, સ્થિરતા તથા આત્મસિદ્ધિમા જડ પ્રકૃતિના કાયદાઓથી અને શારીરિક જીવનની પરિમિતતાથી ડગલે ડગલે . ખોડંગતું જણાય છે.

મનની મુશ્કેલીઓ :

જેવું પ્રાણશક્તિનું છે તેવું જ માણસના માનસિક ચૈતન્યનું પણ છે. તેનું માનસિક ચૈતન્ય પણ શરીરને તથા વ્યક્તિત્વપ્રધાન જીવનને આધીન હોય છે. તેથી કરીને તેની શક્તિઓ અને ક્રિયાઓ પરિમિત હોઈ તે અતિ ક્ષુદ્ર શક્તિવાળી શારીરિક ઇન્દ્રિયોને અને થોડીઘણી પ્રાણશક્તિને વશ વર્તે છે. વળી, તે માનસિક સૂક્ષ્મ જીવન પણ વિરાટ મન અને બીજાં મનોમય પ્રાણીઓનાં આંતરજીવનથી અતડું રહે છે; કારણકે બીજાઓના માનસિક આંતરવ્યાપારો માનવના સ્થૂલ મનને તો એક

બંધ કરેલા પુસ્તકનાં જેવાં જ હોય છે, અને તેમના વિષેનું જ્ઞાન તે પોતે જાતના અનુભવ ઉપરથી તથા અપૂર્ણ શારીરિક ક્રિયાઓ ઉપરથી અને બીજી અભિવ્યક્તિ ઉપરથી અનુમાનો દોરીને જ મેળવી શકે છે. માણસની ચેતના જડતામાં પાછી વારેવારે ડૂબી જતી હોય છે, કારણકે તેના અસ્તિત્વનો મોટો ભાગ તેમાં જ ડુબેલો હોય જીવન મૃત્યુ પ્રત્યે, અને સ્થૂલ દેહના અણુઓ વિખૂટા પડી વિલય પ્રત્યે ગમન કરતા જણાય છે. એ અપૂર્ણ માનવ ચૈતન્ય અને આજુબાજુ આવેલા પદાર્થોની જોડેના તેના સંબંધ ઉપર તો માનવના આનંદનો આધાર રહેલો છે, અને તે સંબંધ સ્થૂલ માત્રા સ્પર્શો અને ઇન્દ્રિયાધિષ્ઠિત મનના ઉપર આધાર રાખે છે. અર્થાત્ પરિમિત ઇન્દ્રિયોની મદદ વડે સંકુચિત માનવ મન પોતાની બહાર આવી રહેલ વિજાતીય જગતને જાણવાને, પકડવાને, બાથોડીયા મારી રહ્યું હોય એમ જણાય છે. એનું પરિણામ એ થાય છે કે માનસિક જીવનની ગ્રહણ શક્તિ અને આનંદપ્રાપ્તિની ક્ષમતા પણ પરિમિત થઈ જાય છે અને વિશ્વ જીવનની જે જે શક્તિનો સ્પર્શ એ માનસિક જીવનના બળથી વધારે હોય, યા તો જે તેનાથી ખમાય તેવો, પકડાય તેવો, પચાવાય તેવો, અથવા તો પ્રાપ્ત કરી શકાય તેવો ન હોય તે તે અનુભવ આનંદને બદલે વિકૃત થઈને દુઃખ, શોક અને અસંતોષનું રૂપ ધારણ કરે છે, એમ નહિ તો એવા અનુભવોનો માનસિક જીવન તરફથી અસ્વીકાર

કરવામાં આવે છે, યા તો તેમના પ્રત્યે કઠોરતા દર્શાવી તેમને તિતિક્ષાથી જીતવામાં આવે છે, કે પછી તેમના પ્રત્યે ઉદાસીનતા ધારણ કરવામાં આવે છે. વળી, જે આનંદ વ્યક્તિ પ્રાપ્ત કરે છે તે પણ કાંઈ સચ્ચિદાનંદના આનંદની પેઠે સહજ અને સનાતન હોતો નથી. પરંતુ કાલના અનંત સાગરમા જ તે મળી શકે છે; અને તેને ટકાવી રાખવા માટે અનુભૂતિની પુનરાવૃત્તિ કરવી પડે છે અને તે છતાં પણ તે ક્ષણિક તથા અનિશ્ચિત હોય છે.

## વર્તમાન સ્થૂલ જીવનની અપૂર્ણતા અને ઉચ્ચ ભૂમિકાઓની પ્રાપ્તિ :

આ બધાનો અર્થ તો એ થયો કે સ્થૂલ જગતમા પુરુષ અને પ્રકૃતિના સ્વાભાવિક સંબંધોમાં પુરુષ પોતાની ચૈતન્યમય શક્તિરૂપ પ્રકૃતિ અને તેનાં કાર્યોમાં મગ્ન થઈ પોતાની જાતને સંપૂર્ણ રીતે ભૂલી ગયો છે અને પ્રકૃતિ સર્વોપરી વિરાજે છે.

અર્થાત્ આત્મા પ્રકૃતિને આધીન થઈ રહ્યો છે. આત્મા યાને પુરુષ પોતાની જાતને તો જાણતો જ નથી. તે ફક્ત પ્રકૃતિનાં કાર્યોને જ જાણે છે. વ્યક્તિત્વવાળી જીવાત્માની ચેતના જીવનમાં જાગ્રત થવાથી પ્રકૃતિ અને પુરુષ વચ્ચે અરાજકતાનો નથા પ્રકૃતિના અધિકારનો સંબંધ સ્થાપન થયો હોય છે તે કાંઈ ટળી જતો નથી, કારણકે જીવાત્મા

સ્થૂલ ભૂમિકામાં રહેતો હોવાથી તથા એ ભૂમિકામાં પદાર્થ સર્વોપરી હોવાથી, અને વ્યક્તિની ચેતના પદાર્થના સ્થૂલત્વથી પરિમિત રહે છે તેથી, તે કદી પણ સંપૂર્ણ રીતે આત્મનિષ્ઠ ચૈતન્યસ્વરૂપને પ્રાપ્ત કરી શકતો નથી. વિરાટ આત્મા પણ જો સ્થૂલ જગતના પાર્થિવ સંબંધમાં પરિમિત થઇ રહે તો તે સુદ્ધાં સંપૂર્ણ આત્મા પ્રાપ્તિ કરી શકે નહિ; તો પછી માનસિક, પ્રાણમય અને શારીરિક બંધનોથી જકડાયલો, સર્વ પદ થેથી વિખૂટો અને પોતાનાં પ્રાણ, આનંદ અને જ્ઞાનની પ્રાપ્તિ માટે બાહ્ય પદાર્થો ઉપર અવલંબી રહેલો જીવાત્મા તે શી રીતે આત્મપ્રાપ્તિ કરી શકે? શક્તિમાં, જ્ઞાનમાં, પ્રાણશક્તિમાં અને આનંદ પ્રાપ્ત કરવાની શક્તિમાં જે પરિમિતતા માનવ અનુભવે છે તેને લઇને જ પોતા પ્રત્યે અને વિશ્વ પ્રત્યે માનવમાં અસંતોષની લાગણી ઉત્પન્ન થાય છે અને જો કદાચ પાર્થિવ જગત એજ એકમાત્ર જગત અને સ્થૂલ ભૂમિકા એજ માનવની એકમાત્ર ચેતનાસપાટી હોત તો વ્યક્તિ તરીકે પુરુષ કદીપણ સિદ્ધિ કે આત્મપૂર્ણતા પ્રાપ્ત કરી શકત નહિ, એટલું જ નહિ પરંતુ પશુ સિવાય બીજું જીવન તે કદીપણ મેળવી શકત નહિ.

ત્રણ શક્યતાઓ :

એટલે જો ઉચ્ચ જીવનની શક્યતા હોય તો :—

૧. આ પાર્થિવ જગત સિવાય બીજું કોઇ એવું

જગત હોવું જોઇએ કે જેમાં પુરુષ અને પ્રકૃતિ વચ્ચેના આવા અપૂર્ણ અને અસંતોષકારક સંબંધથી માનવ મુક્ત થઇ શકે; અથવા તો, ૨. તેના પોતાના વર્તમાન જીવનમા બીજી ઉચ્ચ ચેતના સપાટીઓ આવેલી હોવી જોઇએ જેમને પ્રાપ્ત કરવાથી તે એવા અપૂર્ણ સંબંધથી પર થઇ જઇ શકે; અથવા તો સૌથી છેવટે, ૩. પોતાની શક્તિથી જે જ્ઞાન, શક્તિ, આનંદ અને વિકાસ તે મેળવી શકે તેમ નથી તેને બીજી ભૂમિકાઓમાં વસતાં બીજાં સત્ત્વોની મદદથી તે મેળવી શકે. પ્રાચીન શાસ્ત્રોની દૃષ્ટિએ જોતાં આ ત્રણે શક્યતાઓ અસ્તિત્વ ધરાવે છે એટલું જ નહિ, પરંતુ પાર્થિવ સિવાય અન્ય લોકો, ઉચ્ચ ભૂમિકાઓ છે તેમની જોડે આપલે કરવી, તથા માનવના અત્યારના વિકાસની ભૂમિકાથી ઉપર આવી રહેલ ચેતનાસપાટીમાં ઉત્થાન કરવું, તેમના પ્રભાવથી અને સંપર્કથી વિકાસ સાધવો એ સઘળું શક્ય છે.

પ્રાણમય ભૂમિકા :

પુરુષ અને પ્રકૃતિના સંબંધમાં જેમ પદાર્થની, અથવા તો દ્રવ્યની, પ્રાધાન્યતાવાળી અન્નમય ભૂમિકા આપણે જોઇ તેજ પ્રમાણે તેનાથી ઉપર પદાર્થની નહિ પરંતુ પ્રાણની પ્રાધાન્યતાવાળી ભૂમિકા આવી રહેલી છે. એ પ્રાણમય જગતમાં પદાર્થનાં રૂપો જીવનની પરિસ્થિતિ નક્કી કરતાં નથી, પરંતુ પ્રાણશક્તિ પદાર્થનું સ્વરૂપ નક્કી કરે છે.

એટલે પ્રાણમય ભૂમિકાનાં સ્વરૂપો વધારે મુક્ત, અને સ્થૂલ જગત કરતાં વધારે પ્રવાહી, ઘણે અંશે, અને આપણને તો આશ્ચર્ય લાગે એટલાં-વિકારશીલ હોય છે. એ પ્રાણમય શક્તિ કોઈ પદાર્થોમાં કાર્ય કરનારા જડ બળના જેવી પાર્થિવ નથી એટલું જ નહિ, પરંતુ સૌથી હલકામાં હલકાં સ્વરૂપો બાદ કરતાં, તે અચેતન તત્ત્વોમાં વ્યાપી રહેલી જડ શક્તિ પણ નથી. પ્રાણશક્તિ એ અસ્તિત્વની સચેતન શક્તિ છે. તે શક્તિ રૂપવિધાન કરે છે અને રૂપવિધાન કરતાં પણ ઉપભોગની, પ્રાપ્તિની, તથા પોતાના ક્રિયાત્મક વેગને સંતોષવાની વૃત્તિ તેનામાં વધારે આગળ પડતી જણાય છે. અર્થાત્ કેવળ પ્રાણમય જગતમાં કામના અને આવેગને સંતોષવાની વૃત્તિનો જ મુખ્ય નિયમ કાર્ય કરતો માલુમ પડે છે. પ્રકૃતિ અને પુરૂષના સંબંધની બનેલી એ પ્રાણમય ભૂમિકામાં પ્રાણશક્તિ આપણા શારીરિક જીવનના કરતાં ઘણી વધારે છૂટથી અને શક્તિથી કાર્ય કરતી જણાય છે. એ જગતનું ખાસ લક્ષણ કામના હોવાથી આપણે તેને "કામનામય" જગત કહી શકીએ. વળી, તે કામનામય જીવન શારીરિક જીવનની પેઠે એક ઠરેલા, યાને મુકરર કરેલા, સમીકરણમાંથી દૂર નથી જઈ શકતું એમ પણ નથી. તે તો પોતાની ભૂમિકામાં અનેક વિકારો કરી વિધવિધ સ્થિતિઓને સ્વીકારી શકે છે. જડ પાર્થિવ જીવનનો સ્પર્શ કરીને તેમાં અદૃશ્ય થતા પ્રાણમય જીવનથી માંડીને તે છેક મનોમય અને ચૈત્ય

ભૂમિકાના અનુભવો સુધીની બધી ગૌણ ભૂમિકાઓમાં પ્રાણ કાર્ય કરી શકે છે. પ્રકૃતિના અનંત આવિર્ભાવની ચઢતી-ઉતરતી શ્રેણીમાં જુદી જુદી ચેતનાની સપાટીઓ વચ્ચે કંઇ વિશાળ ભેદો રૂપી ઓચિંતી ઉંડી ખીણો આવેલી હોતી નથી. પરંતુ એક ભૂમિકા બીજીમાં લય પામે છે, બીજી ત્રીજીમાં એમ સતત સંબંધ જળવાયનો માલુમ પડે છે. પ્રકૃતિમાં ઉત્પન્ન થયલી જુદો અનુભવ પ્રાપ્ત કરવાની શક્તિ ધરાવનાર સત્ યાને અસ્તિત્વ, જીવનની બધી અનંતતાઓમાંથી પણ જુદા જુદા પટાઓ અને ચઢતીઉતરતી ભૂમિકાઓને ક્રમવાર ગોઠવી વિશ્વજીવનમાં આત્મા વિવિધ પ્રકારે પોતાને જાણે છે અને પોતાની શકયતાઓને સિદ્ધ કરે છે. વળી કોઇપણ પ્રકારનો ઉપભોગ કરવો એ કામનાઓનો ઉદ્દેશ હોવાથી એ કામનામય જગતમાં પણ ઉપર જણાવેલી ભોગવૃત્તિ જ પ્રધાન હોઇ સઘળું એ દિશા પ્રત્યે જ પ્રયાણ કરતું હોવું જોઇએ. પરંતુ જ્યારે જ્યારે આત્મા મુકત નથી હોતો ત્યારે ત્યારે તેના સર્વ અનુભવોમાં પણ તેને ભાવાત્મક અને અભાવાત્મક એવા બે પ્રકારના જ અનુભવો થાય છે. હવે, જ્યારે આત્મા "કામનામય" ભૂમિકાને વશ હોય ત્યારે તો તે મુકત કયાથી જ હોય ? એટલે એ પ્રાણમય ભૂમિકામાં આપણા સ્થૂલ મનને કલ્પના પણ ન આવી શકે એટલી બધી ગાઢ પ્રાણની ભોગવૃત્તિને સંતોષવાની શકયતા તેમાં રહેલી છે એ ખરૂં, પરંતુ સાથે સાથે દારૂણ અને ઉંડા શોક અનુભવવાની પણ શકયતા તેમાં રહેલી છે।

## સ્વર્ગ નર્કની ભાવનાઓ :

માનવ જાતિની દંતકથાઓમાં અને માનવ મનની કલ્પનામાં જે ભોગપ્રધાન સુખવાળા સ્વર્ગની તથા દુઃખપૂર્ણ અધમમાં અધમ નર્કની ભાવનાઓ આવી રહેલી છે તે બધી આ કામનામય ભૂમિકામાં સમાય છે; અને માનવનું મન સૃષ્ટિની શરૂઆતથી તેમનાથી કાં તો લલચાયું છે અથવા તો ભયભીત થઇ કંપી રહ્યું છે. માનવની સઘળી કલ્પનાઓ કોઇક વાસ્તવિકતાને યા તો વાસ્તવિક શક્યતાને મળતી આવે છે, જોકે તે પોતે મૂળ સત્યની ખોટી અથવા તો કેવળ સ્થૂલ મૂર્તિઓ હોઇ પોતાનામાં રહેલું ઇન્દ્રિયાતીત સત્ય દર્શાવવા માટે તદ્દન અશક્તિમાન હોય એ બનવાજોગ છે.

## પ્રાણમય, સૂક્ષ્મ લોકમાં વ્યક્તિઓનું અસ્તિત્વ :

હવે પ્રકૃતિ સંકુલતાવાળી એકતા છે, તે કંઇ અસંબદ્ધ ઘટનાઓનો ઢગલો નથી. એટલે આપણા સ્થૂલ પાર્થિવ જગત અને પ્રાણમય, અર્થાત્ કામનામય, જગત અન્યોન્યમાં અસ્તિત્વ ધરાવે છે એવું કહી શકાય, અને ઘણે અંશે, તેઓ અન્યોન્યને આધારે છે એટલું તો નક્કી છે. વાસ્તવિક રીતે જોતાં, સ્થૂલ વિશ્વ તે કામનામય જગતનો જ આવિર્ભાવ યાને સર્ગ છે; અને એ પ્રમાણે પોતાની જાતને પાર્થિવ, યાને સ્થૂલ સ્વરૂપમાં નાખવાનું કારણ પોતાની કામનાઓને

શરીર આપીને, પોતાના કામનામય જગતથી તદ્દન જુદી જ દુનિયામાં તેમને પ્રગટ કરીને સાર્થક કરવાનો તેનો હેતુ છે; અને છતાં, એ પાર્થિવ સૃષ્ટિની અદમ્ય વાસનાઓનું પરિણામ હોય છે. આપણી પૃથ્વી ઉપર જે જીવન છે તે એ કામનામય જગતનું સ્થૂલ અને અચેતન પદાર્થ ઉપર જે દબાણ થાય છે તેનું જ પરિણામ છે, એમ કહી શકાય. આપણું પોતાનું આવિર્ભૂત પ્રાણમય સત્, પ્રાણમય જીવન આપણા કરતાં વધારે ગહન અને વિશાળ પ્રાણમય પુરૂષની કેવળ સપાટી ઉપર તરતું પરિણામ છે. તે પ્રાણમય પુરૂષ તો પોતાના કામનામય જગતમાં સ્થિત હોય છે અને આપણે તેના દ્વારા જ પ્રાણમય જગત સાથે સંબંધમાં આવીએ છીએ. વળી, પ્રાણમય જગત આપણા ઉપર પણ કાર્ય કરે છે અને સ્થૂલ વિશ્વના પ્રત્યેક પદાર્થની પાછળ પ્રાણમય જગતની શક્તિ કાર્ય કરી રહી છે, એટલું જ નહિ પરંતુ આપણે જે પદાર્થોને તદ્દન અચેતન ગણીએ છીએ તેમની પાછળ પણ પ્રકૃતિનાં તત્ત્વોની પ્રાણશક્તિ, અને તે શક્તિને ધારણ કરનારી સત્તાઓ આવી રહેલી છે; અને તેઓ તે તત્ત્વોને સહાય કરે છે. પ્રાણમય ભૂમિકાની અસર સ્થૂલ જીવન ઉપર હમેશાં થયા જ કરે છે, અને કામનામય વિશ્વ પોતાની શક્તિ અને પરિણામોને સ્થૂલ જગતમાં ઉપજાવે છે, યાને ઉત્પન્ન કરે છે, અને તે પરિણામો પાછાં ફરીને પ્રાણમય ભૂમિકામાં ફેરફારો ઉત્પન્ન કરે છે ! એ પ્રાણમય ભૂમિકાની

અસર આપણા પોતાનાં પ્રાણમય, યાને કામનામય, જીવન ઉપર પણ થાય છે; અને તે ભૂમિકામાં આપણા ઉપર સારી કે અનિષ્ટ અસરો ઉત્પન્ન કરનારી સત્તાઓ, આપણે તેમને વિષે અજ્ઞાત કે બેદરકાર હોઇએ તોપણ પોતાનું કાર્ય કરે છે. વળી, એ શક્તિઓ કેવળ વૃત્તિ રૂપે, અથવા તો અચેતન બળને રૂપે, કે મનથી નીચે આવેલી ભૂમિકાઓ પેઠે, જડ હોતી નથી. તે શક્તિઓ સચેતન સત્તાઓ–પોતાનો પ્રભાવ પ્રસારતી જીવંત સત્તાઓ–હોય છે! આપણામાં જેમ જેમ ઉચ્ચ ભૂમિકાઓ જાગ્રત થતી જાય છે તેમ તેમ આપણે તેમને મિત્ર, અથવા તો શત્રુ, રૂપે જાણી પણ શકીએ છીએ. તેઓ આપણો કાબુ લઇ શકે છે, અથવા તો આપણે તેમના પર કાબુ મેળવી તેમને હરાવીને, તેમને છોડીને આગળ વધી શકીએ છીએ. મધ્યયુગના યૂરોપમાં આધ્યાત્મિક વિજ્ઞાનો *ઘણો મોટો ભાગ આ કામનામય વિશ્વ સાથે માનવનો સંબંધ* શોધવામાં રોકાયો હતો; અને તે સમયના પૂર્વના દેશોમાં પણ જાદુ અને આધ્યાત્મિક શક્તિઓએ પણ કેટલોક ગોણ ભાગ ભજવ્યો છે. ભૂતકાળના "વહેમો"માં પણ સત્યો આવી રહ્યાં હતાં અને તે સત્યો કેવળ ભૌતિક પદાર્થની જ શોધમાં નહિ મંડ્યા હોય એવા ભવિષ્યના કોઇક શાસ્ત્રવેત્તાઓ ફરીને શોધી કાઢશે! એ ખરું છે કે એ માન્યતાઓ જોડે ઘણો વહેમ ઘુસી ગયો હતો, તેની જુદી સમજૂતી પણ અપાતી અને કામનામય વિશ્વના નિયમોનું જ્ઞાન પણ ઘણું

અધૂરું, ગામઠી અને અવ્યવસ્થિત હતું. તોપણ આપણે એટલું તો કબૂલ કરવું પડશે કે આપણા સ્થૂલ વિશ્વમાં માનસિક શક્તિ ધરાવનારાં પ્રાણીઓનું અસ્તિત્વ જેમ વાસ્તવિક છે, તેમ આપણી સ્થૂલ ચેતનાની સપાટીની પર આવેલી ભૂમિકાઓ પણ વાસ્તવિક છે.

## સ્થૂલ ભૂમિકાથી પરભૂમિકાની શક્યતા :

કોઇને પ્રશ્ન થશે કે એ પ્રમાણે આપણા ઉપર કામનામય વિશ્વનું દબાણ ચાલુ છે અને તે પ્રાણમય ભૂમિકા સ્થૂલ અન્નમયની પાછળ આવી રહેલી છે, તો પછી આપણને સામાન્ય સ્થિતિમાં શા માટે તેનું ભાન થતું નથી ? એનો ઉત્તર એ છે કે આપણા પોતાના પાછળથીનું માનસિક જીવન જે કારણથી આપણને ખબર નથી પડતું, તેજ કારણથી આપણને એ ભૂમિકાનું જ્ઞાન પણ થતું નથી, જોકે તેમનું આંતરજીવન આપણા જેટલું જ વાસ્તવિક હોય છે અને તેની છૂપી અસર આપણા ઉપર પણ થયા જ કરતી હોય છે. આપણે જે વિચારો ને લાગણીઓને આપણી પોતાની ગણીએ છીએ તેઓમાંનો ઘણો મોટો ભાગ આપણી બહારથી, બીજાં માણસોમાંથી, અર્થાત્ વ્યક્તિઓમાંથી, સંઘ–માનસ અને માનવજાતિના સંઘ–માનસમાંથી આપણામાં આવે છે. વળી, આપણી પોતાની માનસિક ભૂમિકાની નીચે આવી રહેલ અવચેતનાને, અથવા તો આપણી તલ-

વ્યાપી સત્તાને, આપણે જાણતા નથી જો કે તે બંનેની અમર ગહન માને છૂપી રીતે આપણા બાહ્ય અસ્તિત્વને નિયત કરતી હોય છે. તેજ પ્રમાણે આપણે એ પ્રાણની સપાટીને પણ જાણતા નથી. પ્રાણમય ભૂમિકાનું જ્ઞાન સામાન્ય સ્થિતિમાં આપણને નહિ થવાનું કારણ એ છે કે આપણે આપણી સ્થૂલ ઇન્દ્રિયોનો જ ઉપયોગ કરીએ છીએ, અને કેવળ શરીરની ચેતનામાં જ જીવન ગાળતા હોઈ સ્થૂલ પ્રાણ અને સ્થૂલ મનનો ઉપયોગ કરતા હોઇએ છીએ. પ્રાણમય ભૂમિકા એ કરણો દ્વારા આપણી જોડે સીધેસીધા સંબંધમા આવતી નથી. તે કાર્ય જુદા જ કોષમાં થાય છે. કેટલાક તે જુદા દેહમાં પણ થાય છે એવું કહે છે અને તેને મનોમય કોષ, અથવા તો સૂક્ષ્મદેહ પણ કહે છે. આપણું મનોમય ચૈતન્ય પણ તેમા જ રહે છે. વળી, અન્નમય કોષ સાથે ઘણો ગાઢ સંબંધ ધરાવનાર અને આપણા અટપટા અસ્તિત્વને ધારણ કરનાર તથા જડ તત્ત્વ સાથે મળીને સ્થૂલ દેહની ઘટના કરનાર પ્રાણમય કોષ પણ સૂક્ષ્મ દેહમાં જ આવી રહેલો છે. એ ભૂમિકાઓમાં આપણામાં છૂપી રીતે કાર્ય કરી રહેલી શક્તિઓ, ઇન્દ્રિયો અને શક્યતાઓ આવી રહેલી હોઈ તેઓ આપણી સ્થૂલ ઇન્દ્રિયો સાથે અને સ્થૂલ શરીરનાં ચક્રો સાથે તથા મન સાથે સંપર્કમાં આવે છે. આત્મવિકાસ કરતાં ક્રમે ક્રમે આપણે પણ તે ભૂમિકાને પ્રાપ્ત થઇ શકીએ અને આપણું જીવન તેમનામાં ધારણ કરી આખા કામના-

મય જગત તથા બીજા લોક, યાને ભૂમિકા, જોડે બુદ્ધિપૂર્વક સંબંધ બાંધી શકીએ, અને સ્થૂલ જગતનાં સત્યો, ઘટનાઓ, અને બાબતોનું પણ વધારે ઊંડું જ્ઞાન, તથા સૂક્ષ્મ અનુભવ મેળવવા માટે તેમનો ઉપયોગ કરી શકીએ. હાલ તુર્ત આપણે જે સ્થૂલ જીવનની ભૂમિકાને આપણું સર્વસ્વ માની બેઠા છીએ તેને બદલે, આત્મવિકાસને પરિણામે, આપણે અસ્તિત્વની બીજી ભૂમિકાઓને પણ પ્રાપ્ત કરી તેમનામાં ચેતનાને ધારણ કરી શકીએ.

## મનોમય ભૂમિકા :

કામનામય જગતને માટે જે કહેવામાં આવ્યું તેનું તે યોગ્ય ફેરફારો સાથે વિશ્વની બીજી ઉચ્ચ ભૂમિકાઓ માટે પણ કહી શકાય. કારણ કે પ્રાણથી પર મનોમય ભૂમિકા આવેલી છે એ ભૂમિકા માનસિક જીવનની, યાને મનોમય અસ્તિત્વની, બોલી હોય તેમાં પ્રાણતત્ત્વ અથવા તો અન્નતત્ત્વ નહિ, પરંતુ મનને મુખ્ય તત્ત્વ ગણવામાં આવે છે. એ ભૂમિકામાં સ્થૂલ પરિસ્થિતિને પરિણામે અથવા તો પ્રાણશક્તિ વડે મન દોરાતું નથી, પરંતુ મન પોતે દેહ તથા પ્રાણને પોતાના સંતોષ માટે નિયત કરી તેમનો ઉપયોગ કરે છે. અર્થાત્ મનોમય ભૂમિકામાં આપણું બુદ્ધિપ્રધાન અસ્તિત્વ કેટલેક અંશે સ્વતંત્ર હોય છે અને શરીર તથા પ્રાણનાં બંધનોમાં બંધાયેલા આપણા સ્થૂલ મનની કલ્પનામાં પણ ન આવી

શકે એવી રીતે તે સંતોષ પામે છે ને પોતાની જાતને કૃતાર્થ કરી શકે છે. એ મનોમય ભૂમિકામાં પુરુષ મનોમય હોઈ પ્રકૃતિ સાથે તેના સંબંધો એ શુદ્ધ મનોમયના ઉપર આધાર રાખે છે. એ ભૂમિકામાં પ્રકૃતિ પણ પ્રાણમય અને અન્નમય નહિ પરંતુ મનોમય હોય છે. સમગ્ર કામનામય જગત, અને આડકતરી રીતે આખું સ્થૂલ જગત પણ તે મનોમય ભૂમિકાનો જ વિસર્ગ યાને આવિર્ભાવ છે. અર્થાત્ મનોમય પુરુષની કેટલીક વૃત્તિઓ પોતાને માટે ક્ષેત્ર, સંજોગો અને મનોમય સમતા યાને સંવાદીપણું સ્થાપન કરવાની વ્યવસ્થા કરે છે તેને પરિણામે કામનામય અને સ્થૂલ એ બન્ને જગત ઉત્પન્ન થાય છે. એ મનોમય ભૂમિકાનું દબાણ પ્રાણમય ભૂમિકા ઉપર થઈ વિશ્વના સ્થૂલ જીવન ઉપર પહોંચવાને પરિણામે સ્થૂલ જગતમાં મન અસ્તિત્વમાં આવ્યું છે. પ્રાણમય જગતમાં વિકાર ઉત્પન્ન કરીને મનોમય ભૂમિકા આપણામાં કામનામય માનસ ઉત્પન્ન કરે છે; અને જ્યારે તે પોતાના મૂળ સ્વભાવને પ્રાપ્ત કરે છે ત્યારે ચૈત્ય–મન અને બુદ્ધિપ્રધાન માનસિક જીવનની વિશુદ્ધતર શક્તિઓને તે આપણામાં જાગ્રત કરે છે; પરંતુ આપણા મનોમય સમુદ્રની સપાટી ઉપર આપણને જે માનસિક જીવનનો અનુભવ થાય છે, તે ખરું જોતાં વિશાળ મનોમય અસ્તિત્વનું કેવળ ગૌણ પરિણામ હોય છે. તે વિશાળ માનસિક જીવનની ખરી ભૂમિકા તો મનોમય ભૂમિકા જ છે. તેમાં

તેની શક્તિઓ, તેનાં સત્ત્વો પણ આવેલાં હોય આપણા મનોમય કોષ દ્વારા તે જગત આપણી જોડે સંબંધમાં આવે છે. સ્થૂલ શરીરનો ત્યાગ કર્યા પછી પુરુષ તે ચૈત્ય–મનના અને માનસિક સ્વર્ગોને પ્રાપ્ત કરી શકે છે, અને સ્થૂળ જગતમા જીવન ગાળવાની વૃત્તિ ફરીથી જાગ્રત થઈને તેને પાર્થિવ ભૂમિકામાં પાછો ખેંચે ત્યા સુધી તે પોતે એ ભૂમિકામાં વાસો કરી શકે છે. એ મનોમય ભૂમિકામાં પણ પ્રાણમય જગતની પેઠે પાછી બીજી ગૌણ ભૂમિકાઓ આવી રહેલી છે અને તેમાંના નિમ્નમા નિમ્ન, મનની નીચે આવેલી ભૂમિકાઓ જોડે, અને ઉચામાં ઉંચી વધારે આધ્યાત્મિક ચેતનાની સપાટી જોડે ભળી જતી દેખાય છે

## મનથી પર ભૂમિકાઓ

મનથી પર આવેલી ભૂમિકાઓ ઉચ્ચમાં ઉચ્ચ માનસિક જીવનની શક્યતાઓ છે તે ભૂમિકા વિજ્ઞાન તત્ત્વની, અર્થાત્ મુક્ત આધ્યાત્મિક, યાને દૈવી બુદ્ધિમાં અને સચ્ચિદાનંદના તત્ત્વની બનેલી છે પોતાની પ્રકૃતિ જોડે લીલા કરતાં પુરુષ કેટલીક પરિમિતતાઓને અથવા વિશિષ્ટ સંજોગોને પ્રાપ્ત થઈ પોતે એક પ્રકારનું પતન અનુભવે છે. તેને પરિણામે વિજ્ઞાનથી નીચેની ભૂમિકાઓ ઉત્પન્ન થયેલી છે. પરંતુ એ ઉચ્ચ ભૂમિકાઓ કંઈ આપણાથી કેવળ અતડી અને અપ્રાપ્ય નથી. આપણામા રહેલા વિજ્ઞાનમય અને

આનંદમય કોષો દ્વારા કારણદેહ ઉપર તે ભૂમિકાઓ સીધેસીધી અસર કરે છે અને મનોમય કોષ ઉપર આડકતરી અસર ઉપજાવે છે. વળી, તે ભૂમિકાની છૂપી શક્તિઓ પ્રાણમય અને સ્થૂલ અન્નમય લોકના કાર્યોમાં પણ ગેરહાજર હોતી નથી. પ્રાણમાં અને શરીરમાં રહેનાર મનોમય પ્રાણીના ઉપર એ ઊર્ધ્વત્તમ લોકના દબાણને પરિણામે માનવમાં સચેતન આધ્યાત્મિક અસ્તિત્વ અને આંતરજ્ઞાનની શક્તિ જાગ્રત થાય છે. પરંતુ એ કારણદેહ માનવજાતિના મોટા ભાગમા હજી સુધી વિકાસ પામ્યો નથી અને વિજ્ઞાનમય ભૂમિકાના જેવી, મનોમય ભૂમિકાઓથી પર, ભૂમિકાઓમાં સ્થિર થવુ, અથવા તો તેમનાથી પર થઇ જ્ઞાનપૂર્વક વિજ્ઞાન અને આનંદમય કોષમાં ચેતનાને ધારણ કરવી એ માનવને માટે સૌથી વધારે મુશ્કેલ કાર્ય છે. સમાધિના લયમાં એ *સ્થિતિ એક રીતે પ્રાપ્ત કરી શકાય છે. પણ બીજી રીતે* વ્યક્તિમાં રહેલા પુરૂષની શક્તિઓનો નવીન પ્રસ્ફોટ કરી તે ભૂમિકાઓને પ્રાપ્ત કરવી શક્ય છે એવુ સ્વીકારવા માટે પણ ઘણા જ થોડા માણસો તૈયાર છે. પરંતુ ચૈતન્યની એ પૂર્ણતા પ્રાપ્ત કર્યા વગર પુરૂષ પોતાની પ્રકૃતિના ઉપર પૂરેપૂરો કાબુ જ્ઞાનપૂર્વક કદી પણ ધારણ કરી ન શકે; કારણકે વિજ્ઞાનમય ભૂમિકામાં પ્રકૃતિનો નિયંતા મન નહિ પરંતુ આત્મા પોતે હોય છે તે સ્વતંત્રતાથી પોતાના અસ્તિત્વની અધોગામી ભૂમિકાઓને ગૌણ ગણી તેમના

ઉપર સામ્રાજ્ય ચલાવે છે, અને એ કારણ દ્વારા જ તે ભૂમિકાઓને પણ તેમની સંપૂર્ણ શક્તિઓ પ્રાપ્ત કરાવે છે. વિશ્વની ઉત્પત્તિ વખતે પુરૂષે જાણે પોતાની જાતની જોડે હોડ બકી હોય નહિ તેમ સરતમાં ઉતરીને एकोऽहं बहु स्याम् કહી, આવરણમાં ઉતરી અજ્ઞાનને પ્રાપ્ત કરી પોતાની ઉત્ક્રાંતિ અને આત્મસિદ્ધિના યાને પૂર્ણતાના માર્ગમાં સૌથી વધારે મુશ્કેલ સંજોગો સ્વીકાર્યાં અને ત્યાર પછી એ સ્વીકારેલાં બંધનોમાંથી મુક્ત થઈ પોતાનું સામ્રાજ્ય પુનઃ યાને ફરીથી સ્થાપન કરવાના જે પ્રયત્નો તે કરી રહ્યો છે, તેની સિદ્ધિ મનથી પર ભૂમિકાઓને જાગ્રત અવસ્થામાં પ્રાપ્ત કરવામાં સમાયલી છે.

## પ્રકરણ ૭ મું

# નિમ્ન ત્રિવિધ પુરૂષ

### વ્યક્તિનું વિશ્વમાં સ્થાન :

આગલા પ્રકરણમાં આપણે વિરાટ અસ્તિત્વના જુદા જુદા લોક અને આપણા પોતાના અસ્તિત્વની જુદી જુદી ભૂમિકાઓ જોઈ. એ બધા પદાર્થતત્ત્વ યાને દ્રવ્યથી પણ નીચે જતી અને આત્માની આધ્યાત્મિકતાનાં શિખરોથી તથા વિરાટની ચેતનાથી પણ પર-પરાત્પર પ્રત્યે જતી એક નીસરણીનાં પગથીયાં જેવા છે. બૌદ્ધ લોકો તો વિશ્વથી પર એ નિરપેક્ષ પરાત્પરને જ અસ્તિત્વનું અંતિમ ધ્યેય માને છે. પરંતુ સ્થૂલતામાં જકડાયલું આપણું ચૈતન્ય સ્થૂલ વિશ્વના એક અંધારા ખૂણામાં પોતાના ક્ષુદ્ર જીવનમાં મગ્ન થયલું હોવાથી, તથા અનંત કાળની એક ક્ષુલ્લક ક્ષણના અનુભવો પૃથ્વી પર એક એક દેહમાં પરાણે અનુભવતું હોવાથી, ચૈતન્યની સીડીનાં એ પગથીયાંઓ આપણાથી

ઢંકાયલાં રહે છે. અર્થાત્ આપણી સ્થૂલ ચેતનાને મન એ પગથીયાંઓ હયાતિમાં હોતાં જ નથી. એ સ્થૂલ ચેતનાને મન તો આ જગત સ્થૂલ પદાર્થ અને શક્તિઓનો એક સમૂહ માત્ર છે; તથા સ્વયંભૂ અને નિશ્ચલ એવા પ્રકૃતિના કેટલાક નિયમોને લઇને એ વિશ્વ કંઇક આકારને પ્રાપ્ત થયું છે, અને નિયત ક્રિયાઓમાં પ્રેરાયું છે. એ નિયમો આપણી આજુબાજુ કાર્ય કરી રહ્યા છે. એમનો અધિકાર આપણા ઉપર પણ ચાલે છે; એટલે આપણે તેમને આધીન રહીને વર્તવું જોઇએ. વળી, આપણા જન્મથી શરૂ થતા, અને પુનર્જન્મની શક્યતા વિનાના મૃત્યુ સાથે અંત પામતા એવા આપણા અસ્તિત્વનો જો આપણે સૌથી વધારે લાભ લેવો હોય, તો આપણે એ વિશ્વ નિયમોનું સારામાં સારૂં જ્ઞાન મેળવવું જોઇએઃ આ પ્રમાણે સામાન્ય ચેતનામાં રહેનારા લોકો વિચાર કરે છે. આપણું પોતાનું જીવન પણ કેવળ અકસ્માત રૂપ, અથવા તો પદાર્થ તત્ત્વના વિરાટ–જીવનમાં કે સ્થૂલ શક્તિનાં કાર્યોની પરંપરામાં, એક અત્યંત નજીવી ઘટના જેવું છે. ગમે તે કારણથી હોય, પરંતુ સ્થૂલ દેહમાં મનોમય ચેતના યાને પુરૂષ જાગ્રત થયો છે એ તો નક્કી; એ પુરૂષ પોતે સમજી શકતો નથી એવા પદાર્થો અને શક્તિઓ વચ્ચે આમતેમ ઠોકરો ખાય છે એ પણ અનુભવસિદ્ધ છે. શરૂઆતમાં ભયાનક, અને મોટે ભાગે વિરોધી વિશ્વમાં પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવાની અને ત્યાર પછી જીવન

જ્યાં સુધી ટકે ત્યાં સુધી તેને સહ્ય અથવા સુખી બનાવવા માટે તે વિશ્વના નિયમો જાણવાની અને તેમનો ઉપયોગ કરવાના પ્રયત્નની મુશ્કેલીમાં જ પુરુષ ગુંચવાઈ પડે છે. વાસ્તવિક રીતે જોતાં, જો આપણે ફક્ત જડ પદાર્થમાં વ્યક્તિત્વને પ્રાપ્ત થયલા મનની ગૌણ ક્રિયા જ હોઇએ, તો તો આપણે માટે જીવનમા પ્રાપ્ત કરવા જેવું-પ્રાપ્તવ્ય-કાંઇ જ રહેલુ નથી. ક્ષણિક, નશ્વર બુદ્ધિનો અને તપઃશક્તિનો સનાતન પદાર્થતત્ત્વ યાને દ્રવ્ય સાથેનો, તથા જીવનની મુશ્કેલીઓ સાથેનો વિરોધ એ જ જીવનનો સારામાં સારો ભાગ ગણાત. બહુ બહુ તો, કલ્પનાની લીલા તથા ધર્મ અને કલાનાં દિલાસો આપનારાં મનોરાજ્યો, અથવા તો માનવના વિચારગ્રસ્ત મને અને અશાંત કલ્પનાએ જોયેલાં સ્વપ્નાંઓ એ વિરોધને પડદે નાખી શકાય, અને કાંઇક અંશે, તે વિરોધ ઓછો કરી શકાય.

### માનવમાં રહેલું સ્વાનુભવપૂર્ણ ચૈતન્ય :

પરંતુ માનવ કાંઇ જીવદું શરીર માત્ર નથી; તે આત્મ સ્વરૂપ છે. એટલે પોતાના જીવનનું પ્રથમ દર્શન-જીવનની બાહ્ય વસ્તુનિષ્ઠ ઘટનાઓના દષ્ટિબિંદુથી એક માત્ર દર્શન-વાસ્તવિક છે, સત્ય છે, યા તો તે સમગ્ર જ્ઞાન આપે છે એવુ લાંબા સમય માટે માનવ માની શકતો નથી, તેની સ્વાનુભવપૂર્ણ ચેતનામાં સ્થૂલતાથી પર રહેલી વાસ્તવિકતા-

ઓની સૂચનાઓ અને ચિહ્નો આવી રહેલાં છે: તેનામાં અનંતતાની અને અમૃતત્વની ભાવના રહેલી છે. બીજી ભૂમિકાઓ, ઉચ્ચ શક્યતાઓ અને અનુભૂતિનાં બીજાં ક્ષેત્રો વિષે તે નિશ્ચયપૂર્વક નિર્ણય કરી શકે છે. ભૌતિક શાસ્ત્રો આપણને અસ્તિત્વના વસ્તુનિષ્ઠ સત્યનું તથા આપણા શારીરિક અને પ્રાણમય જીવનનું ઉપરચોટિયું જ્ઞાન આપે છે. પરંતુ આપણને લાગે છે કે તેનાથી પર બીજાં સત્યો પણ રહેલાં છે; તથા સ્વાનુભવપૂર્ણ ચેતનાનો વિકાસ કરીને, તથા તેની શક્તિઓમાં ઉમેરો કરીને, તે સત્યોને આપણે વધારે સ્પષ્ટ રીતે પ્રાપ્ત કરી શકીશું. જ્યારે આપણને આ દ્રશ્ય જગતનું જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે અદ્રશ્ય જગતના અસ્તિત્વની શોધ પ્રત્યે આપણે અનિવાર્ય રીતે દોરાઈએ છીએ; અને તેથી જ જડવાદી અને અશ્રદ્ધાળુ યુગોની પાછળ હમેશાં આધ્યાત્મ-વિદ્યાના, નવીન ધર્મોના, અગમ્યવાદના સંપ્રદાયો, અનંતની તથા ઇશ્વરની ગભીરતર શોધખોળનો યુગ અચૂક આવે છે. આપણા શારીરિક જીવનનું જ્ઞાન આપણે માટે બસ નથી. તેમના દ્વારા આપણને સ્વાનુભવપૂર્ણ ચેતનાના ગહન ઉંડાણનું ભાન થાય છે. આપણી સાધારણ ચેતના તો તે ઢંકાયલા અસ્તિત્વની દ્વાર માત્ર છે, તેમાં પ્રવેશ કરવાની પરસાળ માત્ર છે. ત્યારપછી આપણને માલૂમ પડે છે કે આપણી સ્થૂલ ઇન્દ્રિયોને જે ગમ્ય છે તે તો વિરાટ અસ્તિ-ત્વની જડત્વની બનેલી કાચલી છે, અને આપણું મન જેને

ગ્રહણુ કરે છે તે ભૂમિકા અનંત, અજ્ઞાન પ્રદેશોની સીમા માત્ર છે. એ પ્રદેશોમાં શોધખોળ કરવાનું કામ તો ભૌતિકશાસ્ત્રથી અથવા તો ઉપલકીયા માનસશાસ્ત્રથી, જુદા જ શાસ્ત્રનું છે.

## ધર્મ એટલે શું ? અને તેની વિવિધતા :

પોતાનાં બંધનોથી પર થવાના અને જીવનની કેવળ સ્થૂલ અને બાહ્ય ઘટનાઓથી સ્વતંત્ર થવાના માનવ પ્રયત્નને આપણે "ધર્મ" કહીએ છીએ. અનંતની ભાવના ઉપર તેના માનસિક અને શારીરિક જીવનનો જે આધાર છે તેનું આગ્રહપૂર્વક પ્રતિપાદન કરી તેને વાસ્તવિક બનાવી મૂકવી એ ધર્મનું મુખ્ય કામ છે. વળી, તે અનંત સાથે સંબંધ બાંધવાની અને તેના સતત સાયુજ્યમાં રહેવાની આત્માની અભિલાષાને પણ તૃપ્ત કરવી એ ધર્મનું કાર્ય છે. માનવે જે સુવર્ણમય સ્વપ્નાંઓ અત્યાર સુધી જોયાં છે તેમની શક્યતા બતાવી આપવી, અર્થાત્ પોતાની જાતથી પર થવાની તથા શારીરિક જીવન અને મર્ત્યતામાંથી અમર જીવનનો આનંદ અને આધ્યાત્મિક ચેતના પ્રાપ્ત કરવાની શક્યતા બતાવી આપવી એ પણ ધર્મનું કાર્ય છે, કારણ કે સામાન્ય જીવનમાં માનવને તે આદર્શ સિદ્ધ કરવાની શક્યતા જણાતી નથી. અત્યારે જે ભૂમિકામાં અને જે વિશ્વમાં માનવ પોતાનું જીવન ગાળી રહ્યો છે તેના કરતાં ચેતનાની

જુદી ભૂમિકાઓ અને લોકો પણ હયાતિ ધરાવે છે એવું ધર્મ માનવને સમજાવે છે; અને તે ભૂમિકાઓમાં મર્ત્ય સ્વભાવ, અશિવ અને ક્લેશના બંધનોને બદલે અમૃતત્વનો સનાતન આનંદ પ્રવર્તે છે એવું ધર્મ બતાવે છે. વળી, નીતિમય જીવન ગાળવાના નિયમો પણ ધર્મ માનવને આપે છે જેના પાલન વડે તે અમૃતત્વ માટે તૈયારીઓ કરી શકે છે. ઉપર જણાવેલા વિચારો લગભગ બધા ધર્મોને સામાન્ય છે. તે ઉપરાંત ધર્મમાંથી વિશેષ ખાત્રીબંધ કાંઈ મળતું નથી. જુદા જુદ ધર્મના અભિપ્રાયો જુદા જુદા પડે છે. કેટલાક ધર્મો આપણને કહે છે કે આપણ ભાવિ જીવન નક્કી કરવા માટે ફક્ત એક જ વાર આપણને પૃથ્વી ઉપર જીવન મળે છે. તેઓ માને છે કે ભૂતકાળમાં આત્મા અમર નહોતો પરંતુ કેવળ ભવિષ્યમાં જ તે અમર રહેશે એમ જણાવે છે. વળી, જેઓ ધર્મને માર્ગે નહિ ચાલે તેમને સનાતન દુઃખ અપવા નર્કની યાતનાઓની ધમકી પણ તેઓ આપે છે, જ્યારે બીજા કેટલાક લોકો વધારે ભરોસાદાર દલીલોથી તથા વિશાળ દષ્ટિથી સ્વીકારે છે કે આત્મા જુદા જુદા જન્મો ધારણ કરીને ક્રમેક્રમે અનંતનું જ્ઞાન પ્રાપ્ત કરે છે અને છેવટે સર્વે માનવો પણ એ પૂર્ણતા જરૂર પ્રાપ્ત કરશે. કેટલાક ધર્મો એ અનંત આપણાથી જુદા છે એવું કહી આપણે તેની જોડે અંગત સંબંધ બાંધી શકીએ એમ પ્રતિપાદન કરે છે; જ્યારે બીજા તેને અપૌરૂષેય તરીકે વર્ણવી આપણા આત્માએ

તેની અનંગતતામાં લય પામવું જેઓ એવું કહે છે. કેટલાક ધર્મો ધર્મના અંતિમ આદર્શ તરીકે પૃથ્વીથી દૂર કોઈ જગત, અથવા લોક, આવી રહ્યો છે એવું માની તે જગતમાં આપણે ઈશ્વરના સાન્નિધ્યમાં રહીશું એવું આશ્વાસન આપે છે; જ્યારે બીજાઓ અનંતમાં લય પામીને સર્વનો ત્યાગ કરવાનો આદર્શ આપણી સમક્ષ રજુ કરે છે. જુદા જુદા ધર્મોમાંના ઘણાખરા તો આપણને પાર્થિવ જીવનને થોડાક સમય માટેની કસોટી તરીકે, અથવા તો તાત્કાલિક શિક્ષા ખમી લેવાને કે પછી અસત્ય, મિથ્યા–માયા ગણીને તેનો ત્યાગ કરવાને, માટે જ બોધ આપે છે, અને આ પાર્થિવ વિશ્વથી જુદા જ લોકમાં ભાવિ સુખનાં સ્વપ્નાંઓ બતાવે છે. કોઈક જ ધર્મમાં આપણને આત્માના–દેહમાં વસતા પ્રભુના પૃથ્વી ઉપર માનવના સામુદાયિક જીવનમાં થનાર–અંતિમ ભાવિ વિજયની અસ્પષ્ટ સૂચના આપણને મળે છે. એ રીતે વ્યક્તિની અંગત આશા અને અભિલાષા જ કેવળ નહિ પરંતુ સમગ્ર માનવજાતિની એકત્રિત અને સહાનુભૂતિવાળી આશા અને અભીપ્સા કૃતાર્થ થઈ શકે. ખરું જોતાં, આપણે જેને ધર્મ કહીએ છીએ તે જ્ઞાન સ્વરૂપ નથી; તે એક શ્રદ્ધા છે; અભીપ્સા છે. એ શ્રદ્ધા અને અભીપ્સાની સપ્રમાણતાનો આધાર વિશાળ આધ્યાત્મિક સત્યોના અંતરજ્ઞાન ઉપર તથા સામાન્ય જીવનથી ઉચ્ચ ભૂમિકાને પ્રાપ્ત થયેલી વ્યક્તિઓના આત્મનિષ્ઠ અનુભવ ઉપર રહેલો છે.

પરંતુ ધર્મ પોતે આપણને કેવળ આશા અને શ્રદ્ધા જ આપી શકે છે જેથી આપણે આધ્યાત્મિક જીવનનાં મહાન અને ગૂઢ સત્યોને પ્રાપ્ત કરવા પ્રત્યે પ્રેરાઇએ. પરંતુ ધર્મના કેટલાંક છૂટાંછવાયાં સત્યો, પ્રતીકો, અને ધર્મની ક્રિયાઓની વિશિષ્ટતાને લઇને આપણે તેમાંથી કડક, ન નમે તેવા અક્કડ, તથા પ્રાણહીન, યંત્ર જેવા જે સંપ્રદાયો, યા તો મંતવ્યો, બનાવી દઇએ છીએ તે જ બતાવી આપે છે કે આપણે હજી સુધી અનંતનું શાસ્ત્ર પ્રાપ્ત કરવાના માર્ગથી ઘણા જ વેગળા છીએ.

### ધર્મ અને યોગ :

છતાં પ્રત્યેક મહાન ધર્મની પાછળ અર્થાત્ તેની વિધિઓ, ફળની લાલચો, પ્રતીકો, છૂટાં છવાયાં સત્યો, તેને મર્યાદિત કરનાર મંતવ્યો વગેરેની પાછળ જ્ઞાનપ્રાપ્તિ કરાવવાના હેતુવાળો આંતર આધ્યાત્મિક વિકાસનો-યોગનો-સાધન માર્ગ પણ આવેલો હોય છે. એ માર્ગને અનુસરવાથી ગૂઢ સત્યોનું જ્ઞાન થઈ તેમને પ્રાપ્ત પણ કરી શકાય છે. પ્રત્યેક ધર્મના બાહ્યાચારની પાછળ યોગસાધનાની પ્રણાલિ આવી રહેલી હોય છે. એક પ્રકારનું અંતર્જ્ઞાન હોય છે જેને પ્રાપ્ત કરવા માટે ધાર્મિક શ્રદ્ધા પ્રથમ પગલું હોય છે; ઉપરાંત અનિર્વચનીય વાસ્તવિકતાઓ હોય છે જેને ધર્મના પ્રતીકો અભિવ્યક્ત કરે છે. તેના ફરજીઆત થઈ પડેલાં મંતવ્યો

અને વ્હેમો પણ ચેતનાની ઊર્ધ્વ સપાટીની ગહનતાઓના અસંસ્કૃત-અનંસ્કારી-સૂચનો અને નિર્દેશો છે. ભૌતિક વિશ્વ યાને સ્થૂલ જગત વિષેનું જ્ઞાન વધારવામાં કેવળ દશ્ય બનાવો અને વાસ્તવિક લાગતાં સત્યોને દૂર કરીને ભૌતિક શાસ્ત્રો જે પ્રમાણે પદાર્થ અને પ્રકૃતિનાં બળોમાં છૂપાઈ રહેલી ગૂઢ શક્તિઓ આપણને દર્શાવે છે તથા આપણા મનમાં રહેલી માન્યતાઓને અને અભિપ્રાયોને તે વિવિધ પ્રત્યક્ષ પ્રયોગોથી અને વધારે ઊંડી સમજૂતીથી ફેરવી જ્ઞાનનો પ્રકાશ આપે છે, તે પ્રમાણે આપણામાં રહેલી જે ઉચ્ચ ભૂમિકાઓને-લોકોને, તથા શક્યતાઓને જાણવા માટે ધર્મ પ્રયત્ન કરે છે તે સર્વેને યોગ વ્યવસ્થિત કરે છે. એટલે, માનવની ચેતના, ધારે તો, બંધ બારણા પાછળ આવી રહેલા અનુભૂતિના જે ક્રમબદ્ધ ભંડારને પ્રાપ્ત કરી શકે તેમ છે, તે આપણે વિશાળ દૃષ્ટિએ જ્ઞાનયોગનો જે અભ્યાસ કરવા માગીએ છીએ તેના ક્ષેત્રમાં આવે છે. જ્ઞાનયોગમાં કેવળ નિરપેક્ષ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાનો, અથવા તો પ્રભુના પોતાનાં સ્વરૂપોનો, યા તો ફક્ત વ્યક્તિના આત્મા સાથે સંબંધ રાખનાર પ્રભુનો સાક્ષાત્કાર કરવાનો સંકુચિત ઉદ્દેશ રાખવો જરા પણ ઇષ્ટ નથી. ખરું છે કે જ્ઞાનયોગની ઉચ્ચ પરિસ્થિતિ, યાને પરાકાષ્ટા, બ્રહ્મચેતના પ્રાપ્ત કરવામાં સમાયલી છે, તથા પ્રભુપ્રાપ્તિ એ યોગનો પ્રથમ, સૌથી મહાન, અને ઉત્કટ ભાવપ્રેરિત ઉદ્દેશ છે. વળી, નિમ્ન પ્રકારની જ્ઞાન-

પ્રાપ્તિને ખાતર એ ઉચ્ચ હેતુનો ત્યાગ કરવો એ આપણા યોગને માટે ઘણું જ નુકશાનકારક, યા તો બીનજવાબદારી-ભર્યું હોય તેમાં આપણા વિશિષ્ટ ઉદ્દેશમાંથી પતિત યા તો ચલિત થવાનો ઘણો સંભવ રહેલો છે. પરંતુ પ્રભુનો પોતાનો સાક્ષાત્કાર પ્રથમ કર્યા પછી તેના આપણી સાથેના, તેમજ વિશ્વની સાથેના સંબંધનું જુદી જુદી ભૂમિકાઓમાં જ્ઞાન મેળવવું એનો પણ જ્ઞાનયોગમાં સમાવેશ થઇ શકે. આપણી સ્વાનુભવપૂર્ણ ચેતના સામે એક શુદ્ધ સદ્ આત્માને આદર્શ તરીકે સતત રાખી તેને પ્રાપ્ત કરવો તથા તેને પ્રાપ્ત કરી તે ઉચ્ચ શિખર ઉપરથી આપણા સ્થૂલ જીવનને, અર્થાત્ શારીરિક જીવનને સુદ્ધાં, ધારણ કરવું, અને તેની પ્રકૃતિની ક્રિયાઓનું શાસન કરવું, એ આપણા જ્ઞાનયોગનો ઉદ્દેશ છે.

અન્નમય પુરૂષ :

એ જ્ઞાન આપણે પુરૂષ અથવા તો પ્રકૃતિ એ બન્ને બાજુએ જુદું જુદું ધારણ કરી શકીએ, અથવા તો આપણે એ બેનો સંપૂર્ણ સંબંધ પ્રભુના સાન્નિધ્યમાં પ્રાપ્ત કરીએ. પિંડ અને બ્રહ્માંડ બન્નેમાં, ઉપનિષદના કહેવા પ્રમાણે તો પંચવિધ પુરૂષ આવી રહેલો છે. પ્રથમ અન્નમય પુરૂષઃ એ પુરૂષનું જ્ઞાન આપણામાં સૌથી પ્રથમ જાગ્રત થાય છે. "શરીરથી હું જુદો છું" એવું જ્ઞાન પણ તેનામાં હોતું નથી.

વળી "શરીરથી સ્વતંત્ર એવી પ્રાણમય કે મનોમય ક્રિયા હું કરી શકતો નથી" એવુ તે માને છે. એ પુરૂષ પાછો આપણી પૃથ્વીમાં સઘળે સ્થૂલ પદાર્થમાં વ્યાપી રહેલો છે. તે અન્નમય પુરૂષ શરીરમાં વ્યાપી રહેલો હોય તેની સઘળી ક્રિયાઓને છૂપી રીતે, તે જ પ્રેરે છે. સર્વ શારીરિક અનુભવોનો દેહ પાયો છે. જે પદાર્થોમા માનસિક સંજ્ઞા નથી તેમનામા પણ તે વ્યાપેલો છે માનવમાં અન્નમય પુરૂષ પ્રાણમય અને મનોમય થયેલો છે; એટલે તેને પોતાને પ્રાણમય અને મનોમય પ્રકૃતિનો પાસ લાગ્યો છે. પરંતુ મનોમય અને પ્રાણમય પ્રકૃતિની પ્રાપ્તિ તેનામાં ગૌણ હોય શારીરિક જીવન અને તેના કરણોને તે આધીન હોય છે.

એ પ્રમાણે આપણું પ્રાણમય અને માનસિક જીવન શારીરિક જીવનના નિયમોને વશ હોય છે તેને લીધે જ, પ્રથમ દૃષ્ટિએ, તો મન અને પ્રાણ બન્ને શારીરિક શક્તિની અવસ્થા છે, તેના પરિણામ રૂપ છે, તથા તેમનાં સર્વ કાર્યો જડદેહમાં થતી ક્રિયાઓથી સમજાવી શકાય તેવાં છે, એવો જડવાદીઓનો મત આપણને ખરો લાગે છે. એ પ્રમાણે મન અને પ્રાણનું શરીરને સંપૂર્ણપણે વશ હોવુ એ અપક્વ માનવતાની નિશાની છે. માનવથી નિમ્ન કોટિનાં પ્રાણીઓમાં તો એ ગુલામી વિશેષ અંશે હોઈ એ તેમની લાક્ષણિકતા ગણાય છે. પુનર્જન્મનો જે સિદ્ધાંત પ્રચલિત છે તે પ્રમાણે તો, જે લોકો

અન્નમય પદ્ધતિની એ પાશવ ગુલામીથી પોતાની જીંદગી દરમ્યાન મુક્ત થઈ શકતા નથી, તેઓ મૃત્યુ પછી માનસિક કે ઉચ્ચ પ્રાણમય ભૂમિકાઓને પ્રાપ્ત કરી શકતા નથી. તેમને તો સ્થૂલ ભૂમિકાઓની શ્રેણીની સરહદમાંથી પસાર થઈ અને વળી પાછા પોતાનો વિકાસ કરવા માટે પૃથ્વી ઉપર માનવરૂપે જન્મ લેવો પડે છે. અપક્વ અન્નમય પુરૂષ સ્થૂલ પ્રકૃતિ અને તેના સંસ્કારોને સંપૂર્ણપણે વશ હોય છે, અને ઉચ્ચ ભૂમિકાઓમા જતાં પહેલાં તેને એ બંધનથી મુક્ત થવું પડે છે.

અન્નમય કોશ ઉપર કાબુ :

જો માનવજાતિ વધારે આગળ વધેલી હોય છે તો આપણને પ્રાણમય અને મનોમય ભૂમિકામાંથી પ્રાપ્ત થતા સર્વે અનુભવોનો અને શક્તિઓનો વધારે સારો અને સ્વતંત્ર ઉપયોગ કરવા દે છે, એટલું જ નહિ પરંતુ તે ભૂમિકાઓ ઉપર વધારે આધાર રાખીને સ્થૂલ દેહનાં બંધનોને શિથિલ પણ કરવા દે છે. વળી, તેવો માનવ કામનામય અને બુદ્ધિ-પ્રધાન મનોમય ચેતનામાં રહી ઉચ્ચ શક્તિઓનો ઉપયોગ કરીને કેવળ અન્નમય પુરૂષની પ્રકૃતિમાં ફેરફાર કરી તેના ઉપર કાબુ પણ જમાવે છે. એ પ્રમાણે વિકાસ થતાં આપણને જન્મ અને મરણની વચમાં જે તક મળે છે તેનો લાભ લઈને ઉચ્ચભૂમિકાઓ પ્રત્યે આપણે ઉત્થાન કરી

શકીએ છીએ, અને પુનર્જન્મનો ઉપયોગ કરીને આપણે વધારે ઉચ્ચ માનસિક અને આધ્યાત્મિક વિકાસ સાધી શકીએ છીએ. એ પ્રમાણે થાય છે તોપણ આપણી જાગ્રત અવસ્થાનો ઘણોખરો ભાગ તો એ અન્નમય પ્રકૃતિને વશ હોય છે. એથી કરીને આપણાં કાર્યોની પ્રેરક જે અજ્ઞાત ચેતનાવસ્થાઓ આવી રહેલી છે તેમને આપણે જાણી શકતા નથી. અલબત્ત, અન્નમય પુરુષની પ્રાણમય અને મનોમય ભૂમિકાને આપણે જાણી શકીએ છીએ એ વાત ખરી છે, પરંતુ પ્રાણમય કોશ અથવા મનોમય કોશના મૂળ સ્વરૂપનું, કે આપણી અન્નમય ચેતનાની નીચે ઢંકાઈ રહેલા આપણા પ્રાણમય કે મનોમય પુરુષનું, આપણને ભાન હોતું નથી. આત્મવિકાસમાં ઘણી પ્રગતિ કર્યા પછી જ આપણે તેમને જાણી શકીએ છીએ, અને ત્યારે પણ, સાધારણ રીતે આપણી સ્થૂલ અન્નમય પ્રકૃતિની પાછળ તેઓ આવી રહ્યા છે એટલું જ આપણને જણાય છે. આપણે એ ભૂમિકાઓમાં ચેતનાને સ્થાપન કરેલી હોતી નથી કારણકે જો એ પ્રમાણે થયું હોય તો પ્રાણશક્તિનો ઉપયોગ કરીને શરીરનો, અને મન રૂપી સમ્રાટની આજ્ઞાથી પ્રાણ તથા શરીર બન્નેનો, કાબુ આપણે ક્યારનો યે મેળવી લીધો હોત. એ પ્રમાણે જો આપણે મનોમય પુરુષને પ્રાપ્ત કર્યો હોય છે તો તપઃશક્તિ અને જ્ઞાનનો આપણા માલિક તરીકે ઉપયોગ કરીને આપણે શારીરિક અને માનસિક જીવનને ઘણેખરે અંશે નિયત કરી

શકીએ છીએ. અર્થાત્ પ્રાણ અને શરીર ઉપર મનનો સ્વાભાવિક કાબુ જામે છે. યોગસાધના કરવાથી અન્નમય પુરુષથી પર થઈને ઊર્ધ્વ ભૂમિકાઓમાં જઈ ઉચ્ચતર પુરુષની પ્રાપ્તિ કરવાની શક્તિ ચેતનાનું ઉત્થાન કરીને, તેને વિશાળ કરીને, તથા આત્મસંયમ પ્રાપ્ત કરીને મેળવી શકાય છે.

## પ્રાણમય પુરુષની પ્રાપ્તિ :

એ ઉચ્ચ ભૂમિકાની પ્રાપ્તિ કરવા માટે પુરુષની બાજુથી આપણે પ્રયત્ન કરીએ, તો સ્થૂલ અન્નમય ચેતનામાંથી અને સ્થૂલ શારીરિક પ્રકૃતિના ગૂંચવાડામાંથી, પ્રથમ તો પ્રાણમય અને છેવટે મનોમય પુરુષ ઉપર વિચારને એકાગ્ર કરીને, નીકળી જવાનો પ્રયત્ન કરવો જોઈએ. એ પ્રમાણે અભ્યાસ કરવાથી આપણે પ્રાણમય પુરુષ થઈ શકીએ છીએ, અને આપણા શારીરિક ચૈતન્યને આપણે એ નવી ભૂમિકામાં ખેંચી લઈ શકીએ છીએ. અર્થાત્ એ પ્રાણમય ભૂમિકામાં આપણને શરીર, તેની પ્રકૃતિ, તેનાં કાર્યો વગેરે પ્રાણમય પુરુષના કેવળ સંજોગ, યાને દશા, તરીકે જ જણાશે. અને તે બધાનો ઉપયોગ પ્રાણમય પુરુષ સ્થૂલ જગત જોડે સંબંધ બાંધવા માટે કરે છે એમ આપણે જોઈશું. યોગીએ એ પ્રાણમય-પુરુષનું ચૈતન્ય પ્રાપ્ત કર્યું છે તેની નિશાનીઓ ઘણી છે. પ્રથમ તો કેવળ સ્થૂલ શારીરિક જીવનથી તે દૂર હોય એવો અનુભવ થઈ પોતે શરીરથી પર છે, એવું સાધકને

લાગે છે. શરીર કેવળ હથિયાર, અથવા તો, કાચલું હોઈ સહેલાઈથી દૂર કરી શકાય તેવું છે એવું આબેહૂબ ભાન સાધકને થાય છે. આપણી આજુબાજુની પ્રાણની પરિસ્થિતિમાં–પ્રાણમય વાતાવરણમાં–અને આપણા પોતાના શરીર ઉપર આપણી સંકલ્પ શક્તિ અસાધારણ રીતે સફળ થતી જણાય છે, તથા આપણને જે પ્રાણશક્તિનો સાક્ષાત્કાર થયલો હોય છે તેનો ગમે તે ઉપયોગ કરવામાં, અથવા તો તેને ગમે ત્યાં દોરવામાં, આપણને સરળતા થઇ જાય છે; આપણે ધારીએ તે પ્રમાણે તેને વાપરી શકીએ છીએ. એ શક્તિને તો આપણે પ્રત્યક્ષ જાણી શકીએ છીએ; કારણ કે આપણાં શારીરિક કાર્યોમાં તે સ્થૂલ પ્રાણશક્તિ રૂપે હોય છે જ; પરંતુ માનસિક કાર્યોમાં પણ તેનો ઉપયોગ થાય છે ત્યારે તેનામાં સૂક્ષ્મ પ્રકારની સઘનતા લાગે છે. આ રીતે શારીરિક ચેતનાથી પર પ્રાણમય ચેતનાને આપણે જાણી શકીએ છીએ એટલું જ નહિ, પરંતુ પ્રાણમય પુરૂષની ચેતના જાગ્રત થયા પછી કામનામય જગતની સૂક્ષ્મ દેહધારી સત્તાઓને પણ આપણે જાણી શકીએ છીએ. આ સમય દરમ્યાન, નવી શક્તિઓ જેમને સામાન્યરીતે 'સિદ્ધિઓ' કહેવામાં આવે છે તે આપણામાં જાગ્રત થાય છે. બીજાં પ્રાણીઓના આવેશો, તેમની ઇચ્છાઓ, પ્રાણમય વિકારો વગેરેનો સંસ્કાર આપણે અનુભવી, અથવા તો જાણી શકીએ છીએ. યોગ વડે નવી ચેતના પ્રાપ્ત થયાની આ કેટલીક નિશાનીઓ છે.

## મનોમય ચેતનાની ભૂમિકા :

ઉપર જણાવેલું પ્રાણમય અસ્તિત્વ કોઇ શારીરિક જીવન કરતાં વધારે આધ્યાત્મિક ગણી શકાય નહિ. ખરું જોતાં એ સઘળું નિમ્ન ભૂમિકાઓમાં આવી રહેલું છે. આપણે તો હજી પણ વધારે ઊર્ધ્વ ગતિ કરીને મનોમય પુરુષને પ્રાપ્ત કરવો જોઇએ. એ પ્રમાણે કરવાથી પ્રાણમય અને અન્નમય બન્ને ભૂમિકાઓને આપણે મનોમય ભૂમિકામાં ખેંચી લઇ શકીશું: અર્થાત્ મનોમય પુરુષને આપણાં શરીર અને પ્રાણ તેનાં પોતાનાં ગૌણ કાર્યો જેવાં લાગશે, એટલે પ્રાણ અને દેહ તથા તેમનાં કાર્યો જીવનમાં કેવળ મનોમય તત્ત્વોનો આવિર્ભાવ કરવાનાં કેવળ ગૌણ સાધનો છે એવું મનોમય પુરુષને લાગે છે. આ અનુભૂતિમાં પણ શરૂઆતમાં આપણને પ્રાણમય અને અન્નમય જીવનથી એક પ્રકારની અતડાપણાની—છૂટાપણાની—લાગણી થશે; અને સાધારણ સ્થૂલ જીવન ગાળનાર માનવના કરતાં આપણું જીવન આપણને કોઈ જુદી જ ભૂમિકામાં રહેલું જણાશે. એ જીવનનો કોઈ ગહન અસ્તિત્વ જોડે સંબંધ છે, પાર્થિવ કરતા કોઇ જુદી જ દિવ્ય જ્ઞાનની જ્યોતિથી તે પ્રકાશિત છે, અતિ સૂક્ષ્મતર, અને સમ્રાટ જેવી શાસક શક્તિથી તે યુક્ત છે એમ આપણને જણાશે. અર્થાત્, આપણે મનોમય ભૂમિકાનો સ્પર્શ કરેલો હોઇ મનોમય જગતને આપણે જાણી શકીએ છીએ

અને તેનાં તત્ત્વો અને શક્તિઓ સાથે આપણે સંબંધમાં આવી શકીએ છીએ. મનની એ ઉચ્ચ ભૂમિકા ઉપરથી પ્રાણમય અને અન્નમય જીવનને આપણી નીચે આવી રહેલાં જોઈએ છીએ, એટલું જ નહિ પરંતુ આપણે જ્યારે ધારીએ ત્યારે તેમનો સહેલાઈથી ત્યાગ પણ કરી શકીએ એવો અનુભવ આપણને થાય છે. જ્યારે આપણે સ્થૂલ દેહનો ત્યાગ કરીએ છીએ ત્યારે મનોમય સ્વર્ગમાં વિહાર કરવા માટે ઘણી જ સહેલાઈથી તેને છોડી દઈ શકીએ છીએ. પરંતુ આપણે એ બે ભૂમિકાઓનો ત્યાગ કર્યા વિના તેમનાથી પર રહીને પણ, આપણી નવી માનસિક ભૂમિકામાંથી આપણો કાબુ તેમના પર જમાવી શકીએ છીએ. ત ભૂમિકામાં પ્રાણમય અને અન્નમય ભૂમિકા કરતાં જુદા પ્રકારની કાર્યપદ્ધતિ આપણે સ્વીકારીએ છીએ. એ શક્તિને આપણે આધ્યાત્મિક શક્તિ અથવા શુદ્ધ માનસિક બળ એવાં નામો આપી શકીએ. એ શક્તિ સાધારણ વિકાસ પામેલા, બુદ્ધિવાળા માનવો પણ અપૂર્ણ રીતે જ વાપરે છે, એ શક્તિઓને મનોમય પુરુષ કેવળ સહજપણે ઉપયોગમાં લઈ શકે છે. એ સ્થિતિમાં પ્રાણમય અને અન્નમય કાર્યો કેવળ ગૌણ થઈ રહે છે. એ મનોમય ચેતના શક્તિના ગૌણ આયુધો તરીકે કોઈકવાર તેમનો ઉપયોગ કરવામાં આવે છે. એ મનોમય લોકને પ્રાપ્ત કરવાથી આપણે વિશ્વના વિરાટ મનને પણ જાણી શકીએ છીએ. તેની ઇચ્છાઓ, હેતુઓ,

કાર્યની દિશા, વિચારના પ્રવાહો તથા સ્થૂલ બંધનોની પાછળ આવી રહેલાં મનોમય ભૂમિકાનાં સૂક્ષ્મ સત્ત્વોના ઝઘડા વગેરે પણ જાણી શકીએ છીએ સામાન્ય માનવો એ યુદ્ધ વિષે અજ્ઞાન હોય છે, અથવા તો સ્થૂલ ક્રિયા ઉપરથી તેનું અનુમાન દોરી શકે છે: આપણને તે ઘટનાની જરાપણ ગંધ સરખી, અથવા તો, કોઈપણ પ્રકારનો સંદેશો, પ્રાણમય ભૂમિકામાં આવે તે પહેલા તેને આપણે જાણી શકીએ છીએ. વળી, તે ભૂમિકામાં આપણે બીજા પ્રાણીઓની માનસિક ક્રિયાનું જ્ઞાન પણ પ્રાપ્ત કરી શકીએ છીએ-પછી એ ક્રિયા સ્થૂલ મનમા કે મનોમય ભૂમિકામાં, ગમે ત્યા થતી હોં ન હોય। મનોમય ભૂમિકામાં પ્રાણમય ભૂમિકામા હોય છે તેના કરતાં વધારે સૂક્ષ્મ અને સમર્થ શક્તિઓ, મનોમય પુરુષને પ્રાપ્ત કર્યા પછી, સાધક સ્વાભાવિક રીતે જ મેળવી શકે છે.

આ બધુ તો ત્રિવિધ પુરુષના નિમ્ન જીવનમાં આવી રહેલું છે પ્રાચીન ઋષિઓ એને જ "ત્રૈલોક્ય" કહેતા હતા. એ ભૂમિકામાં રહેવાથી આપણી શક્તિઓ ગમે તેટલી વિશાળ તથા સમર્થ થાય તોપણ આપણે વિશ્વના દેવોની સત્તામા જ રહીએ છીએ એમ જાણવુ. એ નિમ્ન ભૂમિકાઓમાં પુરુષ ઉપર પ્રકૃતિનું રાજ્ય પ્રવર્તે છે-પછી તે ભલેને અણુ, જીર્ણ-સદન થાય તેવું હોય એમાંથી મુક્ત થવાને માટે તો આપણી ચેતના રૂપી પર્વતના હજી પણ ઉચ્ચ શિખરને આપણે સર કરવું જોઈએ.

## પ્રકરણ ૮ મું

# આત્મસંક્રાંતિનું સોપાન

### સામાન્ય સ્થિતિ :

માનવની સામાન્ય સ્થિતિ, જે ત્રિવિધ પુરુષ તથા ત્રૈલોક્યને વશ છે, તેનું વર્ણન આપણે આગલા પ્રકરણમાં જોયું. તેનાથી પર જે ભૂમિકાઓ આવી રહેલી છે તે માનવની વિશાળ અને ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિ કરતાં પણ ઘણી જ જુદા પ્રકારની છે, અને તેથી તેમને પ્રાપ્ત કરવી એ માનવને ઘણું જ મુશ્કેલ લાગે છે. વેદમાં એ ઉચ્ચ ભૂમિકાઓની પ્રાપ્તિને પૃથ્વી અને સ્વર્ગ એ બંને આકાશોને ભેદવાની ક્રિયાની ઉપમા આપવામાં આવી છે. પિંડરૂપ માનવ અને બ્રહ્માંડરૂપ વિરાટ એ બંને ઉચ્ચ ભૂમિકાઓ વચ્ચે એક પ્રકારનો વ્યવહારમાં તદ્દન પ્રત્યક્ષ, પરંતુ ખરી રીતે જોતાં અવાસ્તવિક, એવો વિરોધ આવી રહેલો દેખાય છે. પિંડ અને બ્રહ્માંડ બંનેમાં નિમ્ન ભૂમિકાથી પર તથા

તેનાથી તદ્દન અલગ એવી ઉચ્ચ ભૂમિકાઓ આવેલી છે. પ્રાચીન શાસ્ત્રમાં તેમને અપરાર્ધ અને પરાર્ધ કહેવામાં આવે છે. પરાર્ધ અર્થાત્ ઊર્ધ્વ ભૂમિકામાં આત્માનું સંપૂર્ણ અને સનાતન સામ્રાજ્ય પ્રવર્તતું હોય તે ભૂમિકામાં આત્મા પોતાની અનંતતાઓ, અસ્તિત્વની અપરિમિતતા, ચૈતન્ય અને જ્ઞાનની અનંતતા તથા આનંદની પરિસીમાનો વિસ્તાર કરે છે. અપરાર્ધ, યાને નિમ્ન ભૂમિકાઓ પણ આત્માનો જ પ્રદેશ છે; પરંતુ તેઓમાં આત્મા પડદા પાછળ ઢંકાયેલો, તથા દ્વૈતભાવપ્રધાન, મર્યાદિત, બદ્ધમન, પ્રાણ તથા ભેદ કરનાર શરીરના ગાઢ આચ્છાદનમાં પડી ગયેલો હોવાથી તેમાં તેનો સંપૂર્ણ આવિર્ભાવ થઈ શકતો નથી. એ ભૂમિકાઓમાં આત્મા નામરૂપમાં ઢંકાઈ જાય છે, બાહ્ય અને આંતર, વ્યક્તિ અને વિરાટના ભેદમાં તેનું ચૈતન્ય વિભક્ત થઈ જાય છે. વળી, તે નિમ્ન ભૂમિકામાં આત્માની દૃષ્ટિ અને ઇન્દ્રિયો બહિર્મુખ, તેની શક્તિ ચેતનાના વિભાગ પડવાને લીધે પરિમિત, તેનાં જ્ઞાન, તપશક્તિ, સામર્થ્ય તથા આનંદ ભેદને પ્રાપ્ત થયેલાં હોઈ પરિણામે પરિમિત તથા અજ્ઞાન, નિર્બળતા અને દુઃખના વિરોધી અનુભવોને વશ હોય છે. આપણી દૃષ્ટિ અને ઇન્દ્રિયોને અંતર્મુખ કરવાથી આપણામાં રહેલા આત્માનું ભાન આપણને અચૂક થવા માંડે છે; તથા નામ અને રૂપના બાહ્ય સ્થૂલ આવરણ નીચે, યા તો તેની પાછળ જે ઢંકાઈ રહ્યો છે તેને નામ અને

રૂપના પડદાની મારફત સુદ્ધાં આપણા અંતરજીવનમાં લય પમાડવાથી આપણે તે જ આત્માનો બાહ્ય જગતમાં સાક્ષાત્કાર કરી શકીએ છીએ. એ પ્રમાણે સાક્ષાત્કાર થતાં આપણા સામાન્ય ચૈતન્યમાં તે અનંત સત્, ચિત્ અને આનંદનું પ્રતિબિંબ પડે અને એમની નિષ્ક્રિય અનંતતાને સાધક પ્રાપ્ત કરે એ બનવાજોગ છે. પરંતુ એટલેથી જ્ઞાન, શક્તિ અને આનંદના ક્રિયાત્મક આવિર્ભાવને તો મર્યાદિત અંશે જ પ્રાપ્ત કરી શકીશું. આપણો આત્મા, અન્ન, પ્રાણ અને મનોમય ભૂમિકાઓમાં એવો તો બંધાયલો હોય છે કે ઉપર જણાવેલી નિષ્ક્રિય અનંતતા પ્રાપ્ત કરવા માટે પણ અનેક જન્મ ધારણ કરીને સતત તપસ્યા કરી તેને પોતાનો વિકાસ કરવો પડે છે. એ ત્રિવિધ ભૂમિકાઓથી પર થઈ જવાની શકયતા બરાબર સમજવા માટે આ પ્રકરણમાં આપણે જુદા જુદા લોક વચ્ચે જે સંબંધ છે તેને ફરીથી વ્યવહાર દૃષ્ટિથી જાણવો જોઈએ.

### અન્નમય પુરૂષ :

સમગ્ર વિશ્વ ચૈતન્યસ્વરૂપ આત્માથી નિર્મિત થયલું છે, કારણકે પદાર્થ યાને દ્રવ્યથી માંડીને સત્-તા સુધીનું સર્વ આત્માનો જ આવિર્ભાવ છે. હવે, એ પુરૂષ, યાને આત્મા, પોતાની પ્રતિષ્ઠા રૂપ જગતને નિર્મે છે, અને પોતાના અનેક તત્ત્વોમાંથી એકમાં જ્યારે તે આવિર્ભાવ

પામે છે ત્યારે પોતાના સ્વરૂપ અને તે તત્ત્વના જગત જોડે તે એક પ્રકારનું સમતોલપણું સ્થાપન કરે છે; તેને પુરૂષ અને પ્રકૃતિનો સંબંધ કહેવામાં આવે છે. એ સંબંધ દ્વારા આત્મા પોતે જે સૃષ્ટિમાં આવિર્ભાવ પામે છે તેમાં ચૈતન્યશકિત અને આનંદના સર્વ અનુભવો નિયત કરે છે. જ્યારે આત્મા પદાર્થમાં, યાને દ્રવ્યમાં, સ્થિત થાય છે ત્યારે તે જડ પ્રકૃતિનું રાજ્ય સ્વીકારતો સ્થૂલ વિશ્વનો સ્થૂલ આત્મા થઈ રહે છે. અર્થાત્ એ ભૂમિકામાં આત્મા પદાર્થનો અનુભવ કરવામાં મગ્ન થઇ જડતા, અજ્ઞાન અને તમોગુણનો અનુભવ કરે છે. વ્યક્તિમાં તે જ આત્મા અન્નમયપુરૂષ થાય છે અને તેનાં પ્રાણ અને મન બંને પદાર્થતત્ત્વનાં અજ્ઞાન અને જડતામાંથી વિકાસ પામેલા હોઇ તેઓ પણ અન્નમય ભૂમિકામાં ભૌતિક બંધનોને વશ હોય છે. તે ભૂમિકામાં પ્રાણશકિત શરીરને, અને મન પ્રાણશકિતને, વશ હોય છે; એટલું જ નહિ પરંતુ આત્મા પણ પોતે પરિમિત થઇ મનના દ્વૈતભાવને સ્વીકારે છે. એ પુરૂષ સામાન્ય રીતે સ્થૂલ શરીરમાં જ જીવન ધારણ કરે છે અને સ્થૂલ કર્મેન્દ્રિયો જ્ઞાનેન્દ્રિયોના, સ્થૂલપ્રાણના અને મનના તથા પરિમિત આધ્યાત્મિક ભૂમિકાના અનુભવોને સ્વીકારે છે અને તેઓ જ જાણે અસ્તિત્વનું અંતિમ રહસ્ય ન હોય એમ માનીને વર્તન કરે છે.

### પ્રત્યેક ભૂમિકાની એકદેશીય પ્રાપ્તિ :

મુખ્યત્વે મનોમય પુરૂષ રૂપે માનવ સ્થૂલ દેહમાં વસે છે. પરંતુ શરૂઆતમાં તે મનોમય પ્રાણી સ્થૂલ જીવનને પ્રાપ્ત થઈ અન્નમય પુરૂષને જ પોતાનું ખરૂં સ્વરૂપ સમજે છે. ઉપનિષદ્‌માં કહ્યા પ્રમાણે પદાર્થ, યાને અન્ન, એ જ બ્રહ્મ છે એવું તે માને છે; કારણકે આખું વિશ્વ તેને તેમાંથી જન્મતું, તેને લીધે ટકી રહેલું અને અંતે તેમાં લય પામતું જણાય છે. અર્થાત્ આખા સ્થૂલ જગતમાં સર્વત્ર વ્યાપી રહેલા પુરૂષથી-(આત્માથી) વધારે ઉચ્ચ ખ્યાલ તે અનંત બ્રહ્મને વિષે બાંધી શકતો નથી; કારણ કે અન્નમય પુરૂષ ફક્ત સ્થૂલ જગતને જ જાણતો હોઇ પોતાની હાજરીની શક્તિથી સર્વ પાર્થિવ રૂપોનો અને પદાર્થોનો આવિર્ભાવ કરે છે એવું તે અનુભવે છે. અન્નમય ભૂમિકામાં પુરૂષને પોતાના સ્વરૂપનો ઉચ્ચમાં ઉચ્ચ ખ્યાલ તો શારીરિક જીવનના અનુભવોમાં પ્રગટ થનાર, શારીરિક જીવનમાં જકડાયલો, અને તેના મૃત્યુ પછી પાછો અનંતમાં ભળી જનાર આત્મા પોતે છે એટલો જ આવી શકે છે. પરંતુ તેનામાં પોતાનો વિકાસ કરવાની શક્તિ રહેલી છે અને તેથી સ્થૂલથી પર ભૂમિકાઓના અનુભવો દ્વારા તે સ્થૂલ અન્નમય પુરૂષના ઉપર જણાવેલા સ્વાભાવિક વિચારોને છોડીને ઉચ્ચ ભૂમિકાઓમાં ઉત્થાન કરી શકે છે આત્મા ધારે તો, પોતાના અસ્તિત્વનો

મનોમય ભાગ, પોતે એકાગ્રતા કરીને, કેળવી શકે. ઘણીવાર એ પ્રમાણે કરવા જતાં પ્રાણ અને અન્નમય જીવનને ધોકો પહોંચે છે અને તે પણ એટલે સુધી કે મન પોતે શરીર અને પ્રાણ ઉપર પ્રાધાન્ય ભોગવીને પોતાનાથી પર ભૂમિકાઓને માટે લાયક બને. વળી, માનવ ધારે તો આત્માના ઉપર એકાગ્રતા કરી શકે, પરંતુ એ પ્રયત્નમાં તે પોતાના માનસિક અને સ્થૂલ જીવનથી ઘણો જ દૂર જતો રહી તેમનો સંપૂર્ણ વિકાસ થવા દેતો નથી—અને તે પણ એટલે સુધી કે તેનું આધ્યાત્મિક જીવન પ્રાધાન્યને પામે છે અને પાર્થિવ જીવન પ્રત્યેના આકર્ષણનો સમૂળગો નાશ કરે છે. એવી વૃત્તિને લીધે તે પોતાનું ખરું અસ્તિત્વ વિશ્વથી પર કોઇ બીજી ભૂમિકામાં—પ્રાણમય અને મનોમય સ્વર્ગોમાં—છે એવું માને છે, અને પાર્થિવ જીવનને તો તે એક દુઃખમય, યા તો દુઃખકર ઘટના તરીકે જ ગણીને તે જીવનમાં તો પોતાનું ઉચ્ચમા ઉચ્ચ અસ્તિત્વ કદી પણ ભોગવી શકાય જ નહિ એવું તેને લાગે છે. અર્થાત્ નિષ્ક્રિય અનંતની પ્રાપ્તિમાં જ આત્માની પૂર્ણતા મનાય છે; પરંતુ ક્રિયાત્મક આવિર્ભાવમાં તેનો આત્મા સ્થૂલ પ્રકૃતિનાં બંધનોનો ત્યાગ કરીને સ્વતંત્રતા અનુભવી શકતો નથી. નિષ્ક્રિય, શાંત, નિર્ગુણ આત્માની શાંતિ વિશ્વની અનંત ક્રિયાઓમાં રહેલા આનંદના કરતાં વધારે સરળતાથી પ્રાપ્ત કરીને ધારણ કરી શકાય છે.

પ્રાણમય પુરૂષ •

જ્યારે આત્મા પ્રાણમય તત્ત્વમાં સ્થિત થાય છે ત્યારે તે પ્રાણમય પુરૂષ તરીકે પ્રાણમય ભૂમિકામા વિચરે છે એ ભૂમિકામાં પ્રકૃતિ પ્રાણશક્તિથી પૂર્ણ હોઇ સચેતન સક્રિયતા વાળી હોય છે એ ભૂમિકામાં પુરૂષ જીવનની શક્તિ અને તેનાં કાર્યોની લીલામાં મગ્ન થઇ જાય છે તથા રજોગુણપ્રધાન પ્રાણમય જીવનની ઇચ્છાઓ, ક્રિયાઓ અને વિકારોને વશ થઇ રહે છે. વ્યક્તિમાં પ્રાણમય પુરૂષ તે જ તેનો આત્મા થાય છે, તથા તેની પ્રકૃતિમા પ્રાણશક્તિ શરીર તથા મનના ઉપર જુલમ ગુજારે છે. ઇચ્છાના તથા કલ્પનાના તથા જીવનના આવેશોના અને શક્તિઓના પ્રતિકાર્ય રૂપે સ્થૂલ શરીર પોતાની ક્રિયાઓ કરે છે અને સ્વરૂપો બનાવે છે. આપણા સ્થૂળ જીવનમા જે પ્રમાણે પરિમિતતા અનુભવાય છે તે પ્રમાણે કામનામય જીવનમાં હોતુ નથી એ ભૂમિકામાં મનોમય જીવન પણ પ્રાણના વિકારો અને કામનાઓથી પરિમિત થાય છે, તેને વશ વર્તે છે અને કામનામય જીવનને વધારે વિશાળ અને કૃતાર્થ કરવા માટે તે મથે છે. એ પ્રાણમય પુરૂષ સ્થૂલ પદાર્થના કરતાં ઘણા સૂક્ષ્મ તત્ત્વના બનેલા સૂક્ષ્મ દેહમાં રહે છે એ પ્રાણતત્ત્વ ચિન્મયતત્ત્વથી પૂર્ણ હોઇ આપણા સ્થૂળ શરીરનાં પાર્થિવ અણુ પરમાણુઓ ગ્રહણ કરી શકે તેના કરતાં તો ઘણા જ વધારે સૂક્ષ્મ અનુભવો ને સંસ્કારો ગ્રહણ કરવાની અને ઇન્દ્રિયની પણ સૂક્ષ્મતર

શક્તિઓ ધરાવે છે. માણુમના સામાન્ય સ્થૂલ દેહની છેક નજીક અને તેના અસ્તિત્વના સૌથી વધારે ક્રિયાત્મક વિભાગ તરીકે પ્રાણમય પુરુષને પ્રાણમય પ્રકૃતિનું બનેલું સૂક્ષ્મ પ્રાણમય શરીર હોય છે, જે પ્રાણમય યાને કામનામય જગત જોડે સંબંધમાં હોય છે, અને તે વિશ્વમાં પ્રાણ તત્ત્વ સ્વતંત્ર અને સહજ રીતે આવિર્ભાવ પામે છે.

પ્રાણમય ભૂમિકાની પ્રાપ્તિ :

જેમ જેમ પ્રાણમય ભૂમિકા જીવનમાં વધારે ને વધારે આવિર્ભાવ પામે છે, તેમ તેમ માનવમાં પ્રાણશક્તિની વૃદ્ધિ, ઇચ્છાઓની વેગપૂર્ણતા, વિકારો, આવેશો તથા લાગણીઓમાં ઉત્કટ વ્યાકૂળતા અને સર્વ ક્રિયાઓમાં ઉગ્ર શક્તિશાળીપણું દેખાઇ આવે છે. અર્થાત્ તે એક રજોગુણી માણસ થાય છે. આપણે આગળ જોઇ ગયા છીએ કે માનવ, ધારે તો, પોતાના ચૈતન્ય દ્વારા એ પ્રાણમય સૂક્ષ્મ શરીર તથા સ્થૂલ શરીર બંનેને ધારણ કરી શકે છે. જો તે ઉચ્ચ જીવન પ્રાપ્ત કર્યા સિવાય એ પ્રાણમય પુરુષ જોડે એકાત્મતા કરે તો તે આસુરી વૃત્તિનો થાય અર્થાત્ એવા માણસો નરી શક્તિ, યાને પ્રાણશક્તિવાળા, પ્રચંડ, અપરિમેય કામના અને આવેગથી ભરેલા તથા અન્નમય ભૂમિકામાં જીવન ગાળનાર માણસોથી ઘણી વિશાળ અને વિવિધ પ્રકારની શક્તિઓ ધરાવતા લાગે છે. એવા માણસો

પ્રાણમય ભૂમિકામાં રહ્યા છતાં આત્મસંયમ અર્થે અથવા આત્મતૃપ્તિને અર્થે મનનો ઘણો જ વિકાસ કરે, તોપણ એ તેમની તપસ્યા (શક્તિનો સંચય) પણ આસુરી હોઇ તેનો હેતુ રજોગુણી અહંતાને નિયત કરીને સંતોષ આપવાનો હોય છે. જે પ્રમાણે અન્નમય કોશમાં થઇ શકે છે તે પ્રમાણે કામનામય જગત અને પ્રાણમય પુરૂષની સ્વાભાવિક શક્તિઓથી પર થઇને, ઊર્ધ્વમાં રહેલી ઉચ્ચ માનસિક શક્તિઓને ખીલવીને પ્રાણમય જીવનના સંજોગો દ્વારા તથા તેની પાછળ, યા તો પ્રાણનાં રૂપો અને શક્તિઓની પેલી તરફ, (ઊર્ધ્વમાં) માનવ આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે. એ સાક્ષાત્કાર કરવા માટે સંપૂર્ણ શાંતિની એટલી બધી અગત્ય હોતી નથી, કારણકે અનંત આત્માનો આનંદ અને શક્તિની સફળતા સંપૂર્ણપણે તો એ ભૂમિકામા પણ કદી પ્રાપ્ત થઇ શકતી નથી, કેમકે કામનામય વિશ્વની સ્થિતિ, પાર્થિવ વિશ્વની પેઠે જ, આત્માના સંપૂર્ણ વિકાસ તથા આવિર્ભાવને માટે યોગ્ય હોતી નથી, કાં તો પ્રાણમય પુરૂષ પોતાના અસ્તિત્વની નિમ્ન ભૂમિકાની પોતાની શક્તિ ક્રિયા અને સંપૂર્ણતાને ઘોડો પહોંચાડી આત્માનો વિકાસ પ્રાપ્ત કરી શકે છે, અથવા તો કામનામય વિશ્વના અધોગામી આકર્ષણને તે વશ થાય છે. અર્થાત્ પ્રાણમય ભૂમિકામાં પણ પૂર્ણતા મેળવવી સંભવિત નથી. જે આત્માઓ કેવળ એ ભૂમિકાને જ પ્રાપ્ત કરે છે, તેઓને

વિશાળ અનુભવ અને આત્મવિકાસ મેળવવા માટે ફરીફરીને જન્મ ધારણ કરવો પડે છે.

## મનોમય પુરૂષ:

જ્યારે આત્મા મનના તત્ત્વમાં સ્થિર થાય છે ત્યારે તે મનોમય ભૂમિકામાં રહેલા મનોમય પુરૂષનું સ્વરૂપ થઇ રહે છે. એ ભૂમિકામાં જ્ઞાનાલોકિત માનસિક પ્રકૃતિનું સામાન્ય હોય તેમાં બુદ્ધિ ચૈત્ય પુરૂષ અને ઉચ્ચભાવપ્રધાન સત્તના નિયમો પ્રવર્તે છે. મનોમય સત્તાનો વિશિષ્ટ ગુણ સત્ત્વ હોઈ જ્ઞાનની વિશદતા અને સુખની લાગણી તેમાં પ્રધાન હોય છે. એ મનોમય પુરૂષના સ્વભાવમાં મનની શુદ્ધિ અને જ્ઞાનશક્તિ પ્રાધાન્ય ભોગવતી હોઇ પ્રાણમય તથા સ્થૂલ, અન્નમય અસ્તિત્વને તે નિયત કરે છે. અર્થાત્ એ મનોમય પુરૂષ પ્રાણથી કે શરીરથી પરિમિત થતો નથી. એ પુરુષ સૂક્ષ્મ મનોમય કોશમાં રહી જ્ઞાનની, વિચારની, સહાનુભૂતિની તથા અન્ય માનવોના મનમાં પ્રવેશ કરવાની શક્તિ ભોગવે છે, તથા સ્થૂલ શરીર અને પ્રાણશક્તિમા હોય છે તેના કરતા, ઘણી જ વધારે વિશાળ, સ્વતંત્ર અને અણુ યાને સૂક્ષ્મ ઇન્દ્રિયોની શકિત વાપરી શકે છે. જાગ્રત અને દશ્ય અવસ્થાની પાછળ માનવમાં પણ એ મનોમય પુરૂષ, માનસિક પ્રકૃતિ, મનોમય શરીર તથા મનની ભૂમિકા આવી રહેલ છે. તે ભૂમિકા અન્નમયતાને પ્રાપ્ત થઇ હોતી નથી પરંતુ તેમાં

મનનાં તત્ત્વો પ્રધાન હોઇ, તેની માનસિક સ્વતંત્રતા, શુદ્ધિ, સ્થૂલ કે પ્રાણમય જીવનમાં થાય છે તે પ્રમાણે, જરાપણ બાધિત થતી નથી. જેમ જેમ મનોમય ભૂમિકાનું દબાણ થતું જાય છે, તેમ તેમ સ્થૂલ જીવનમાં પણ તેની માનસિક, ચૈત્ય પુરુષની, તથા ઉચ્ચ ભાવોની શકિતઓનો આવિર્ભાવ થતો જાય છે. સ્થૂલ અન્નમય પુરુષના મનને પણ તે ઉન્નત કરે છે અને તેના માનસિક જીવનને અદ્દભુત શકિત આપે છે, જે આપણી માનવજાતિની એક વિશિષ્ટતા છે.

## મનોમય ભૂમિકા :

ઉપર જણાવેલું મનોમય ચૈતન્ય જાગ્રત કરી મનોમય પુરુષ તરીકે માનસિક પ્રકૃતિને ધારણ કરવી તથા પ્રાણમય અને અન્નમય કોષમા પણ જીવન ધારણ કરવું એ માનવને માટે શક્ય છે. જેમ જેમ તે ઉપર જણાવેલું પરિવર્તન કરી શકે છે, તેમ તેમ તે અર્ધું દિવ્ય જીવન તો પ્રાપ્ત કરી શકે છે સામાન્ય માનવના કરતાં તો ઘણી દિવ્ય શકિત દૃષ્ટિ અને જ્ઞાન તેને પ્રાપ્ત થાય છે પોતાના જીવનના સર્વ પ્રદેશોને તે શુદ્ધ જ્ઞાનથી દોરે છે, બીજા પ્રાણીઓ સાથે સહાનુભૂતિ અને પ્રેમથી તે બંધાય છે, લાગણી ઓને શુદ્ધ ચૈત્ય પુરુષની ભૂમિકામાં ઉન્નત કરી તે લઇ જઇ શકે છે, એટલું જ નહિ પરંતુ તેના સંસ્કારો ગ્રામ્યતાથી મુક્ત, તેની બુદ્ધિ તીક્ષ્ણ, શુદ્ધ અને સ્થિતિસ્થાપક યાને જડ પદાર્થ અને અશુદ્ધ

પ્રાણનાં બંધનોથી મુક્ત થાય છે. વળી તે માનવ મનોમય ભૂમિકાથી પર આવી રહેલી ભૂમિકાઓનાં દિવ્ય, ઉચ્ચતર જ્ઞાન અને આનંદને પ્રતિબિંબિત કરે છે તથા વિજ્ઞાનમય કોષમાંથી આવતી પ્રેરણા અને સહજજ્ઞાનને પ્રાપ્ત કરી તેમના પ્રકાશમાં પોતાનું પૂર્ણ માનસિક જીવન ઘડી શકે છે. વળી, તે માનવ વધારે વિશાળતાપૂર્વક, વધારે ગાઢ પરિચિતતા વડે, અને સક્રિય શક્તિ અને આનંદની લીલા સહિત, ચેતનાના સંવાદમાં આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે.

મનોમય ચેતનાની પારમિતતા અને ક્ષેત્ર :

આપણી સાધારણ સ્થિતિમાંથી જોતાં આપણને ઉપર જણાવેલી સ્થિતિ પોતાની ઉચ્ચમાં ઉચ્ચ ભાવનાશીલતાના ઉડ્ડયનમાં માનવ કલ્પે છે તેવી આદર્શ પૂર્ણતા લાગે છે, અને ખરેખર મનોમય જીવનની તો એ જ પૂર્ણતા છે. પરંતુ એ કંઈ આપણા આધ્યાત્મિક અસ્તિત્વની અંતિમ પૂર્ણતા નથી; કારણ કે મનોમય ભૂમિકાના સર્વ સાક્ષાત્કારો મનની પરિમિતતાને વશ રહેવાનાં તેમાં વિશાળ આનંદ અને સર્વગ્રાહીત્વ હોતાં નથી સંપૂર્ણ જ્ઞાન અને વાસ્તવિક આનંદ મનથી પર અવસ્થામાં પ્રાપ્ત થાય છે. અર્થાત્ આત્માની પૂર્ણતા સાધનાર મનોમય પુરુષે પોતાના અધિગામી જીવનનો ત્યાગ કરી શુદ્ધ આત્મામાં ગતિ કરવી જોઈએ. અથવા તો વધારે ઉચ્ચ શક્તિ પ્રાપ્ત કરવા માટે

તેણે અન્નમય દેહ પુનઃ ધારણ કરવો જોઇએ. ઉપનિષદમાં એ સત્ય નીચે પ્રમાણે દર્શાવવામાં આવ્યું છે :—

" સૂર્યનાં કિરણો માનવને એ (મનોમય) સ્વર્ગ લોકમાં લઇ જાય છે; અને એ લોકમાંથી મનુષ્યને પાછા ફરવું પડે છે."

' કિરણો ' એટલે વિજ્ઞાનમય ચેતના રૂપી સૂર્યનાં છૂટાં છવાયાં બિંબો. પરંતુ જે માનવો પાર્થિવ જીવનનો સમૂળો ત્યાગ કરીને સૂર્યના દ્વારમાં થઇને પેલી તરફ જાય છે તેઓ પાછા ફરતા નથી. સામાન્ય રીતે, મનોમય પુરુષ પોતાના સ્વર્ગ લોકનો ત્યાગ કરીને ઉચ્ચ ભૂમિકામાં ગયા પછી પાછો ફરતો નથી, કારણકે તે ભૂમિકાની શુદ્ધ આધ્યાત્મિકતાને મન, પ્રાણ અને શરીરની નિમ્ન ભૂમિકાઓમાં પોતે વ્યક્ત કરી શકે એમ તેને લાગતું નથી. અપરાર્ધમાં તો મનોમય ભૂમિકા જ આત્માનો ઉચ્ચ આવિર્ભાવ હોય મન, પ્રાણ અને શરીર એ ત્રૈલોક્યમાં માનવચેતનાની શક્તિનું સમગ્ર ક્ષેત્ર સમાઇ જતું લાગે છે.

## વિજ્ઞાનમય કોષનું કાર્ય :

મનોમય પુરુષની પર આવેલા વિજ્ઞાનમય કોષને પ્રાપ્ત કરવાથી, અર્થાત્ અસ્તિત્વની અનંત સતની ઊર્ધ્વ પ્રકૃતિ ધારણ કરવાથી તથા કારણદેહમાં તથા સૂક્ષ્મ મનમાં, સ્થૂલ પ્રાણમાં અને અન્નમય કોષમાં જીવન ધારણ કરવાથી

પોતાના સામાન્ય જીવનમાં અનંત આધ્યાત્મિક ચૈતન્યને સાધક ઉતારી શકે છે, અથવા તો પોતાના સંપૂર્ણ અસ્તિત્વને ઊર્ધ્વ આધ્યાત્મિક ભૂમિકામાં ઉત્થાન કરાવી ત્યાં સ્થિર કરી શકે છે. પરંતુ એ પ્રમાણે કરવું ઘણું જ મુશ્કેલ છે, કારણકે આધ્યાત્મિક જીવનનાં ચૈતન્ય અને શક્તિ ફક્ત કારણદેહમાં જ વ્યક્ત થાય છે અને તે ભૂમિકાની ઊર્ધ્વ પ્રકૃતિમાં જ સ્વાભાવિક હોઇ સાધારણ મનુષ્યમાં તેનો વિકાસ બીલકુલ થયો હોતો નથી, અથવા તો અપૂર્ણ રીતે જ થયેલો હોય છે. સત્યજ્ઞાન અને અનંત આનંદની ભૂમિકાઓમાંથી, અર્થાત્ વિજ્ઞાન અને આનંદમય કોષોમાંથી, તેનું અસ્તિત્વ ઉત્પન્ન થાય છે. તેઓ પરાર્ધમાં છે એટલે જીવનની ઉચ્ચ ભૂમિકાઓમાં આવેલા છે. નિમ્ન ભૂમિકામાં પણ તેમનું જ્ઞાન અને તેમના આનંદની જ્યોતિ વ્યાપે છે તથા આપણે જેને આધ્યાત્મિકતા અને પૂર્ણતા કહીએ છીએ તે પણ તે ભૂમિકાઓમાંથી જ મળે છે. પરંતુ એ ભૂમિકાનાં કિરણોને સામાન્ય જીવનમાં ઉતરી આવતાં આવતાં એવા તો ઘણા પડમાંથી પસાર થવું પડે છે કે તે કિરણો કેટલીક વાર તો વચલા પડમાં તદ્દન લુપ્ત જ થઇ જાય છે-કાં તો અન્નમય કોષમાં થઇને આવતાં સ્થૂલ, જડતામય, અથવા તો પ્રાણમય જીવનમાં થઇને જતાં તદ્દન વિકૃત થઇ ઉંધી દિશામાં જાય છે, કે પછી ઉચ્ચમાં ઉચ્ચ મનોમય જીવનમાં પસાર થઈને વિકાર પામે છે.

અર્થાત્ તેઓ પોતાની અસલ સ્થિતિ તો ભાગ્યે જ જાણી શકે છે. એ વિજ્ઞાનમય ભૂમિકા સર્વ અસ્તિત્વમાં ઢંકાઈ રહેલી છે. સ્થૂળમાં સ્થૂળ અને જડમાં જડ પદાર્થમાં તે વ્યાપી રહેલી છે અને પોતાની ગૂઢ શક્તિ અને નિયમોથી તે સ્થૂલ જગત ઉપર સામ્રાજ્ય ભોગવે છે. પરંતુ સ્થૂલ જીવનમાં તે પડદા પાછળ રહીને કાર્ય કરે છે. અર્થાત્ આપણું શરીર, પ્રાણ અને મનના નિયમો દ્વારા વર્તે છે- કાર્ય કરે છે. છતાં પણ એ વિજ્ઞાનના સર્વશાસક દબાણને લીધે ગમે તેટલા પડદાઓ તથા દેખાતી અશક્તિઓ હોવા છતાં પણ આપણને સર્વ પ્રાણીઓની એકતા, અને તેમની અંતિમ પૂર્ણતા વિષે શ્રદ્ધા રહે છે.

એ ઉચ્ચ વિજ્ઞાનમય ભૂમિકામાં આવેલી આત્માની અવસ્થાનું વર્ણન કરવું ઘણું જ મુશ્કેલ છે. વેદ, તથા ઉપનિષદો પણ તેનું વર્ણન રૂપકોથી, સૂચનાઓથી અને પ્રતીકોથી કરે છે. તો પણ મનોમય પુરુષ પરાર્ધ અને અપરાર્ધ એ બેની વચમાં ઉભો રહીને એ ઉચ્ચ ભૂમિકાનું જેટલું જ્ઞાન મેળવી શકે તેટલું શબ્દોમાં મૂકી તે ભૂમિકાનાં તત્ત્વો યાને સિદ્ધાંતો, અને તેની વ્યાવહારિક અસરોનું નિરૂપણ કરવું જરૂરનું છે. એ પરાર્ધ અપરાર્ધની વચ્ચેનો પ્રદેશ વટાવીને આગળ જે પ્રદેશ આવે છે તેને યોગના અંતિમ હેતુ તરીકે સ્વીકારવામાં આવેલો છે. ઉપનિષદમાં

કહ્યું છે કે પૂર્ણતાની પ્રાપ્તિ માટે અભિલાષ રાખનાર આત્મા અન્નમયમાંથી પ્રાણમય અને તેમાંથી મનોમય તથા તેનાથી પર આવેલા વિજ્ઞાનમય અને અંતે આનંદમય કોષને પ્રાપ્ત કરે છે. એ આનંદમય કોષ તેજ સચ્ચિદાનંદનું રહેઠાણ છે: તેને પ્રાપ્ત કરવાથી ઉન્નતિની પરાકાષ્ટા થઇ ગણાય । એ પ્રમાણે પુરૂષનું રૂપાંતર કરવું એટલે શું ? અને પુરૂષનું ઉચ્ચ ભૂમિકામાં ઉત્થાન કરાવવું એટલે શું ? તે આપણે આગળ જોઇએ.

## પ્રકરણ ૯ મુ

# વિજ્ઞાન યાને અતિ-માનસ

### વિજ્ઞાનમય ભૂમિકાની અગત્ય :

ઉપનિષદ્ કહે છે કે જો આપણે પૂરેપૂરું ઉત્થાન કરી સર્વ બંધનોથી પર જવું જ હોય, તો તો આપણે મનોમય પુરુષને વિજ્ઞાનની ભૂમિકામાં ઉત્થાન કરાવવું જ જોઈએ. અર્થાત્ કે આપણે વિજ્ઞાનમય પુરુષનું દિવ્ય જ્ઞાન મેળવવું જ જોઈએ. વેદમાં કહેલ એ ચેતનાના ઉત્થાનના " અદ્રિ " ના ઉંચામાં ઉંચા શિખરના ઉપર એકવાર આરૂઢ થયા પછી તો આપણે શારીરિક, પ્રાણમય અને મનોમય પુરુષ અને તેની પ્રકૃતિની ભૂમિકાથી તદ્દન જુદી જ ભૂમિકામાં પહોંચી જઈશું. હમણાં આપણી પોતાની જાતને અને વિશ્વને આપણે જે મનોમય દષ્ટિબિંદુથી જોઈએ છીએ, તેના કરતાં વિજ્ઞાનમાં આપણું દષ્ટિબિંદુ કંઇ જુદું જ હશે અર્થાત્ આત્માની નવી ભૂમિકામાં આપણો જન્મ થશે અને આપણે નવી જ

પ્રકૃતિ ધારણ કરીશું. કારણકે જે પ્રમાણે આત્માની ભૂમિકા બદલાય છે તે જ પ્રમાણે પ્રકૃતિ પણ રૂપાંતર પામે છે. માણસનો જીવાત્મા જેમ જેમ અસ્તિત્વના ઉન્નત શિખરોને પ્રાપ્ત કરતો જાય તેમ તેમ પ્રકૃતિ પણ વધારે ને વધારે ઉચ્ચતર કાર્યમાં, વિશાળતર ચેતનામાં, અમેય સામર્થ્યમાં, અને વિશુદ્ધતર આનંદમાં ઉત્થાન કરે છે. પરંતુ અહીં તો મનોમય સત્તમાંથી વિજ્ઞાનની પ્રાપ્તિ એ ઘણું જ મહાન અને સમૂલ નિશ્ચયાત્મક રૂપાંતર છે. વેદમાં પ્રતિપાદન કરેલા યોગમાં, મનોમયમાંથી વિજ્ઞાનમય ભૂમિકામાં ચેતનાનું જે પરિવર્તન થાય છે, તેને ઘણી જ અગત્ય આપવામાં આવી છે, કારણ કે એ પરિવર્તન ઘણું જ મહાન અને નિશ્ચયાત્મક છે. વિરાટ અજ્ઞાનનાં બંધનોમાંનું છેલ્લામાં છેલ્લું બંધન છોડીને અનંત સત્યમાં ચેતનાને દૃઢતાથી સ્થાપન કરવી એનું નામ વિજ્ઞાનની પ્રાપ્તિ. જ્યાં સુધી આપણે શરીર, પ્રાણ અને મનના ત્રિલોકની ભૂમિકામાં છીએ, ત્યાં સુધી આપણો આત્મા ભલે શુદ્ધ આધ્યાત્મિક જ્ઞાનને પ્રતિબિંબિત કરે પરંતુ આપણી પ્રકૃતિ તો અજ્ઞાનના પાયા ઉપર જ કામ કરે છે. ચૈતન્યમાં આત્મા જ્ઞાન સ્વરૂપ રહી જ્ઞાન ધારણ કરે છે, તોપણ કર્મમાં કિંવા વ્યવહારમાં, તેને એકાગ્ર કરી સત્ય વર્તન કરી શકાતું નથી. અલબત્ત, એવા જીવનમાં સત્યનું કાર્ય વધારે વિશાળ થાય છે એ ખરું, પરંતુ તેની જ પાછળ બંધનો આવે છે, દ્વૈત પણ આવે છે; એટલે અનંતના જ્ઞાન

અને શક્તિને અનુરૂપ આચાર રાખી શકાતો નથી. સામાન્ય માણસની સરખામણીમાં એ અપૂર્ણ વિકાસવાળાની શક્તિઓ અસાધારણ હોય શકે છે, પરંતુ સફળ તપઃશક્તિમાં અને પ્રેરણાપ્રેરક જ્ઞાનજ્યોતિ વચ્ચે જે પરસ્પર સંબંધ હોવો જોઈએ તે જણાતો નથી. સાધકમાં અનંતના સાન્નિધ્યની અપૂર્વ જ્યોતિ હાજરી તરીકે હશે, પરંતુ તેની પ્રકૃતિનું કાર્ય તો શરીર, પ્રાણ અને મનની નિમ્ન પ્રકૃતિથી પરિમિત જ રહેશે. પરંતુ વિજ્ઞાન એ અનંત અને દિવ્ય પ્રકૃતિનું જ કાર્ય છે. વિજ્ઞાન એટલે જ્યોતિર્મય, સહજ આત્મસિદ્ધિના અને સાર્થકતાના, આનંદમાં દિવ્ય તપ-શક્તિ સાથે તાદાત્મ્યવાળું દિવ્ય જ્ઞાન. અર્થાત્ વિજ્ઞાનની મદદથી આપણે માનુષી પ્રકૃતિને દિવ્ય બનાવી શકીએ છીએ.

### વિજ્ઞાન બુદ્ધિ નથી· તે કેવળ ચૈતન્યઘન નથી :

હવે વિજ્ઞાન શું છે? તેને શી રીતે વર્ણવી શકાય? "વિજ્ઞાન" એ શબ્દ જ્યારે જ્યારે વપરાય છે, ત્યારે ત્યારે તત્ત્વજ્ઞાનની પરિભાષામાં એને વિશે બે વિરોધી ભૂલો થઈ જવાનો સંભવ છે. કેટલીક વાર તો વિજ્ઞાનને "બુદ્ધિ" અર્થાત્ "વિવેક કરનારી શક્તિ" એ અર્થમાં વાપરવામાં આવે છે. કારણકે જે વર્ગીકરણોમાં ઉપનો અર્થ સ્વીકાર-વામાં આવે છે, તેઓ બુદ્ધિ પછીથી ઊર્ધ્વમાં એકદમ આત્માની ભૂમિકાને જ પ્રાપ્ત કરવામાં માનનારા હોય છે.

અર્થાત્ બુદ્ધિ અને શુદ્ધ સચ્ચિદાનંદ વચ્ચે બીજી કોઇ પણ ચૈતન્યની ભૂમિકાને તેઓ સ્વીકારતા નથી. માનવમાં કાર્ય કરી રહેલી બુદ્ધિ એ જ જ્ઞાનનું ઉત્તમોત્તમ સ્વરૂપ છે એવું તેઓ માને છે. હવે બીજો ભૂલભરેલો અર્થ એ કરવામાં આવે છે કે "વિજ્ઞાન" એટલે સર્વભાવનાથી "Idea" થી-સ્વતંત્ર એવા ભાવના તત્ત્વમાં-બીજમાં-એક, અવિકારિતા ઉપર, એકાગ્ર એવા અનંતનું જ્ઞાન આપનાર ચેતના તાત્પર્ય કે ઉપનિષદમાં જેને ચૈતન્યઘન કહેવામાં આવે છે તે જ ભૂમિકાને તેઓ "વિજ્ઞાન" તરીકે ઓળખે છે. પરંતુ વસ્તુતઃ વિજ્ઞાન કાંઈ અનંત સચ્ચિદાનંદનું ચૈતન્યઘન સ્વરૂપ માત્ર નથી. તે તો અનંતની લીલાનું અનંત જ્ઞાન પણ છે. વિજ્ઞાનમાં સર્વ ભાવનાઓનો સમાવેશ થઇ જતો હોવા છતાં તેનાથી તે મર્યાદિત થતું નથી. વળી વિજ્ઞાનમાં જે ભાવના વિષે આપણે કહીએ છીએ તે ભાવના કાંઈ બુદ્ધિપ્રધાન માનસિક વિચારના જેવી હોતી નથી. બુદ્ધિની પદ્ધતિ મનોમય હોય છે, તેનો પાયો પણ મન છે, તેની પ્રાપ્તિ પણ મનોમય હોય છે; પરંતુ વિજ્ઞાનની ભાવનાઓ મનથી પર અવસ્થામાંથી જન્મે છે, તેનો પાયો પણ મનથી પર હોય છે અને તેનું જ્ઞાન પણ પર હોય છે. એ બે સ્વરૂપો-અર્થાત્ એક માનસિક અને બીજું મનથી પર ઉદ્ભવતું-વચ્ચે એક પ્રકારનો સંબંધ છે એટલું જ નહિ પણ ભાંગીતૂટી એકતા પણ તેમની વચ્ચે જણાય છે. પહેલું

સ્વરૂપ બીજા સ્વરૂપમાંથી ઉત્પન્ન થાય છે, પરંતુ તે બન્ને જુદી જુદી ભૂમિકાઓમાં કાર્ય કરતાં હોઈ એક બીજાની કાર્યપદ્ધતિ તદ્દન ઉલટી હોય છે. શુદ્ધમાં શુદ્ધ બુદ્ધિ, કિંવા વધારેમાં વધારે આલોકિત વિવેકશક્તિવાળી બુદ્ધિ પણ, વિજ્ઞાન તો નથી જ.

વધારે ઉચ્ચ પ્રકારની બુદ્ધિ :

બુદ્ધિ અને વિવેકશક્તિને તો નિમ્ન પ્રકારની બુદ્ધિ છે, કારણકે તેને ઇંદ્રિયોના તેમજ મનના સંસ્કાર ઉપર આધાર રાખવો પડે છે. બુદ્ધિનું જે બીજુ ઉચ્ચ સ્વરૂપ છે તેને અંતરજ્ઞાનપ્રેરિત બુદ્ધિ કહેવામાં આવે છે. તે બુદ્ધિમા પ્રેરણા, દૃષ્ટિ અથવા અપૌરૂષેય જ્ઞાન, જ્ઞાનપૂર્ણ આલોકિત વિવેક અને વિચાર કાર્ય કરે છે એટલું જ નહિ, પરંતુ તેના કાર્યમા સામાન્ય બુદ્ધિ કરતા શીઘ્રતા, અસરકારકતા, સમજતા અને સત્યની સ્વયંજ્યોતિ, જુદા જ પ્રકારની હોય છે. કારણકે તેને ઇંદ્રિયોના સ્પર્શો ઉપર અથવા તો મનના વિચાર ઉપર આધાર રાખવો પડતો નથી તે બુદ્ધિથી નહિ પરંતુ અંતરજ્ઞાનદૃષ્ટિથી શરૂઆત કરે છે. હવે આપણે જે અંતરજ્ઞાનની શક્તિ વિષે કહ્યું તેના જ જેવી એક બીજી શક્તિ માનવમા ઘણી વાર કાર્ય કરે છે, પરંતુ એ બે વચ્ચે આપણે વિવેક કરતા, યાને તેમની વચ્ચેનો ભેદ સમજતાં શીખવુ જોઇએ. એ શક્તિથી માણસ દલીલોની, અથવા

તો તર્કની, મદદ લીધા સિવાય એકદમ કુદકે સત્ય નિર્ણય ઉપર આવી જઈ શકે છે. તર્કપ્રધાન બુદ્ધિ કલણ જમીન ઉપર ચાલતા માનવની પેઠે નજરે દેખાતી જમીનને પહેલેથી પગ વડે બરાબર તપાસીને ખાત્રી કર્યા પછી, ચોકસાઇથી, ડગલે ડગલું ભરે છે. પરંતુ, આપણે જે વેગવાળી બુદ્ધિ ઉપર વર્ણવી તેની ક્રિયા તો એક નિશ્ચિત જગાએથી બીજી નિશ્ચિત જગાએ ખાત્રીપૂર્વક કૂદકો મારવાના જેવી હોય છે. એવો માણસ પોતાને કુદવાની જગાનો પટ એક ક્ષણમાં માપી લે છે, તેનાં ક્રમ, સંજોગ કે રૂપ ઉપર તે જરાયે ધ્યાન આપતો નથી.

## અંતરજ્ઞાન અને બુદ્ધિના કાર્યમાં ભેદ :

આપણે ઉપર જે ક્રિયા વર્ણવી તેમાં અંતરજ્ઞાનની શક્તિનો કોઇક અંશ, તેના જેવો જ વેગ, તેની જ્યોતિનો અને નિશ્ચયાત્મકતાનો આભાસ હોય છે. એટલે આપણે ભૂલથી તેને અંતરજ્ઞાન તરીકે ગણી લઇએ એ બનવાજોગ છે. ઘણી વાર અંતરજ્ઞાન એટલે બુદ્ધિના કાર્યને વેગથી કરી આપનાર શક્તિનું કાર્ય એવું માનવામાં આવે છે. વળી, એમ પણ માનવામાં આવે છે કે અંતરજ્ઞાનમાં બુદ્ધિના તર્કનાં સર્વે પગલાંઓ અવચેતના કે અર્ધચેતના વડે યા તો અતિવેગપૂર્વક ભરવામાં આવે છે. ખરું જોતાં તો અંતરજ્ઞાન અને ઉપર જે શક્તિ જણાવી છે તે બંનેનાં કાર્યમાં ઘણો ભેદ હોય છે, કારણકે કોઇક વાર એવો કૂદકો મારતાં

પગ સરીને માણસ ગોથું ખાઈ પટકાઈ પડે છે। તેનો વેગ કોઈ વાર ઉંધે માર્ગે લઈ જાય છે, અને તેનો નિશ્ચય તદ્દન ખોટો પણ ઠરે છે। એ શકિત જે નિર્ણય ઉપર આવે છે તેને પાછળથી બુદ્ધિ અથવા તો તર્કની, યા તો ઈંદ્રિયોના માત્રાસ્પર્શોની મદદથી તાવી જોવો પડે છે. પરંતુ અંતરજ્ઞાનમાં તો સત્યની પ્રતિષ્ઠા સ્વયંસિદ્ધ હોય છે. અંતરજ્ઞાન તદ્દન નિશ્ચયાત્મક અને અડગ જ હોય છે. અંતરજ્ઞાનની શુદ્ધિનો આધાર તેની પોતાની સ્વતંત્રતા ઉપર છે. જો તે પોતાના કાર્યમાં ઈંદ્રિયોના કાર્યને અથવા તો બુદ્ધિના કાર્યને ભળવા દે તો તે અપૂર્ણ અને દુષિત થાય છે. અંતરજ્ઞાનની ખાત્રી પાછળથી બુદ્ધિના તર્કના અને ઈંદ્રિયના માત્રાસ્પર્શોના ઉપયોગથી કરી શકાય ખરી, પરંતુ તેના સત્યનો આધાર બુદ્ધિ કે ઈંદ્રિયોની એ ખાત્રી કરવા ઉપર રહેલો નથી એ લક્ષમાં રાખવું. જો બુદ્ધિ પોતાનાં અનુમાનો ઉપર આધાર રાખીને અંતરજ્ઞાનથી પ્રતિકૂલ નિર્ણય ઉપર આવે, તો છેવટે વધારે વિપુલ જ્ઞાનપ્રાપ્તિ થતા જણાઈ આવશે કે બુદ્ધિનો તર્ક ખોટો હતો અને અંતરજ્ઞાનનું કાર્ય ખરૂં હતું. કારણકે ખરૂં અંતરજ્ઞાન સ્વયંભૂ સત્યમાંથી ઉદ્‌ભવતું હોઈ તેની મદદથી જ જ્ઞાન પ્રાપ્ત થાય છે. તે જ્ઞાન માટે બીજી ગૌણ મદદની જરૂર જ પડતી નથી.

અંતરજ્ઞાન અને વિજ્ઞાન વચ્ચે ભેદ :

પરંતુ અંતરજ્ઞાનપ્રેરિત ઊર્ધ્વ બુદ્ધિ પણ વિજ્ઞાન નથી. એ તો આપણી મનોમય ચેતનામાં વિજ્ઞાનની જ્યોતિના ઝબકારા છે. અંતરજ્ઞાનમાં જે પ્રેરણા,* શ્રુતિ, દૃષ્ટિ, સ્વયંપ્રકાશિત વિવેક વગેરેનું જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે વિજ્ઞાનની ઉચ્ચ જ્ઞાનની ભૂમિકામાંથી નિમ્ન મનોમય ભૂમિકામાં આવતા સંદેશાઓ છે. એટલે સ્વપર્યાપ્ત વિજ્ઞાનમાં અને અંતરજ્ઞાનનાં કાર્યમાં ઘણો ફેર પડે છે. અંતરજ્ઞાન છૂટાછવાયા મર્યાદિત ઝબકારાઓની મદદથી કાર્ય કરે છે. કેટલીક વાર તો તેમાં રહેલું સત્ય પરિમિત સ્થિતિ પૂરતું જ, અથવા તો પોતાના ચમકારાથી પ્રકાશિત એક નાની જગો પૂરતું સત્ય હોય છે. ઉદાહરણ તરીકે, જનાવરોમાં અંધપ્રેરણાની, યાને સ્વયંસિદ્ધ નિર્ણયની શક્તિ હોય છે તે પ્રાણીની સ્થૂલ માનસિક ચેતનામાં સ્ફુરતું અંતરજ્ઞાન જ છે. કારણકે તેનામાં મનુષ્યની પેઠે બુદ્ધિ હોતી નથી અને આપણે જોઈ શકીએ છીએ કે બુદ્ધિના કરતાં અનેકગુણ વધારે ખાત્રીભરેલી દેખાતી એ અંધપ્રેરણામાં રહેલું આશ્ચર્યકારક સત્ય કોઈ મર્યાદિત, વિશિષ્ટ ઉપયોગિતા પૂરી પાડવા પૂરતું

---

* પ્રેરણા તથા શ્રુતિને અંગ્રેજીમાં Inspiration; અંતરજ્ઞાન યાને અંતઃસ્ફુરણાને Intuition; અને દૃષ્ટિને Revealation કહેવામાં આવે છે.

જ, વ્યાપક હોય છે. જ્યારે જ્યારે પશુની અંધપ્રેરણા પોતાનું નિયત ક્ષેત્ર છોડીને કાર્ય કરવા પ્રયત્ન કરે છે ત્યારે ત્યારે બુદ્ધિના કરતાં પણ વધારે અંધદશામાં તે આવી પડે છે અને ઈંદ્રિયના સ્પર્શોના અનુભવની શ્રેણી દ્વારા જ તે જ્ઞાન મેળવી શકે છે. માનવમાં જે માનસિક અંતરજ્ઞાન જાગ્રત થાય છે તે દૃષ્ટિને લગતું હોય છે, ઈંદ્રિયોના માત્રસ્પર્શોવડે પ્રાપ્ત કરેલું હોતું નથી. અર્થાત્ તેનું તેજ બુદ્ધિ ઉપર પડે છે, ઇંદ્રિયોથી દોરાતા મન ઉપર નહિ. વળી તે જ્ઞાનમાં આત્મચેતના અને આલોક યાને જ્ઞાનપ્રકાશ હોય છે, અર્ધ અવચેતનામાં પડેલ અંધ તેજ હોતું નથી. તે પોતે જ કાર્ય કરે છે. પરંતુ યંત્રની પેઠે તેનું કાર્ય જડ હોતું નથી. પશુની અંધપ્રેરણાની પેઠે અંતરજ્ઞાન પણ પરિમિત હોય છે, અર્થાત્ પશુમાં જેમ જીવન માત્રની ઉપયોગિતાનો હેતુ તેની અંધપ્રેરણામાં મુખ્ય હોય છે તેમ મનનું અંતરજ્ઞાન પણ જ્ઞાનના કે તપશ્ચક્તિના હેતુથી મર્યાદિત હોય છે. જ્યારે બુદ્ધિ અંતરજ્ઞાનનો ઉપયોગ કરવાનો અથવા તો તેમાં વધારો કરવાનો પ્રયત્ન કરે છે, ત્યારે તેની ટેવ પ્રમાણે તે સત્ય અને અસત્યનો ખીચડો કરે છે. બુદ્ધિ અંતરજ્ઞાનની આજુબાજુ ઇંદ્રિયોના સંસ્કારોની અથવા માનસિક વિચારોની વાડ બાંધે છે, અથવા તો તેના ઉપર અસત્યનો ઢોળ ચઢાવે તો તે અંતરજ્ઞાનને વિકૃત કરી મૂકે એટલું જ નહિ પરંતુ સત્યમાંથી અસત્યનું રૂપ આપે છે. તેથી કરીને અંતરજ્ઞાન

જ્યારે સૌથી વધારે સમર્થ હોય છે ત્યારે પણ આપણને પરિમિત જ્યોતિ જ આપે છે. અલબત્ત, તે જે આપે છે તે ઘણું જ સમર્થ હોય છે. અંતરજ્ઞાનનો દુરુપયોગ થતાં જ તે ગુંચવાડા અને અવ્યવસ્થા પેદા કરે છે, જ્યારે બુદ્ધિ પોતાના ચીલામાં ચાલીને એવા ગુંચવાડાઓથી દૂરની દૂર જ રહે છે. બુદ્ધિ એ પ્રમાણે પોતાના પરિમિત ક્ષેત્રમાં ગોંધાઇ રહે એ તેના પોતાના કામને માટે સારું છે, પરંતુ સંપૂર્ણ આંતર સત્યનું જ્ઞાન મેળવવા માટે તો તે ન જ ચાલે.

અંતરજ્ઞાન અને બુદ્ધિ :

જેમ જેમ આપણે બુદ્ધિના ઉપર ઓછો આધાર રાખીએ છીએ, તેમ તેમ અંતરજ્ઞાનનું કાર્યક્ષેત્ર વધારે ને વધારે કેળવાતું અને વિશાળ થતું જાય છે. હમણાં આપણું મન જેમ અંતરજ્ઞાનના છૂટાછવાયા ચમકારાઓને પકડીને વિચારમાં તેનો નિપાત કરે છે, તથા તેની આજુબાજુ બુદ્ધિના સ્ફટિકો તૈયાર કરે છે, તે જ પ્રમાણે આપણે ધારીએ તો તેને અંતરજ્ઞાનના સતત પ્રવાહમાં જ વિહાર કરવાની ટેવ પાડી શકીએ. ઇંદ્રિયસંસ્કાર યાને વસ્તુઓના બાહ્ય સ્વરૂપ ઉપર આધાર રાખનારું સ્થૂલ મારફત મળતું જ્ઞાન, આપણી બુદ્ધિમાંથી આપણે જેમ જેમ દૂર કરીશું તેમ તેમ બુદ્ધિ શુદ્ધ થતી જશે અને અંતરજ્ઞાન સતત જાગ્રત રહી શકશે. વળી, પ્રાણશક્તિમાંથી કામનાઓ,

ઇચ્છાઓ અને આવેશોને દૂર કરીશું તથા બુદ્ધિને તેની જૂની ઘરેડમાંથી, તેના જૂના પડેલા અને સ્વીકારેલા વિચારોના, અભિપ્રાયોના, ચીલામાંથી મુક્ત કરીશું તેમ તેમ અંતરજ્ઞાનજન્ય ઇંદ્રિય, યાતો બાહ્ય પદાર્થો પ્રત્યે સૂક્ષ્મ દૃષ્ટિ, અંતરજ્ઞાનની તપઃશક્તિ, અને તેનામાંથી જન્મેલી ભાવના તેમનું સ્થાન લે છે. પરંતુ શરીર, પ્રાણ અને મનનાં ત્રિવિધ બંધનોમાં જકડાયલી માનવ ચેતના માટે આ કાર્ય કાંઇ સહેલું નથી. સત્ય અને અસત્યના સ્તંભ જોડે માનવ આત્મા મન, પ્રાણ અને શરીરનાં ત્રિવિધ દોરડાંઓથી બંધાયો છે. આ વિચારને વેદમાં શુનઃશેપ યજ્ઞમાંના યુપ જોડે ત્રણ બંધનોથી બંધાયો હતો એ રૂપકમાં દર્શાવ્યો છે.

## વિજ્ઞાન, મન, પ્રાણ અને શરીર :

*ઉપર જણાવ્યા પ્રમાણે અંતરજ્ઞાનને સતત જાગ્રત* રાખી શકીએ તોપણ તે વિજ્ઞાન તો ન જ કહી શકાય. વિજ્ઞાનનું ફક્ત પ્રતિબિંબ જ કહી શકાય. અંતરજ્ઞાનની શક્તિ અને વિજ્ઞાન વચ્ચે જે ભેદ રહેલો છે તેને રૂપક અને પ્રતીકનો આશ્રય લીધા સિવાય બીજી કોઈ રીતે સ્પષ્ટપણે દર્શાવી શકીએ તેમ નથી. વેદમાં સૂર્યને વિજ્ઞાનનો પ્રતિનિધિ ગણવામાં આવ્યો છે. અને મન, પ્રાણ તથા શરીરને આકાશ, અંતરિક્ષ અને પૃથ્વી તરીકે અનુક્રમે ગણવામાં આવે છે. હવે પૃથ્વી ઉપર, શારીરિક અથવા અન્નમય

દેહમાં રહેનાર, અંતરિક્ષમાં ચરનાર, અથવા તો આકાશમાં ઉડનાર, મનોમય પુરુષ પણ હજી સૂર્યનાં કિરણોમાં જ વિચરે છે; તે કાંઈ સૂર્યના તેજસ્વી ગોળામાં ગયો ન ગણી શકાય. એવો માણસ સૂર્યના તેજનું જેવું પ્રતિબિંબ પોતાની ઇન્દ્રિયોમાં પડે છે તેવું જોઈ શકે છે. અર્થાત્ તે પ્રતિબિંબમાં તેજને ગ્રહણ કરનાર ઇંદ્રિય વગેરે કરણોના દોષ આવવાનો સંભવ છે, એટલું જ નહિ પરંતુ તેના કરણોની પરિમિતતા પણ તે જ્ઞાનમાં આવવાનો સંભવ રહેલો છે. પરંતુ વિજ્ઞાનમય પુરુષ તો સૂર્યમાં જ રહે છે. તે તો ऋतं ज्योतिः "સત્ય તેજમય" સૂર્યના શરીરમાં જ જીવે છે. તે સૂર્યને પોતાના જ આત્મા તરીકે જાણે છે, એટલું જ નહિ પરંતુ તે સૂર્યનાં કિરણો જ્યાં જ્યાં પડે છે તે તે સકલ સ્થાનનું જ્ઞાન પણ તેને પ્રાપ્ત થાય છે. અર્થાત્ મન, પ્રાણ અને શરીરના પ્રત્યેક કાર્યનું સત્ય તે જાણે છે તથા સર્વ વસ્તુઓને પણ તે સમજે છે. વળી, તે જ્ઞાન એ પોતાની માનસિક દૃષ્ટિ દ્વારા મેળવતો નથી, પરંતુ વિજ્ઞાન સૂર્યને જ પોતાની દૃષ્ટિ તરીકે વાપરીને મેળવે છે. વેદમાં સૂર્યને "દેવતાઓના નેત્ર" "तच्चक्षुर्देवहितम्" તરીકે વર્ણવવામાં આવે છે. મનોમય પુરુષમાં અંતર્જ્ઞાન જાગ્રત થયા છતાં પણ સત્યનું જ્ઞાન તો પ્રતિબિંબ દ્વારા અને મનનાં બંધનોની મર્યાદાઓમાં રહીને જ મેળવી શકાય છે, જ્યારે વિજ્ઞાનમય પુરુષ પોતે વિજ્ઞાન દ્વારા જ સર્વ જ્ઞાન મેળવી

લે છે. અર્થાત્ તેનું જ્ઞાન તેના પોતાના સ્વરૂપમાંથી અને પોતાની સ્વાભાવિક સ્વયંપ્રકાશિત ચેતન ક્રિયામાંથી જ પ્રાપ્ત કરેલું હોય છે. વિજ્ઞાન એ દિવ્ય જ્ઞાન છે, માનવ જ્ઞાન નથી; અને તે સીધેસીધું મળે છે, માનવના જ્ઞાન પેઠે આડકતરા ઉપાયોથી મળતું નથી.

## વિજ્ઞાન અને બુદ્ધિનાં કાર્યોમાં ભેદ :

હવે વિજ્ઞાનનું સ્વરૂપ વર્ણવતાં આપણે બુદ્ધિના કાર્યની સાથે તેનો મુકાબલો કરીને જ તેનો કાંઈક ખ્યાલ આપી શકીશું, અને તે પણ એવા શબ્દોમાં કે જે અનુભવની મદદ વિના ભાગ્યેજ સમજી શકાય. બુદ્ધિથી પર આવી રહેલા વિજ્ઞાનને તે વળી બુદ્ધિથી પ્રેરિત ભાષા કેવી રીતે વર્ણવી શકે ? મનોમય બુદ્ધિ અજ્ઞાનમાંથી જ્ઞાન પ્રત્યે ગતિ કરે છે; વિજ્ઞાનમાં સત્યનું જ સીધેસીધું અને સદા દર્શન થાય છે. બુદ્ધિ બાહ્ય સ્વરૂપ સ્વીકારીને તેની પાછળ રહેલા સત્યને જાણવાને મહેનત કરે છે· બુદ્ધિને બાહ્ય સ્વરૂપ ઉપર થોડાઘણો પણ આધાર હમેશાં રાખવો પડે છે. ત્યારે વિજ્ઞાન સત્યથી જ આરંભ કરે છે, અને બાહ્ય સ્વરૂપને તે સત્યના પ્રકાશમાં દર્શાવે છે. બુદ્ધિ અનુમાન વડે તર્ક કરે છે અને નિર્ણયો બાંધે છે; વિજ્ઞાન સત્યનું સાક્ષાત્ દર્શન કરે છે, અને પ્રેરણાથી સર્વ વસ્તુઓને જાણે છે. આપણી સ્થૂલ દૃષ્ટિ યાને આપણાં ચર્મચક્ષુઓ, સ્થૂલ વસ્તુઓનાં

સ્વરૂપને જે પ્રમાણે જુવે છે, તે જ પ્રમાણે વિજ્ઞાન સર્વ વસ્તુઓમાં રહેલા સત્યને પ્રત્યક્ષ જોઈ અને જાણી શકે છે. વળી, આપણી સ્થૂલ ઇન્દ્રિયો તેના વિષયો જોડે સંબંધમાં આવવા માટે જેમ તેમનો સ્પર્શ કરે છે, તે પ્રમાણે વિજ્ઞાન સર્વ પદાર્થો જોડે તાદાત્મ્ય સાધીને તેમને પોતાના રૂપે જ જુવે છે. અર્થાત્ માણસ પોતાના અસ્તિત્વને જેમ અનુભવથી જાણે છે તેમ વિજ્ઞાન સર્વ વસ્તુઓને પોતા સ્વરૂપે જાણે છે. ઇંદ્રિયો જે જ્ઞાન બુદ્ધિને આપે છે તે જ બુદ્ધિને "પ્રત્યક્ષ" હોય છે, બાકીનું તેનું જ્ઞાન પરોક્ષ હોય છે. પરંતુ વિજ્ઞાનમા તો સર્વ પ્રકારનાં સત્ય "પ્રત્યક્ષ" જ હોય છે. બુદ્ધિ જે જ્ઞાન પ્રાપ્ત કરે છે તેની આજુબાજુ એક પ્રકારની સંશયની છાયા, કોઈક અપૂર્ણતા, તમમનું, અજ્ઞાનનુ યા તો અર્ધજ્ઞાનનું પરિચક આવી રહેલું લાગે છે. વધારે જ્ઞાન પ્રાપ્ત થતાં, તેમાં ફેરફાર થવાની યા તો તેનો સમૂળો છેદ ઉડી જવાની ધાસ્તી રહે છે. એથી ઉલટું વિજ્ઞાનમાં મળતું જ્ઞાન સંશયરહિત, સ્વયંભૂ, સ્વયંપ્રકાશિત અને પ્રત્યક્ષ હોય છે.

## બુદ્ધિનાં કરણો અને તેના વિજ્ઞાનમાં પ્રતિનિધિઓ :

બુદ્ધિનું પ્રથમ કરણ છે અવલોકન, સામાન્ય વિશ્લેષણકારી અને સમન્વયસાધક અવલોકન. વળી, તુલના, વિરોધ અને સાદૃશ્યની પણ તે મદદ લે છે. વળી, અનુ-

અવલોકનથી અને પ્રયોગથી શરૂઆત કરીને તે અનુમાન દોરે છે અને અનુમાન અને નવ પરથી સિદ્ધાંત બાંધીને તેનો પણ ઉપયોગ કરે છે. બુદ્ધિજન્ય જ્ઞાનનો આધાર સ્મરણશક્તિ ઉપર પણ રહેલો છે અને કલ્પનાશક્તિની સહાયથી તે પોતાની મર્યાદાને વટાવી શકે છે અને તર્કજનિત નિર્ણય બાંધીને તે નિશ્ચિંત બની રહે છે. અર્થાત્ બુદ્ધિની આખી ક્રિયા અંધારામાં માર્ગ ઢુંઢવા જેવી અનિશ્ચિત હોય છે. પરંતુ વિજ્ઞાન એ પ્રમાણે ફાંફાં મારતું નથી, વિજ્ઞાન તો આત્મસંકલ્પ હોય છે; અને જો કે તેને જ્ઞાનજ્યોતિ ચેતાવવાની હોય છે તોપણ તે શોધવા પ્રયત્ન કરતું નથી, પરંતુ સ્વયંપ્રકાશિત જ્યોતિને તે પ્રત્યક્ષ કરે છે. બુદ્ધિમાંથી વિજ્ઞાન પ્રત્યે પ્રગતિ કરતી ચેતનામાં કલ્પનાશક્તિને ઠેકાણે ધીમેધીમે સત્યપ્રેરણા ઉદ્ભવતી જાય છે, નિર્ણયને ઠેકાણે સ્વયંપ્રકાશિત વિવેકનું દર્શન થાય છે, અને કારણને અંતે કાર્ય તથા નિર્ણય બાંધવાની તર્કની ક્રિયાને બદલે ત્વરિત અંતરજ્ઞાન પ્રગટ થાય છે; અને તેથી તે નિર્ણય પણ સિદ્ધ ક્રિયા જેવા જણાય છે. વળી, તે નિર્ણયની પૂર્તિમાં જે સાબિતીઓ હોય છે તે બધી વિજ્ઞાનમા આપણને કારણ રૂપે નહિ પરંતુ સંજોગો અને સંબંધો રૂપે જણાય છે. અવલોકનશક્તિને બદલે વિજ્ઞાનમાં "દૃષ્ટિ" પ્રાપ્ત થાય છે, જે કેવળ વસ્તુને જ નહિ પરંતુ તેમાં રહેલ સત્યને જુવે છે અને આપણી અનિશ્ચિત સ્મરણશક્તિને બદલે સત્યની જ્યોતિર્મય

પ્રાપ્તિ થાય છે અને તે આપણને જ્ઞાનના ભંડાર રૂપે નહિ પરંતુ આપણી ચેતનામાં હમેશાં સમાયલી વસ્તુ તરીકે જણાય છે.

## બુદ્ધિ અને વિજ્ઞાન યાને અતિ–માનસ વચ્ચે ભેદ :

બુદ્ધિ, કાલના ક્ષેત્રમાં એક ક્ષણથી બીજી ક્ષણ પ્રત્યે ગતિ કરે છે, અને તે જ્ઞાન પ્રાપ્ત કરે છે ને પાછું ગુમાવે છે, અને વળી પાછું મેળવે છે; જ્યારે વિજ્ઞાન કાલને–ભૂત વર્તમાન અને ભવિષ્યને–એક સળંગ સાંકળમાં જોડાયલા જુવે છે. વિજ્ઞાન સમગ્રથી શરૂઆત કરી જુદા જુદા વિભાગોને સમગ્રની સાથે જોડાયલા જુવે છે. બુદ્ધિ સમગ્રતાને નહિ, પરંતુ કેવળ વિભાગોને જ જોઇ શકતી હોવાથી તે વિભાગોનું પૃથક્કરણ તથા એકીકરણ કરીને જ સમગ્રનું જ્ઞાન મેળવી શકે છે. એ પ્રમાણે ન કરે તો બુદ્ધિ સમગ્રતાને પહોંચી શકતી જ નથી અને તેનો ખ્યાલ પણ અપૂર્ણ અને અસ્પષ્ટ રહે છે. બુદ્ધિ હમેશાં પદ્ધતિ, રીતિ, ગુણ વગેરે જાણવાનો પ્રયત્ન કરે છે, અને તેમની મારફત જ પદાર્થના શુદ્ધ મૂળ સ્વરૂપનો ખ્યાલ મેળવવા પ્રયત્ન કરે છે; ત્યારે વિજ્ઞાન તો પદાર્થનું મૂળ સ્વરૂપ જાણે છે એટલું જ નહિ પણ તેનો સનાતન આદિ સ્વભાવ પણ તે જાણતું હોઈ તેનાં કાર્ય, વિકાર, પદ્ધતિ વગેરેને તેના આવિર્ભાવ તરીકે જુવે છે. વળી, બુદ્ધિ દ્વૈતમાં વસે છે, યાને પ્રત્યેક વસ્તુને

જુદી ગણીને કાલ અને દિશાના જુદા જુદા ટુકડાઓમાં તેને ધટાવે છે. બુદ્ધિમાં અદ્વૈત સ્થાપવું હોય તો તે સર્વ વસ્તુના સરવાળાને પરિણામે અથવા તો ભેદનો વિનાશ કરીને અથવા તો સામાન્ય એક વિચારની સ્થાપનાને પરિણામે થાય છે; ત્યારે વિજ્ઞાન અદ્વૈતમાં જ વિલસતું હોઇ અદ્વૈતથી જ તે શરૂઆત કરે છે, અને દ્વૈત જુવે છે તો પણ એકતાનાં કાર્ય તરીકે જ જુવે છે. અર્થાત્ વિજ્ઞાન ભેદને સત્ય ગણીને પ્રત્યેક પદાર્થને એકતાથી વિખૂટો જોતું નથી. બુદ્ધિ શાંત અને પરિમિત પદાર્થ સાથે જ વ્યવહાર બાંધી શકે છે, અનંત આગળ તે નિરાધાર થઇ રહે છે, કારણકે બુદ્ધિને અનંતનો ખ્યાલ આવી શકતો નથી. તે તો પરિમિત વ્યક્તિત્વના ક્ષેત્રને અનંતગણું વિસ્તારી તેના ઉપરથી અનંતનો ખ્યાલ બાંધે એટલું જ. અર્થાત્ બુદ્ધિને અનંતનો ખ્યાલ પણ મુશ્કેલીથી આવી શકે છે અને તેને તે પકડી શકતી તો નથી જ. પરંતુ વિજ્ઞાન અનંતમાં જ અસ્તિત્વ ધરાવે છે, અનંતથી જ આરંભ કરે છે, અને શાંત, પરિમિત પદાર્થોને અનંતના કાર્ય તરીકે, અને અનંતના અર્થમાં, જાણે છે.

વિજ્ઞાન જ્ઞાન અને શક્તિ સ્વરૂપ છેઃ તે સૂર્ય છે, તે પ્રજાપતિ છે:

પણ આ રીતે બુદ્ધિની સાથે સરખામણી કરવાની

અપૂર્ણ રીતે નહિ પરંતુ સ્વતંત્ર રીતે જ વિજ્ઞાનનું પોતાનું સ્વરૂપ વર્ણવીએ તો ? તો એજ કે એને માટે યોગ્ય શબ્દો જ આપણને જડે નહિ, આપણે ફક્ત રૂપકો અને પ્રતીકોથી જ ચલાવી લેવું પડે. વળી, આપણે એ પણ યાદ રાખવાનું છે કે વિજ્ઞાનમય ભૂમિકા એ કાંઇ આપણી છેક ઉંચામાં ઉંચી ભૂમિકા નથી. પરંતુ સત્, ચિત્ અને આનંદની ત્રણ ઊર્ધ્વ ભૂમિકાઓ તથા મન, પ્રાણ અને શરીરના નિમ્ન ત્રિલોકની ભૂમિકાઓ વચ્ચે સાંકળરૂપે આવી રહેલી તે એક દિવ્ય ભૂમિકા છે. સચ્ચિદાનંદ પોતાની સત્-તાની સકળ જ્યોતિ વિજ્ઞાનમાં એકત્ર કરી જ્ઞાન, શક્તિ અને આનંદ રૂપે આત્મા ઉપર તે રેલાવે છેઃ જેમ સૂર્યના ગોળામાં અનંત તેજ એકત્ર થઇને તેના ઉપર આધાર રાખનાર સર્વ પદાર્થો ઉપર તે રેલાય છે, આબેહૂબ તેજ પ્રમાણે વિજ્ઞાનમાં અસ્તિત્વનું થાય છે. વિજ્ઞાન કેવલ જ્યોતિ-જ્ઞાન-સ્વરૂપ નથી, તે શક્તિસ્વરૂપ પણ છે. તે સર્જક જ્ઞાન છે, દિવ્ય મનની અસરકારક ભૂમિકા છે ! વિજ્ઞાનમાં જે દિવ્ય ભાવના ઉદ્ભવે છે તે કાંઇ સર્જક કલ્પનાશક્તિ જેવી નથી હોતી, પરંતુ તે સત્યજ્યોતિ ઋતં જ્યોતિ છે, તે સત્ય સંકલ્પ છે. વિજ્ઞાનના પોતાનામાં જે શકયતાઓ બીજ રૂપે રહેલી છે તે સઘળીને તે દિવ્ય ભાવના વ્યક્ત કરે છે; તે કાંઇ અભાવમાંથી ભાવ ઉત્પન્ન કરતું નથી. જેવો ભાવ તેવું જ ભાવનું પરિણામ. સતની ચેતનામાંથી પ્રસરતો જ્યોતિર્મય પદાર્થ તે વિજ્ઞાનનો

ભાવ છે. તેનું એકેએક કિરણ સત્યમય જ હોય છે. વિજ્ઞાનની તપઃશક્તિ પણ ચિન્મયી શક્તિ છે. તે અમોઘ રૂપોનાં બીબાંમાં પોતાની ચેતનાને અને તત્ત્વોને ઢાળનાર સચેતન બળ છે વિજ્ઞાનનો વિચાર આપોઆપ તે તે સ્વરૂપના સ્વભાવને પરિણામે જ સિદ્ધ થાય છે. વિજ્ઞાનમાં એ પ્રમાણે સર્જક તપઃશક્તિ રહેલી છે, તેટલા માટે જ તો વેદમાં તેને સૂર્યનું રૂપક આપીને પિતાની-સવિતાજ્યોતિ તરીકે વર્ણવ્યું છે. તેનું સર્જન આનંદમાંથી પ્રેરિત હોય છે. તેની સૃષ્ટિ તેના પોતાનામાં સમાયલા આનંદથી અને શક્તિથી પ્રકાશિત હોય છે. એટલા માટે વિજ્ઞાનનું જગત ऋतम् અને भद्रम्–સત્ય અને કલ્યાણકારક-કહેવામાં આવે છે; કારણકે વિજ્ઞાનની અતિમાનસની આખી સૃષ્ટિમાં સર્વ પદાર્થો આનંદમાં ભાગ લે છે. મતલબ કે દિવ્ય જ્ઞાન, દિવ્ય તપઃશક્તિ અને દિવ્ય આનંદને ધારણ કરી તથા એકત્ર કરી જ્ઞાન તપઃશક્તિ અને આનંદના કાર્યરૂપે તેમને બહાર વ્યક્ત કરવા એજ વિજ્ઞાનમય પુરુષની પ્રકૃતિ યાને સ્વભાવ, છે.

### વિજ્ઞાનની ત્રણ શક્તિઓ :

આ પ્રમાણે વિજ્ઞાનની ત્રણ શક્તિઓ છે તે આપણે જોયું. પ્રથમ તો વિજ્ઞાન તે અનંત સત્, ચિત્ અને આનંદને પોતાનામાં ધારણ કરે છે, તેથી સચ્ચિદાનંદનું

પોતાનું જ્ઞાન તે જ વિજ્ઞાનનું ઉત્તમોત્તમ સ્વરૂપ. બીજું, તે સ્વરૂપ પ્રાણી પદાર્થોને ચૈતન્યઘન અથવા તો "ચિદ્ઘન" સ્થિતિમાં એકત્ર કરે છે; અર્થાત્ તેમાં દિવ્ય ચૈતન્ય, બીજ અવસ્થામાં, હોઈ દિવ્ય ભાવના, દિવ્ય સૃષ્ટિ તથા દિવ્ય પ્રકૃતિનાં બીજ પણ રહેલાં હોય છે. ત્રીજું, દિવ્ય જ્ઞાન, તપઃશકિત અને આનંદને વિજ્ઞાન વિશ્વની એકસૂરતામાં રેલે છે. અર્થાત્ મનોમય પુરૂષ વિજ્ઞાનમય ભૂમિકાને પ્રાપ્ત કરતાં આ ત્રણ શક્તિઓને મેળવે છે. વિજ્ઞાનમાં મનોમય પુરૂષનું માનસિક જ્ઞાન, દિવ્ય જ્ઞાન, તપઃશકિત અને આનંદના સ્વરૂપમાં રૂપાંતર પામે છે. તેનું ચૈતન્ય ચિદ્ઘન સ્થિતિમાં રૂપાંતર પામી જાય છે, અને તે પોતાના અસ્તિત્વને વિજ્ઞાનમય સત્ય પુરૂષમાં, યાને સચ્ચિદાનંદના સ્વરૂપમાં, પરિવર્તન પમાડે છે. એની વિજ્ઞાનમય પ્રકૃતિ અને ક્રિયા તે સચ્ચિદાનંદમાંથી ઉત્પન્ન થાય છે. "पुषन्नेकर्षे यम सूर्य प्राजापत्य व्यूह रश्मीन्समूह तेजोयत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि योऽसावसौ पुरुषः सोऽहमस्मि ॥" (ઇશ૦)–"હે પોષણ કરનાર! હે એકમાત્ર ઋષિ! હે યમ! હે સૂર્ય! તું પ્રજાપતિની શકિતરૂપ છે! તારાં કિરણોને એકત્ર કર! તારૂં તેજ ભેગું કર! તારી જ્યોતિ એ સૌથી વધારે કલ્યાણકારક સ્વરૂપ છે! તે હું તારામાં જોઉં છું. તેમાં જે પુરૂષ છે તેજ હું છું." ઇશોપનિષદ્‌ના એ સોળમા મંત્રમાં એ શકિતઓનું વર્ણન

કરવામાં આવ્યું છે. તેમાં વ્યૂહ એટલે સર્વ કિરણોને ભેગાં કરી બરાબર ગોઠવવાની ક્રિયા; સમૂહ એટલે વિજ્ઞાનરૂપી સૂર્યના તેજોમય શરીરમાં તે કિરણોને એકત્ર કરવાં તે; અને ત્રીજું સૂર્ય–વિજ્ઞાન–માં રહેલા ઉત્તમોત્તમ પુરુષનું કલ્યાણકારક દર્શન કરી તેની સાથે આપણો આત્મા એક છે એમ અનુભવવું.* વિજ્ઞાનમાં આત્માને કેવો અનુભવ થતો હશે? ઊર્ધ્વભૂમિકાઓમાં રહેલા પરમાત્મા સાથે માનવના આત્માની એકતા થાય છે અને તેનો આત્મા તેમાં જ જીવે છે; પ્રભુની અનંતશક્તિ તથા સત્ય–આત્માની દિવ્યપ્રકૃતિ સાથે તે એકરૂપ બને છે; અને દિવ્યજ્ઞાન, આનંદ અને તપઃશક્તિનું ચોગરદમ ફેલાતું તેજ આત્માની પ્રકૃતિમાં સ્વાભાવિક રીતે જ વહેવા માંડે છેઃ આવો કાંઈક અનુભવ વિજ્ઞાનમાં આત્માને થાય છે.

---

* વેદમાં વિજ્ઞાનને ૧. ऋतम् ૨. सत्यम् ૩. बृहत् કહેવામાં આવે છે. અર્થાત્ ૧. ऋतम् એટલે દિવ્યજ્ઞાન, દિવ્ય તપ.શક્તિ અને દિવ્ય આનંદનું સત્ય અનુસાર કાર્ય; ૨ सत्यम् એટલે ઋતમ્‌ના કાર્ય પ્રમાણે અસ્તિત્વનું જે સત્ય ફળે છે તે; ૩. बृहत् એટલે સચ્ચિદાનંદની જે અનંતતામાંથી એ બંને ઉત્પન્ન થાય છે તે.

## પ્રકરણ ૧૦ મું

# વિજ્ઞાનમય ભૂમિકા

### બુદ્ધિની જ્ઞાન તથા અનુભવપ્રાપ્તિ :

જ્ઞાન એ વિજ્ઞાનનું પ્રથમ તત્ત્વ છે એ ખરું, તથાપિ તે કાંઈ એનું એક જ તત્ત્વ નથી. બીજી ભૂમિકાઓની પેઠે વિજ્ઞાનમાં પણ જ્ઞાન જ તેની મુખ્ય કુંચી હોય તેના ઉપર જ એની બધી ક્રિયાઓનો આધાર રહેલો છે. પરંતુ વિજ્ઞાન તો અસ્તિત્વની બીજી શક્તિઓને પણ સ્વીકારી તેમના સ્વભાવને નવાં બીબાંમાં ઢાળી તેમનું સમૂળગું પરિવર્તન કરી નાંખી તે બધાંને વિજ્ઞાનના સર્વોપરી મૂળતત્ત્વને અનુકૂળ બનાવે છે. મનોમય ભૂમિકામાં બુદ્ધિ જ સર્વથી શ્રેષ્ઠ તત્ત્વ ગણી શકાય. મનોમય પુરુષ એટલે બુદ્ધિપ્રધાન ચૈતન્ય. તે મનોમય પુરુષ જ બુદ્ધિનું કેન્દ્ર તથા તેની જુદી જુદી ક્રિયાઓનું મથક છે. બુદ્ધિને સ્વીકારનાર તથા તેને બહાર કામે મોકલનાર પણ તે જ છે. મન બુદ્ધિ દ્વારા પોતાનું

તેમજ બીજાંઓનું અસ્તિત્વ પણ જાણે છે; પોતાનાં તેમજ બીજાંઓના સ્વભાવ અને ક્રિયાઓ પણ તે બુદ્ધિ વડે જાણે છે. વળી, વસ્તુઓ, પ્રાણીઓ, વગેરેના નિયમો પણ તે બુદ્ધિથી જાણે છે, અને તે પદાર્થ અને પ્રાણીઓનો અન્યોન્ય તેમજ પોતાની સાથેનો સંબંધ પણ તે બુદ્ધિથી જ જાણે છે. મનોમય પુરૂષનો અસ્તિત્વનો અનુભવ એટલામાં આવી જાય છે. અસ્તિત્વ કે જીવન જેટલે અંશે પોતાની ઇન્દ્રિયો ઉપર સંસ્કાર પાડીને બુદ્ધિથી ગમ્ય બને છે, તેટલે અંશે જ, મનોમય પુરૂષ તેમને જાણી શકે છે. જે વસ્તુના સંસ્કાર તેની ઇન્દ્રિયોના ઉપર પડતા નથી, અથવા તો જે વસ્તુ તેના મનમાં વિચારરૂપે આવી શકતી નથી, તે વસ્તુ બુદ્ધિને તો અસત્ હોય છે. માનવ મનોમય પ્રાણી છે એ ખરૂં, પરંતુ તે પદાર્થ યાને સ્થૂલ તત્ત્વમાં પૂરાયેલો હોવાથી તેને પોતાના વિકાસ માટે સ્થૂલ ઇન્દ્રિયોના સ્થૂલ સંસ્કારોથી જ શરૂઆત કરવી પડે છે. એ સંસ્કારો સ્થૂલ જગતના સ્પર્શના વાહક છે. મનની શક્તિથી તે જ્ઞાનપ્રાપ્તિની શરૂઆત કરી શકતો નથી. પરંતુ જે ઇન્દ્રિયજન્ય સંસ્કારો તેને મળે છે તે બધા પણ, જ્યાંસુધી બુદ્ધિ તેમને સ્વીકારીને પોતાના ઉપયોગમાં લાવતી નથી, ત્યાંસુધી કંઈ કામના હોતા નથી. પ્રાણીઓમાં જે પ્રાણમય કાર્ય–પ્રતિકાર્ય, અથવા તો નાડીઓનું કાર્ય–પ્રતિકાર્ય, ચાલી રહ્યું હોય છે તે માનવમાં કામના તથા બુદ્ધિપ્રધાન તપશક્તિનું સ્વરૂપ લે છે. અસ્તિત્વનો આનંદ માનવમાં

સુખનું સ્વરૂપ ધારણ કરે છેઃ તેનું વિપરીત સ્વરૂપ જ દુઃખ કહેવાય છે. અર્થાત્ એ સુખ દુઃખનો અનુભવ, લાગણીમાં થતાં આનંદના અને આનંદના અભાવના સંસ્કારને લીધે થાય છે. એટલે તે પણ આનંદ, અથવા તેના અભાવરૂપે, બુદ્ધિનું જ કાર્ય થયું. આ બધા અનુભવો મનની શક્તિઓને–મનનાં કરણોને–આધીન છે. તેથી મનુષ્યથી પર અને તેની ચારેબાજુ આવી રહેલું વિરાટ અસ્તિત્વ જેમાં તે પોતે જીવન ધારણ કરી રહ્યો છે, તે વિરાટ આત્મા તેની બુદ્ધિની કક્ષામાં આવે નહિ, ત્યાંસુધી તે અસ્તિત્વમાં છે જ નહિ એવું તે માને છેઃ અને જ્યાંસુધી તેની બુદ્ધિમાં એ અનંતનો ખ્યાલ અને પરાત્પર પુરૂષનું ચેતન્ય જ્ઞાનપૂર્વક ઉતરે નહિ ત્યાંસુધી તેને મન તે એવું જ–અસત–રહે છે.

## વિજ્ઞાનમય ચેતનાનાં લક્ષણો :

વિજ્ઞાનમય ભૂમિકા તો સ્વાભાવિક રીતે જ સત્ય ચૈતન્યમાં સ્થિત, ઋતચિત, હોય છે. સર્વ પદાર્થનું કેન્દ્ર અને વિરાટ સત્ય તેમાં જ સમાયલું હોઈ, સર્વ વસ્તુઓમાં વ્યાપી રહેલા તેના સત્યધર્મને ચારેબાજુ પ્રસારવાનું સાધન પણ તે જ છે. સર્વ વસ્તુઓમાં રહેલું જે સત્ય આપણને વિજ્ઞાનમાં પ્રાપ્ત થાય છે તે સર્વની એકતા રૂપે જ હોય છે; અર્થાત્ તેમાં આપણને અદ્વૈત જ સ્વયંસિદ્ધ જણાય છે. અનેકતા અથવા વિવિધતા તે અદ્વૈતમાંથી ઉત્પન્ન થાય છે, અને તે

નાનાત્વમાં યે એકતા વ્યાપી રહેલી હોય છે. વિવિધતામાં રહેલી એ એકતા સનાતન અને અખંડ હોય છે. વિજ્ઞાનમય ભૂમિકાની અવસ્થામાં આપણે સર્વ અસ્તિત્વ અને સર્વ પ્રાણીઓ જોડે તાદાત્મ્ય ભોગવીએ છીએ. અર્થાત્ આપણે વિરાટ યાને વિશ્વવ્યાપી, તથા વિશ્વવિદ્ થઇએ છીએ. વિજ્ઞાનમય પુરૂષ સ્વભાવથી જ અનંતની ચેતના ધારણ કરતો હોય છે. તેને ખયો વખત, આખું વિશ્વ પોતાનામાં સમાયલું છે એવો અનુભવ થતો હોય છે. મનોમય પુરૂષની પેઠે તે વિશ્વના એક ભાગ તરીકે વિશ્વમાં સમાઇ ગયલો હોતો નથી. તેથી કરી, વિજ્ઞાનચેતનાની પ્રાપ્તિને માટે અહંમાંથી મુક્ત થઇ જવું એ પ્રથમ પગલું છે. જ્યાંસુધી આપણે અહંતાના બંધનમાં જકડાયલા છીએ ત્યાંસુધી ઊર્ધ્વ વાસ્તવિકતાના સાક્ષાત્કારોની આશા કરવી વ્યર્થ છે! દ્વૈતભાવપ્રધાન મન દ્વારા પણ માનવચેતના વિજ્ઞાનની ભૂમિકાને અંશત પ્રાપ્ત કરે છે ત્યારે પણ અહંતાનો સહેજ પણ ખ્યાલ આવતાં જ તે પાછુ પોતાની પરિમિત દશામાં આવી પડે છે, કારણકે તેમ કરવાથી ભેદભાવવાળા મનના અજ્ઞાનમાં તે જાય છે. પોતાના સમસ્ત અસ્તિત્વને વિરાટ ચૈતન્યમાં સ્થિર કરવાની શક્તિ પ્રાપ્ત થાય ત્યારે જ વિજ્ઞાનની ભૂમિકામાં જઈ શકાય. આપણે સર્વની સાથે આપણી જાતની એકતા અનુભવવી જોઇએ. "તેઓ" એટલે જ "આપણે" એવો ભાવ સ્થિર કરવો જોઇએ અર્થાત્ તેમને આપણી

જાતની પેઠે જ ગણવા જોઇએ; તેમનું ચૈતન્ય તે જ આપણું ચૈતન્ય એમ સમજવું જોઇએ, તેમની શક્તિ તેજ આપણી શક્તિ માનવી જોઇએ। મતલબ કે વિજ્ઞાનમય ભૂમિકાની પ્રાપ્તિ માટે સૌથી પહેલાં તો આપણે સર્વ સાથે તાદાત્મ્ય સાધતા શીખવું જોઇએ.

## વિજ્ઞાનનું સ્થાન :

હવે, ઉપર જે સર્વમયતા યાને વિરાટ વિષે કહેવામાં આવ્યું, તે વિરાટ "આપણે" એટલે "અમુક શરીર, પ્રાણ અને મનમાં પૂરાયલું ચૈતન્ય:" એવું જ્યાંસુધી આપણે માનતા હોઇએ ત્યાંસુધી કદી પણ સંપૂર્ણપણે પ્રાપ્ત થઈ શકતો નથી. પુરુષને આપણે અન્નમય અને મનોમય કોષમાંથી વિજ્ઞાનમયમાં કેટલેક અંશે ઉત્થાન કરાવવું જોઇએ. આપણી સર્વ માનસિક ક્રિયાઓનું કેન્દ્ર મન, યા તો મગજ, ન રહેવું જોઇએ; તે જ પ્રમાણે આપણા ઇન્દ્રિયજન્ય સંસ્કારોને સ્વીકારવાનું મથક હૃત્-પદ્મ યાને હૃદયકમળ છે, તે પણ બંધ થવું જોઇએ. અર્થાત્ આપણા અસ્તિત્વનું, વિચારનું અને ચૈતન્યનું કેન્દ્ર સ્થૂલ શરીરમાંથી અને મનમાંથી ખસીને તેમનાથી ઊર્ધ્વમાં પોતાનું સ્વતંત્ર સ્થાન જમાવે એ જરૂરનું છે. "આપણે શરીરમાં જીવીએ છીએ" એવું ભાન ટળી તેને બદલે "આપણે તો શરીરથી પર પ્રભુરૂપ છીએ" એવો અનુભવ જાગ્રત થાય છે. એ અનુભવને અંતે સ્થૂલ

શરીરને પણ શારીરિક અહંતા કરતાં વધારે વિશાળ ભાવનાયુક્ત ચૈતન્યથી છવાયલું આપણે અનુભવીએ છીએ. ત્યારપછી આપણા પ્રાચીન ઋષિઓના કથન પ્રમાણે "આત્મા શરીરને ધારણ કરે છે" યાને "શરીરમાં આત્મા નથી, પરંતુ આત્મામાં શરીર છે" એ સત્યનો આપણને સતત અને સાહજિક સાક્ષાત્કાર સામર્થ્યપૂર્વક અને પ્રત્યક્ષ રીતે થાય છે. આપણી ભાવનાઓ પણ, તે પછી, મગજમાંથી નહિ પરંતુ તેની ઉપરની ભૂમિકામાંથી આવે છે, આપણી શક્તિ પણ ત્યાંથી કાર્ય કરે છે આપણું મગજ તો એ વિજ્ઞાનમય ભૂમિકાની ભાવના અને તપશક્તિના આઘાતના પ્રતિકાર્ય રૂપે જ કાર્ય કરતું જણાય છે. અર્થાત્ સર્વ વસ્તુઓની ઉત્પત્તિ વિજ્ઞાનમાંથી જ થાય છે આપણી મનોમય ભૂમિકામા જે કાંઇ બને છે તેને મળતી આવતી તેની ઉત્પાદક સર્વે ક્રિયાઓ, ઊર્ધ્વમાં–વિજ્ઞાનમાં–ચાલી રહેલી હોય છે

વિજ્ઞાનમા ચૈતન્ય :

ઉપર આપણે મગજથી પર આવી રહેલા વિજ્ઞાનના કાર્યના મથકની જે વાત કહી હતી, તેનું કાર્ય સ્વતંત્ર હોય જુદા જુદાં વ્યક્તિત્વમાં તે પુરાઈ રહેલું હોતું નથી આપણું ચૈતન્ય તો છૂટુંછવાયું વિખરાયલું હોય–સર્વત્ર વ્યાપેલું હોય, એવું આપણને ભાન થાય છે, અને આપણા મસ્તક ઉપરનું

કેન્દ્ર વ્યકિતના આધારમાં કાર્ય કરવાની સગવડતાને માટે જ છે એવું પણ આપણને લાગે છે. આપણી સર્વ સચેતન પ્રવૃત્તિઓ વિશ્વવ્યાપી હોઈ તે વિરાટ ચૈતન્યની સાથે એકતા ધરાવે છે. વિરાટમાંથી જ તે આપણામાં સ્થિતિસ્થાપક અને વિકારી વ્યકિતત્વનું રૂપ ધારણ કરતી જણાય છે. વિજ્ઞાનમાં અનંત ચૈતન્ય જ જાગ્રત હોઇ તેનું કાર્ય પણ વિશ્વ પ્રત્યે હોય છે, જોકે તે પોતાની શકિતનાં વ્યકિતરૂપ કેન્દ્રો ઉપર કોઇક વાર વધારે કાર્ય કરે છે, છતાં પણ આપણે હમણાં જેને વ્યકિતત્વ કહીએ છીએ તે વ્યકિતત્વ તો વિજ્ઞાનમા રહેવા પામતું જ નથી. આપણા ચૈતન્યની એ દશા આપણી વર્તમાન દશાથી એટલી બધી તો જુદી છે કે બુદ્ધિપ્રધાન માણસને તે કદાચ અશક્ય પણ લાગે. એ અવસ્થા એને ચિત્તભ્રમ કે ઘેલછા જેવી પણ જણાય! પરંતુ એ ભૂમિકા પોતાની ગહનશાંતિ, સ્વતંત્રતા, જ્ઞાન, શક્તિ, સિદ્ધિ અને વિચારમા સત્યની પ્રત્યક્ષ સાબિતીથી બુદ્ધિના એવા સંશયોને છેક ટાળી દે છે. માનસિક ભૂમિકાની ઉચ્ચતમ સ્થિતિથી તેની શરૂઆત થયલી હોઈ વિજ્ઞાનમાં તે અવસ્થા સંપૂર્ણ આત્મસ્થિતિને પામે છે.

### વિજ્ઞાનમાં અનંત ચૈતન્યની જાગ્રતિ :

આપણામાં અનંતનું ચૈતન્ય પ્રથમપદ ભોગવતું થવું જોઇએ; અર્થાત્ તે આપણને પ્રત્યક્ષ થવું જોઇએ એટલું જ

નહિ, પણ આપણે માટે પરિચિત અહંતાનો અનંતથી છૂટો ખ્યાલ જ આવવો અશક્ય થઈ પડવો જોઈએ. કારણકે વ્યક્તિત્વ તે અનંતમાં જ પોતાનું જીવન ધારણ કરી શકે છે, પોતાનું સ્વરૂપ પકડે છે અને વાસ્તવિકતાને પ્રાપ્ત કરે છે. જ્યાંસુધી આપણું ચૈતન્ય, સાંત અપક્વ વ્યક્તિત્વને જ પ્રથમ પિછાને છે અને તેના જ ઉપર પોતાના વિચાર, લાગણી તપઃશક્તિ વગેરેનો પાયો રચે છે, ત્યાંસુધી અનંતના સતત ચિંતન દ્વારા તેની ઝાંખી ભલેને કદાચ આપણે પ્રાપ્ત કરી શકીએ, છતાં વિજ્ઞાનથી તો આપણે ઘણા જ વેગળા છીએ એ ખૂબ યાદ રાખવું. ઉલટું, આપણા ચૈતન્યને અનંતનું ભાન પ્રથમ થવું જોઈએઃ એના પાયા ઉપર જ આખું જગત રચાવું જોઈએ. તેમાંથી જ આપણા વિચારો, શક્તિ અને આનંદ ઉત્પન્ન થવાં જોઈએ. પરંતુ એ અનંત એટલે કોઈ વિશાળ સર્વવ્યાપી અનંતતા જ નથી. વિજ્ઞાનમાં તો તેની પાછળ રહેલા દિશા અને કાલથી સ્વતંત્ર એવા સચ્ચિદાનંદનું ભાન પણ જાગ્રત હોય છે. એ અનંતતા પ્રથમ તો જાણે આપણાથી પર આવી રહી હોય અને આપણે તેને પ્રાપ્ત કરવાને મથતા હોઈએ, કિંવા તે આપણી આજુબાજુ વ્યાપી રહેલી હોય અને તેમાં આપણા છૂટા વ્યક્તિત્વનો આપણે લય કરવા મથતા હોઈએ એમ લાગે છે. પરંતુ છેવટે તો અહંતાનાં સર્વ બંધનોને તોડી નાખી તે અનંતમાં સ્થિર થયે જ આપણો છૂટકો છે. એ પ્રમાણે

જ્યારે સામાન્ય સ્થિતિમાં તે બધાં પરિમિત, અજ્ઞાનમય અને અંધ હોય છે. વિજ્ઞાનમાં તે બધાં તેની ક્રિયારૂપ જ થઇ જાય છે. ઉદાહરણ તરીકે, વિજ્ઞાનમાં આપણી ઇન્દ્રિયોની ક્રિયાનો તેમના સાધારણ કાર્યક્ષેત્ર સાથે સ્વીકાર કરવામાં આવે છે, પરિણામે આપણને સર્વ વસ્તુઓના સત્ય સંસ્કાર મળે છે. વળી, મનની સૂક્ષ્મ ઇન્દ્રિય દ્વારા પદાર્થના બાહ્ય તેમજ આંતર બન્ને સ્વરૂપોનું સત્ય સાધકને પ્રાપ્ત થાય છે. અર્થાત્ કોઇપણ પદાર્થના વિચારો, લાગણીઓ, સંસ્કારો, ઇન્દ્રિયોના અનુભવો, તથા નાડીનાં પ્રતિકાર્યો સુદ્ધાં, તે જાણી શકે છે.* વળી, વિજ્ઞાન સૂક્ષ્મ અને સ્થૂલ બંને ઇન્દ્રિયોનો ઉપયોગ કરી શકતું હોવાથી તેમને આડે માર્ગે જતી અટકાવે છે. આપણું મન જે સ્થૂલ જગતના ઉપર અજ્ઞાનને લીધે આસક્ત છે તે સ્થૂલ જગતથી સ્વતંત્ર એવી અસ્તિત્વની બીજી તમામ ભૂમિકાઓનું જ્ઞાન વિજ્ઞાન આપે છે, અને પરિણામે આપણા વિશ્વની મર્યાદાને તે વિશાળ બનાવી મૂકે છે. વળી, આપણી ઇન્દ્રિયોના સ્પર્શોને પણ વિજ્ઞાન રૂપાંતર પમાડી તેમને સંપૂર્ણ ધારણાશક્તિ અને વેગ અર્પે છે. આપણા સાધારણ જીવનમાં એ વેગ અને ધારણશક્તિ આવી શકતાં નથી; કારણકે અમુક આંદોલનો કરતાં વધારે સૂક્ષ્મ

* પદાર્થ ઉપર સંયમ કરવાથી એ શક્તિ આવે છે એવું પાતંજલ યોગમાં કહ્યું છે, પરંતુ વિજ્ઞાનમાં એ શક્તિ સંયમ સિવાય સ્વભાવસિદ્ધ જ હોય છે.

આંદોલનો ઝીલવાને મન અને શરીર બન્ને અસમર્થ છે, એટલું જ નહિ પણ કદાચ તેઓ એ પ્રમાણે કરવાનો પ્રયત્ન આદરે તો તે આંદોલનોના આઘાતથી, અથવા તો તેમનાં શીઘ્રા દબાણથી, તેમનો નાશ થવાની પૂર્ણ વકી છે. વળી, આપણી સામાન્ય લાગણીઓ અને આવેશો પાછળ જે જ્ઞાન કાર્ય કરી રહ્યું હોય છે તેને વિજ્ઞાન સ્વીકારતું હોવાથી લાગણીઓ અને આવેશોનાં બંધનોમાં સાધક મુક્ત રહી તેના અજ્ઞાન વગેરેનો નાશ કરે છે. મતલબ કે, વિજ્ઞાન એટલે જ સત્ય-ઋતમ્-ઉચ્ચમાં ઉચ્ચ નિયામક ભૂમિકા। देवानां अदब्धानि घृतानि।

## વિજ્ઞાનમાં જ્ઞાન અને શક્તિની એકતા :

જ્ઞાન અને તપ શકિત એ બન્ને ચૈતન્યના કાર્યનો બે બાજુઓ છે. મનોમય ભૂમિકામાં તે બન્ને જુદી જુદી હોય છે. મનમાં સૌથી પ્રથમ આપણને વિચાર આવે છે, ત્યાર પછી, ઘણે ભાગે તો તેની પાછળ, ધીમે ધીમે ઓડંગતી તપશક્તિ આવે છે. છતાં કોઈવાર તે વિચારની સામે પણ થઇ જાય છે. તેમ કવચિત વિચાર તેને પોતાના અપૂર્ણ સાધન તરીકે અપૂર્ણતાથી વાપરે છે. વળી, કવચિત તપ શક્તિ પોતે અર્ધજાગ્રત વિચાર સાથે કાર્ય કરવા મંડી પડે છે, અને અવ્યવસ્થિતપણે કંઇક કરી મૂકે છે જેની પૂરેપૂરી સમજણ આપણને તો પાછળથી મળે છે. અર્થાત્

જ્ઞાન અને તપઃશક્તિ વચ્ચે સંપૂર્ણ સંવાદ તો કદી હોતો નથી; અને તેમાં આરંભ અને સિદ્ધિ વચ્ચે કોઇ પણ પ્રકારનો મેળ હોતો નથી. તેમયે વ્યક્તિની તપઃશક્તિ વિરાટની તપઃશક્તિ જોડે સંવાદી વા એકતાલ હોતી નથી. વ્યક્તિની તપઃશક્તિ ઘણુંખરું તો વિરાટથી પર થવા મથે છે, અથવા તો તેને પહોંચી શકતી નથી, કે પછી તેનાથી આડી જઇ તેની વિરુદ્ધ કાર્ય કરે છે. સત્યનો સમય તથા તેની ઋતુ, તેના અંશ અને માન વ્યક્તિની તપઃશક્તિ જાણતી નથી. વિજ્ઞાન પ્રથમ તો આપણી તપઃશક્તિને લઇને પોતાના જ્ઞાન સાથે તેને સંવાદી બનાવે છે, અને ત્યારપછી તેને જ્ઞાન સાથે સંપૂર્ણ તાદાત્મ્ય પ્રાપ્ત કરાવે છે. વિજ્ઞાનના જ્ઞાનમાં વ્યક્તિની અને વિરાટની ભાવના એક હોય છે; કારણકે તે બન્ને ઉત્તમોત્તમ સત્ય જોડે એક થાય છે. વિજ્ઞાન આપણી બુદ્ધિપ્રધાન તપઃશક્તિને સ્વીકારીને તેનું રૂપાંતર કરી દે છે; એટલું જ નહિ, પરંતુ આપણી ઇચ્છાઓ, કામનાઓ, વાસનાઓ સુદ્ધાંને—અરે! આપણા ઇન્દ્રિયજન્ય સંસ્કારો અને આવેગોને પણ, સ્વીકારીને તેમનું તે સંપૂર્ણ રૂપાંતર કરે છે, કારણકે તે બધી ઇચ્છાઓ અને કામનાઓ છેક જ મટી જાય છે, તે આપણી પોતાની અંગત રહેતી નથી. વળી, અપ્રાપ્ત વસ્તુને માટે જે તલસાટને આપણે વાસના અને કામનાનાં નામો આપીએ છીએ, તેમનું સ્વરૂપ લુપ્ત થઇ જાય છે. વિજ્ઞાનકોટિએ પહોંચેલા સાધકમાં એ કામવાસનાઓનું કાર્ય

થતું નથી. અર્થાત્ એ બધી ક્રિયાઓ આપણા અપૂર્ણ મનની અંધ ક્રિયાઓ તરીકે બંધ પડી જઇને વિજ્ઞાનમાં સત્ય તપઃશક્તિના કાર્યમાં રૂપાંતર પામી જાય છે, અને મનથી કદી પણ ન કળી શકાય એવી અસરકારક સફળતા સાથે પોતાના નિર્દિષ્ટ કાર્યને સિદ્ધ કરવા માટે સ્વયંભૂ જ્ઞાનપ્રેરિત યોગ્ય ઉપાયો લઇને જ તે કાર્ય કરે છે! આમ હોવાથી જ વિજ્ઞાનમય ભૂમિકામાં પાપનું અસ્તિત્વ જ અશક્ય છે; કારણકે પાપ એટલે તપઃશક્તિનું સ્ખલન, અને કામનાનું આધિપત્ય એટલે અજ્ઞાનનું કાર્ય.

## વિજ્ઞાનમાં ચિત્તનું રૂપાંતર :

બધી ઇચ્છાઓ જ જ્યા બંધ પડે છે ત્યા પછી દુઃખ, શોક વગેરે પણ રહેવા પામતાં નથી. વિજ્ઞાન આપણાં જ્ઞાન અને તપશકિતને રૂપાંતર પમાડે છે એટલું જ નહિ, પરંતુ તે આપણા ચિત્તનું, યાને લાગણી અને પ્રેમના સ્થાનનું, પણ દિવ્ય આનંદમાં રૂપાંતર કરે છે. જ્ઞાન અને તપઃશકિત એ બે ચૈતન્યના કાર્યની બે બાજુઓ છે, ત્યારે આનંદ એ ચૈતન્યનું જ સ્વરૂપ હોઈ જ્ઞાન અને તપઃશકિતના પરસ્પર કાર્યનું સ્વાભાવિક પરિણામ છે. આપણે જેને સુખ દુઃખ, હર્ષ શોક, વગેરે નામો આપીએ છીએ તેનું મૂળ કારણ તો આપણા ચૈતન્ય અને તે જે શકિત કામે લગાડે છે તેની વચ્ચે, આપણા જ્ઞાન અને તપશકિતની વચ્ચે, વર્તા

રહેલ સંવાદનો, મનોમય ભૂમિકામાં ઉતરી પડવાને લીધે, થતો ભંગ છે. એ પ્રમાણે મનોમય ભૂમિકામાં ઉતરી પડવાથી તે પરિમિત થાય છે, અને સંપૂર્ણ કાર્ય કરવાને અશક્ત બને છે, એટલું જ નહિ પણ અન્ય શક્તિઓ, અન્ય ચૈતન્યો, પૃથક્ જ્ઞાન અને અન્ય તપ શક્તિ સાથે તેને અથડાઅથડીના પ્રસંગો ઉભા થાય છે. વિજ્ઞાન, એ સર્વ ગુંચવાડાને ટાળી પોતાનામાં રહેલા સત્યના જોરે એકદમ સંવાદ અને તાદાત્મ્યને, ઋતંને, ઉચ્ચતમ શાસક સત્ય નિયમને, પુન સ્થાપિત કરે છે. વિજ્ઞાન આપણા સર્વ ભાવોને સ્વીકારીને તેમને પ્રેમ અને આનંદના જુદા જુદા સ્વરૂપમાં રૂપાંતર પમાડે છે, એટલું જ નહિ પરંતુ આપણામાં રહેલો તિરસ્કાર, દ્વેષ અને દુઃખનાં કારણોને પણ તે એવું જ રૂપાંતર પમાડે છે. વિજ્ઞાનમા એ સર્વ માનસિક કાર્યોની ભૂલ જણાઈ આવે છે, અને તેથી તે બધાં વિકૃત કેમ થયાં તે પણ માલૂમ પડે છે. તાત્પર્ય કે, વિજ્ઞાન આપણી સમગ્ર પ્રકૃતિને સનાતન શિવ-સ્વરૂપ, કલ્યાણમય બનાવી દે છે. આપણી લાગણીઓને તે ફેરવી નાખે છે, તેમજ આપણા ઇન્દ્રિયજન્ય સંસ્કારો અને તેના અનુભવો જે આનંદને શોધી રહ્યા છે તે બતાવીને તેમનું રૂપાંતર કરી દે છે. પરિણામે તેઓ વિકાર અને પાપથી મુક્ત થાય છે, કારણકે મિથ્યા સુખની પાછળ દોડતા બધા વિકારો દ્વારા પણ અનંત પરમાત્માને શી રીતે પ્રાપ્ત કરવો તે વિજ્ઞાન બતાવી આપે છે. મનોમય ભૂમિકામા

આ બધું રૂપાંતર થઈ શકતું નથી; પરંતુ મન પ્રાણ અને શરીરને દિવ્ય આનંદની અવિભક્ત શુદ્ધિમાં અને સ્વાભાવિક અર્થાત્ સતત આનંદમાં ફેરવી નાખવાથી થાય છે.

## વિજ્ઞાનની શક્તિઓ :

આ પ્રમાણે વિજ્ઞાનમય ભૂમિકા એ સંપૂર્ણ જ્ઞાનશક્તિ અને સંપૂર્ણ તપશક્તિ, અને આનંદશક્તિને ધારણ કરે છે. તે મન પ્રાણ અને શરીરની ભૂમિકાઓથી પર હોઇ સર્વવ્યાપી અને સર્વમય છે. એટલે અહંતાપ્રધાન પુરૂષત્વ અને વ્યક્તિત્વથી પણ તે મુક્ત હોય છે. કારણકે વિજ્ઞાન એ આત્માની ઉચ્ચ ભૂમિકાનું, ચૈતન્યની ઉચ્ચ દશાનું, અને તેથી જ વધારે શક્તિ અને આનંદનું પણ, લીલા સ્વરૂપ છે. વિજ્ઞાનની શક્તિઓ કેટલીક વાર યોગની ભાષામાં જેને સિદ્ધિ કહેવામાં આવે છે તેના જેવી જ હોય છે. યુરોપીઅન લોકો તેને અધ્યાત્મવિદ્યા યાને ગૂઢવિદ્યા કહે છે. ભક્તો તેનાથી દૂર રહે છે અને ડરે છે; અને ઘણા યોગીઓ તેમને અંતરાયરૂપ ગણે છે, કારણ કે પ્રભુપ્રાપ્તિના માર્ગમાંથી તે આડે રસ્તે લઇ જાય છે; પરંતુ એ પ્રમાણે થવાનું કારણ એ છે કે અહંતા પોતાના સ્વાર્થી સંતોષને માટે નિમ્ન ભૂમિકામાં રહીને તેમને માટે ઇચ્છા કરે છે. વિજ્ઞાનમાં તે શક્તિ ગુહ્ય થઇ હોતી નથી, કે સિદ્ધિ જેવું પણ કશું હોતું નથી; પરંતુ સ્વાભાવિક ને ખુલ્લે ખુલ્લી રીતે અને તદ્દન

પ્રયત્ન વગર જ તે શકિતઓ કાર્ય કરે છે. વિજ્ઞાન એ દિવ્ય પ્રકૃતિ અનુસાર કાર્ય કરનાર પ્રભુની પોતાની શકિત છે અને વિજ્ઞાનની ભૂમિકામાં ઉત્થાન કરનાર વ્યક્તિમા તે દિવ્ય શકિત જ્યારે કાર્ય કરે છે ત્યારે જરાપણ સ્ખલન વગર, કે અહંતાના પ્રતિકાર્ય વગર, કિંવા પ્રભુપ્રાપ્તિથી વંચિત થયા વગર, તે સાધકમાં નિરંતર કાર્ય કરે છે. વિજ્ઞાનમાં વ્યક્તિ અહંતા રૂપે અસ્તિત્વ ધારણ કરી શકતી નથી, પરંતુ તે પરા પ્રકૃતિમાંથી ઉદ્દ્ભવતા જીવ સ્વરૂપ હોય છે. એ **परा प्रकृति-र्जीवभूता**—સ્વરૂપ પરાત્પરનું અને વિરાટનું જ વ્યક્તિગત રૂપ હેઇ આત્માના તેમજ પોતાની દિવ્ય શકિતના જ્ઞાનયુક્ત હોય છે.

વિજ્ઞાન એજ ઇશ્વરનું કાર્ય :

પુરૂષ અને પ્રકૃતિનો ખરો સંબંધ અને ખરૂં કાર્ય વિજ્ઞાનમાં જ માલુમ પડે છે, કારણકે એ ભૂમિકામાં જ તેઓ અદ્વૈતને પામે છે. ઇશ્વર વિજ્ઞાનમાં પડદા પાછળ હોતો નથી. એમાં તો સર્વ કંઇ તેનું જ કાર્ય હોય છે. વિજ્ઞાનમાં જીવ "હું ધારૂં છુ, હું કર્મ કરૂં છું, હું ઇચ્છા કરૂં છું, મને લાગણી થાય છે" એવું એવુ કહેતો જ નથી. તેમજ અદ્વૈતને પ્રાપ્ત થતાં પહેલાં —

त्वया हृषीकेश हृदिस्थितेन यथा नियुक्तोस्मि तथा करोमि ।

અર્થાત્ "હે હૃષીકેશ ! મારા હૃદયમાં રહીને તું જે પ્રમાણે દોરે છે તે પ્રમાણે હું કાર્ય કરું છું": સાધકની એ ઉક્તિ પણ તે ઉચ્ચારતો નથી; કારણકે પછી તો મનોમય ચૈતન્યને કાર્ય કરવાનું હૃદય આગળ રહેતું ચક્ર, તેના વિચાર વગેરેની ઉત્પત્તિનું સ્થાન ન રહેતાં ઊર્ધ્વમાંથી આવતા વિચારના પ્રવાહને ઝીલવાના માત્ર એક સાધન રૂપ થઇ રહે છે. પછી તે વ્યક્તિ સર્વના અધિષ્ઠાતા તરીકે બિરાજતા પ્રભુને જ સતત નિહાળે છે, અને પોતાનામાં પણ તે પ્રભુ જ કાર્ય કરી રહ્યો છે એવું અનુભવે છે.

પછી તેનાથી ઊર્ધ્વ ભૂમિકામાં—परार्धं परमास्यं पारायति-સ્થિત થઇને તે હિંમત અને અનુભવપૂર્વક કહી શકે છે કે "ઇશ્વર પોતે જ પોતાની પ્રકૃતિ દ્વારા મારા દેખીતા વ્યક્તિત્વમાં કાર્ય કરી રહ્યો છે, આનંદ લઇ રહ્યો છે, અને વિશ્વમાં ચાલી રહેલી તેની અનંત લીલાને મારામાં કૃતાર્થ કરી રહ્યો છે !

પ્રકરણ ૧૨ મું

# વિજ્ઞાન અને આનંદ

**વિજ્ઞાનથી પર આનંદ :**

વિજ્ઞાનની ભૂમિકામાં ઉત્થાન કરવાથી અને વિજ્ઞાનમય ચૈતન્ય મેળવવાથી માનવનો આત્મા અને તેનું જીવન અને જ્ઞાન, શક્તિ અને આનંદની પરાકાષ્ઠાને પ્રાપ્ત થઈ અનંતતાને સિદ્ધ કરે છે. એ ભૂમિકા મનોમય કોશના અપૂર્ણ કાર્ય જોડે અને પરિમિત સાક્ષાત્કારો જોડે સરખાવતાં તેની સ્થિતિમાં અને તેની ક્રિયામાં સર્વાંગપૂર્ણતાવાળી લાગે છે. અને એક લેખે જોવા જતાં તેમાં એવી પૂર્ણતા હોય છે પણ ખરી, કારણકે મનોમય ભૂમિકામાં ગમે તેવો ઉચ્ચ આધ્યાત્મિક અનુભવ માનવને થાય તોપણ તેમાં એકદેશીયતા, પક્ષપાતીપણું અને અનન્યસાધારણતા તો હોય છે જ. વળી માનસિક ભૂમિકાના સૌથી વિશાળ અનુભવો જીવનમાં ઉતારી શકાતા નથી એટલે પણ તે અપૂર્ણ રહે છે.

એમ છતાં વિજ્ઞાનની પૂર્ણતા પણ તેનાથી ઉચ્ચ ભૂમિકાની જોડે સરખાવતાં સાપેક્ષ પૂર્ણતા જ છે. બીજા શબ્દોમાં કહીએ તો વિજ્ઞાનમય ભૂમિકા એ આવિર્ભાવ પામતા આત્માના મૂળ અને અંતિમ આદર્શ રૂપે રહેલી અનંતતાને પ્રાપ્ત કરવા માટે છેલ્લું સલામત પગથીયું છે.

સર્વ ભૂમિકામાં આનંદ :

ઉપનિષદ આપણને કહે છે કે વિજ્ઞાનમય પુરૂષને પ્રાપ્ત કર્યા પછી, અને બીજી સર્વ સ્થૂલ અને સૂક્ષ્મ ભૂમિકાઓને તેમાં ખેંચી લીધા પછી, સૌથી છેવટનું પગલું એ છે કે વિજ્ઞાનમય પુરૂષને આનંદમય કોશમાં લઈ જવો, ને ત્યાં આધ્યાત્મિક પૂર્ણતા સિદ્ધ કરવી. આ ઠેકાણે, અલબત્ત, આપણને સવાલ થાય છે કે શુ તે ખરેખાત છેલ્લું પગથીયું છે કે પછી અત્યારે મનની કલ્પના વડે એને છેલ્લું ધારીએ છીએ, યા તો અત્યારે જરૂર પૂરતું છેલ્લું છે ? આનંદ એ આત્માનો મૂળ સ્વભાવ છે. આનંદમાં જ આત્મા પોતાનાં સત્ય ચૈતન્ય અને શક્તિને પ્રાપ્ત કરે છે. એટલા માટે જ જ્યારે માનવ પોતાના આત્માના નિરપેક્ષ, અપરિમિત અને સ્વાભાવિક આનંદને પ્રાપ્ત કરે છે ત્યારે તેને અનંત પૂર્ણતા અને અનંત મુક્તિ મળી ગણાય છે. એ આનંદ આપણી બીજી સામાન્ય ભૂમિકામાં, કે જેમાં પુરૂષ પોતાની પરિમિત પ્રકૃતિ સાથે લીલા કરે છે તેમાં, અર્થાત્ અન્નમય, પ્રાણમય, તથા

વિજ્ઞાનમય ભૂમિકાઓમાં પણ ભોગવી શકાય છે, કારણકે એ પ્રત્યેક ભૂમિકામાં અસ્તિત્વની બીજી છ એ છ ભૂમિકાઓનાં બીજ રહેલાં હોઇ પ્રત્યેક ભૂમિકાને તેની પોતાની પૂર્ણતા પ્રાપ્ત કરાવી શકાય છે. માનવમાં રહેલો અન્નમય પુરુષ પોતાની આસપાસ રહેલી જડ પ્રકૃતિમાં પોતાનું પ્રતિબિંબ પાડી તેમાં આનંદ, શક્તિ અને અનંતતા અનુભવી શકે છે, સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર કરી શકે છે. એ એકતા કરવાનો બીજો માર્ગ એ છે કે પોતાની અંદર રહેલા આત્મામાં માનવે લય પામવું. આમ કરતાં પરિણામે સાધકનું સ્થૂલ મન અદ્ભુત નિદ્રામાં પડી જાય છે અને તેનું દેહભાન, કાં તો સમૂળગું જતું રહે છે, યા તો તેના હાથમાં નિર્જીવ વસ્તુની માફક, પવનમાં હાલતા પાંદડાની પેઠે, તે શારીરિક ક્રિયાઓ કર્યે જાય છે. અગર તો બાલવત્ બની દિવ્ય બાલકની પેઠે પોતાનાં કર્મો આચરતો છતાં સાધક તેમની જવાબદારીથી મુક્ત અને શુદ્ધ રહે છે. ઉપર જણાવેલી સ્થિતિ જ્ઞાન અને આનંદની ઉચ્ચ ભૂમિકાની સિદ્ધિ વગર પણ મેળવી શકાય છે. પરંતુ સચ્ચિદાનંદનો એ પ્રકારનો સાક્ષાત્કાર જડ છે, એટલે કે તેમાં પુરુષ પ્રકૃતિના ઉપર અધિકાર જમાવીને કાર્ય કરતો નથી. જે પ્રમાણે અન્નમય પુરુષ સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર કરી શકે છે, તે પ્રમાણે પ્રાણમય પુરુષ પણ વિરાટ જીવનમાં-વિશ્વ જીવનમાં-પોતાનું પ્રતિબિંબ નાખીને અગર તો આત્મામાં લય પામીને

સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર કરી શકે છે. પરંતુ તેમાં સંપૂર્ણ લયની અવસ્થા પ્રાપ્ત થતાં જ સાધક ઉન્મત્તની પેઠે, જગત અને પોતાની જાતનો વિચાર કર્યા સિવાય વિશ્વ પ્રાણની અનંત લીલાથી પ્રેરિત થઇને પોતાની લેશ પણ જવાબદારી સિવાય, જીવનશકિતના કાર્યને આધીન વર્તે છે. વખતે, એ ઉન્મત્ત દશા કરતાં પણ તે આગળ જાય છે, અને માનવ-જાતિના ધારાધોરણોને તથા વ્યવહારોને દૂર ફેંકી દઇને પિશાચની પેઠે પણ વર્તન કરે છે. એવી અવસ્થામાં પણ પ્રકૃતિના ઉપર અધિકાર જામેલો ગણી શકાય નહિ, કારણકે અંતર આત્મામાં (આનંદપૂર્ણ અને નિષ્ક્રિય અવસ્થામાં), આત્માનો સાક્ષાત્કાર થયલો હોય છે, છતાં પણ સ્થૂલ અને પ્રાણમય પ્રકૃતિની ક્રિયા તો અનિયંત્રિત રીતે જ થયા કરતી હોય છે.

મનોમય પુરૂષ પણ વિરાટ મનમાં પોતાની જાતનું પ્રતિબિંબ નાખીને, અથવા તો કેવળ આત્મામાં લીન થઇને, સચ્ચિદાનંદનો ઉપભોગ કરી શકે છે. એ અવસ્થાને પરિ-ણામે, કાં તો મન અને કર્મનો લય થઇ જાય છે, કે પછી મહાત્માઓની પેઠે તે કામનારહિત કર્મો કરે છે. તેવા આત્માઓ જગતમાં જાણે એકલા હોય, અને સર્વ માનુષી સંબંધો વિષે બેદરકાર હોય તેમ વર્તે છે, અથવા તો વિશ્વ સાથે શુદ્ધ પ્રેમ અને આનંદનો સંબંધ રાખે છે. મનોમય

પુરૂષ એ ત્રણે ભૂમિકાઓમાં આત્માનો સાક્ષાત્કાર એકસામટો, અથવા તો એક પછી એક, કરી શકે છે. અન્નમય અને પ્રાણમય ભૂમિકાઓને ઉચ્ચ ભૂમિકાના આવિર્ભાવ રૂપ બનાવીને પોતાનામાં બાલકના જેવો સ્વભાવ, ઉદાસીનવૃત્તિ, જવાબદારી વિનાની સ્થિતિ, દિવ્ય ઉન્માદ તથા બેદરકારી, અને આનંદપૂર્ણ મહાત્મા કે ધૂની સાધુમાં નજરે પડતી સર્વ નિયમો અને રીતભાતની ગેરહાજરી વ્યક્ત કરી શકે છે, તથાપિ એવો કોઇ આત્માએ વિરાટ પ્રકૃતિને જીતી છે એવું કહી શકાય નહિ. તોપણ અનંત આત્માની આંતર અને બાહ્ય સ્વતંત્રતા તથા આનંદ દ્વારા માનસિક પ્રકૃતિની સુખદાયી સ્વાભાવિક અને અનિયમિત લીલાને પુરૂષ ધારણ કરે છે. અન્નમય અને પ્રાણમય કોશ વિજ્ઞાનને ઝીલી શકતા નથી તોપણ મનોમય કોશ, અલબત અપૂર્ણ અને પરિમિત જ્ઞાનપૂર્વક, તેને પોતાનામાં સ્વીકારી શકે છે. એટલે તે થોડેઘણે અંશે પોતાના બાહ્ય વર્તનને મન દ્વારા વશ કરી શકે ખરો. પરંતુ પોતાની અંદર રહેલા અનંત અને પોતાની બહાર આવી રહેલી પરિમિત પ્રકૃતિ વચ્ચે કેવળ માંડવાળ કરીને જ મન વિરોધને અટકાવે છે. અર્થાત્ માનવ મન પોતાનામાં રહેલી ચૈતન્યની, શકિતની અને આનંદની અનંતતાને સંપૂર્ણરીતે પોતાના બાહ્યજીવનનાં અપૂર્ણ કર્મોમાં રેડી શકતું નથી. તોપણ મનમાં સંતોષ અને સ્વતંત્રતાની લાગણી રહે છે, કારણ કે એ વ્યકિતનાં સર્વ કર્મોની, દોરવ-

સ્ત્રીની અને પરિણામોની જવાબદારી તેના અંતરમાં રહેલો પ્રભુ પોતે જ સ્વીકારી લે છે.

## વિજ્ઞાનમય અવસ્થા :

વિજ્ઞાનમય પુરૂષના કાર્યમાં ચૈતન્યનું પ્રભુત્વ અને પૂર્ણતા હમેશાં હોય છે. વિજ્ઞાનમાં અનંતનાં જ્ઞાન, શક્તિ અને આનંદ અનુક્રમે સનાતન જ્યોતિ, સનાતન અગ્નિ, અને સનાતન અમૃત અથવા સોમરૂપે સ્વતંત્ર ભવ્ય અને સમ્રાટ-સમી મુક્ત ક્રિયા કરીને પ્રકૃતિને રૂપાંતર પમાડે છે. વિજ્ઞાનમાં આત્માની અનંતતા તેમજ પ્રકૃતિની અનંતતા સિદ્ધ હોય છે. તે પોતાના આત્મભાવમા પ્રકૃતિને જ જુએ છે. બીજી અર્થાત્ મનોમય ભૂમિકામા મનુષ્ય પોતાનામાં ઇશ્વરને અને ઇશ્વરમા પોત ને જુએ છે, ત્યારે વિજ્ઞાનમા માનવરૂપી પ્રતીકમાં ઇશ્વર પોતાની જાતને ઇશ્વર રૂપે જ પ્રાપ્ત કરે છે. આથા કરી, વિજ્ઞાનમય પુરૂષ પરાપ્રકૃતિમાં રમી રહેલા આત્મામાં પ્રતિબિંબિત થતો નથી, પરંતુ તેની સાથે તાદાત્મ્ય કરે છે. વિજ્ઞાનમય પુરૂષ તથા પ્રકૃતિનું દ્વૈત પણ, સાખ્ય તત્ત્વજ્ઞાન પ્રમાણે તેમજ આપણા અત્યારના અનુભવ પ્રમાણે તદ્દન વાસ્તવિક હોવા છતાં, અદ્વૈતમાં લય પામી જાય છે. આપણા પૌરાણિક પ્રતીકમાં કહેલો હરગૌરીનો સાક્ષાત્કાર વિજ્ઞાનમાં વસનાર સદાત્મ. કરે છે. તેનું અર્ધું સ્વરૂપ પુરૂષનું ને અર્ધું સ્ત્રીનું હોય છે. વિજ્ઞાનમય પુરૂષ અનંતમાં

આત્માને ગુમાવી દેતો નથી, પરંતુ અનંતમાં સનાતન આત્મપ્રાપ્તિ કરે છે. વળી તેનું કાર્ય પણ અનિયમિત હોતું નથી. પરંતુ સંપૂર્ણ મુક્તિમાં તેનો આત્મસંયમ પણ સંપૂર્ણ હોય છે. બીજી નિમ્ન ભૂમિકાઓમાં આત્મા સ્વાભાવિક રીતે જ પ્રકૃતિને વશ હોય તેનું નિયામક તત્ત્વ પણ તે પ્રકૃતિમાંથી જ ઉદ્ભવે છે, એટલે કે પ્રકૃતિના નિયમનો એ ભૂમિકા ઉપર સંપૂર્ણ કાબુ હોય છે. તેથી, જો આત્મા પોતે કેવળ અનંતમાં જ પોતાની જાતને ખેંચી લે તો તેનું બાહ્ય જીવન અત્યારસુધી જે કેન્દ્રમાંથી નિયત થતું હતું, તે કેન્દ્ર તે ગુમાવી બેસે છે અને એની જગાએ બીજું મેળવતો નથી. પ્રકૃતિ વિશ્વશક્તિનાં મોજાંઓની ગતિ જેવી ઉંચી નીચી ગતિ કરતી હોય વ્યક્તિમાં કાર્ય કરવાને બદલે વ્યક્તિના ઉપર તે કાર્ય કરે છે. કેટલીક વાર તો તે બીલકુલ સ્વચ્છંદી આનંદના ઉન્માદમાં આવી જઇ ગમે તેવું વર્તન કરે છે. પરંતુ વ્યક્તિનાં કાર્યો અનંત જ્ઞાનપૂર્વક નિયત કરે એવા કેન્દ્રની શોધ માટે સાધક પ્રયત્ન કરે તો તેને વિજ્ઞાનની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરવો પડે છે. પુરુષ જ્યારે વિજ્ઞાનને પ્રાપ્ત કરે છે ત્યારે પ્રકૃતિનો પ્રભુ થઈ શકે છે, કારણકે પછી દિવ્યજ્ઞાનની બીજી બાજુ આપણને દિવ્યશક્તિ રૂપે જણાય છે. એ જ્ઞાન કાંઇ સાક્ષીભૂત ચૈતન્યનું જ્ઞાન નથી. પરંતુ પ્રકૃતિના ઇશ્વરની સ્વયંભૂ દૃષ્ટિ શક્તિના નિયામક તરીકે પ્રત્યેક ઇચ્છા અને ક્રમ માં કાર્ય કરતી દેખાય છે. તે સત્-તા પરિમિત નથી, તેમ ઉલ્લંઘન કરી શકાય તેવી પણ નથી.

વિજ્ઞાનનું કાર્ય :

ચેતનાની નિમ્ન ભૂમિકા ઉપર જે સાક્ષાત્કારો થાય છે, તેનો વિજ્ઞાન ઇન્કાર કરતું નથી; પરંતુ પોતાની નવીન પરિસ્થિતિમાં એ સર્વેને તે ધારણ કરે છે. વિજ્ઞાનમય ભૂમિકામાં વિજ્ઞાનમય પુરુષ એક બાળક છે એ ખરૂં, પરંતુ તે રાજપુત્ર છે; કારણકે વિજ્ઞાનમાં સનાતન બાલ્યાવસ્થા જ પ્રવર્તે છે. જુદાં જુદાં વિશ્વો તે બાલકને રમવાનાં રમકડાં છે, અને સમગ્ર વિરાટ પ્રકૃતિ એ તેને રમવાનો બાગ છે. વિજ્ઞાનમય પુરૂષ દિવ્ય જડતાને પણ ધારણ કરે છે, છતાં તે પ્રકૃતિને વશ થઇને ન છૂટકે દોરાતા જડ આત્માની પેઠે નહિ. તે આત્મા પુરુષના આનંદથી પ્રેરાય છે, એટલે તેના પુરૂષ પ્રકૃતિના દ્વૈતમાં ઝળહળતો સૂર્ય અને તેની જ્યોતિ પોતાની કક્ષામાં જેમ પોતાની જ મેળે જાય છે, તેમ તે આત્માની શક્તિ અને આતર ચૈતન્ય વિરાટની સાથે એકતા પામી પોતાની મેળે જ કાર્ય કરે છે. તેવા આત્માની ઉન્મત્તતા પરાત્પર ચૈતન્ય અને તેની શક્તિના ઉન્માદને લીધે જ ઉત્પન્ન થાય છે, કારણકે તેનામા સંપૂર્ણ સ્વતંત્રતા અને દિવ્ય પ્રાણશક્તિની ક્રિયાનાં આંદોલનો સતત જાગ્રત રહે છે. વળી, તેનું કાર્ય પણ બુદ્ધિથી પર હોય છે, એટલે બુદ્ધિ તેનું રહસ્ય જાણતી નથી; તેને મન તો તે ભયંકર ગાંડપણ જેવુ લાગે છે ! પરંતુ એ પ્રકારની આનંદપૂર્ણ મસ્તી દ્વારા જ વિશ્વનો પ્રભુ પોતે કાર્ય કરે છે. બુદ્ધિ તેની

લીલાનો પાર પામી શકતી નથી. એ દિવ્ય આનંદનો રાસ વિશ્વમાં સર્વત્ર થઈ રહ્યો છે. તેમાં અનંત શક્તિઓ ગોપીકાઓ પેઠે કૂદડી ફરી રહી છે. પરંતુ શ્રીકૃષ્ણ પેઠે પુરુષોત્તમ પ્રભુ તેમના હાથ પોતાના હાથમાં રાખીને તેમને રાસલીલાના ચક્રમાં જ કૂદડી ફેરવે છે! વિજ્ઞાનમય કોશને પ્રાપ્ત થયેલો આત્મા સામાન્ય માનુષી જીવનનાં ધારાધોરણો તથા ધર્મોથી બંધાઈ જતો નથી. આગળ આપણે પિશાચ પેઠે વર્તન કરનાર મુક્ત આત્મા વિશે ઉલ્લેખ કર્યો હતો, તે જ પ્રમાણે વિજ્ઞાનમય કોશને પ્રાપ્ત થયલા આત્મા વિશે જાણવું. માનુષી પ્રકૃતિના દ્વૈતમાં સમાધાન માનીને કેટલાક માણસો સંતોષથી રહેવાને માટે કેટલાક નિયમો પાળે છે, તથા એ નિયમો વડે જ કેટલાકો જીવનમાં વ્યાપી રહેલા વિરોધોમાં પોતાને વર્તન કરવાનું ધોરણ પ્રાપ્ત કરે છે, તથા બીજાઓ તેમના વડે જ જીવનમાં રહેલા ઉંડા ખાડાઓથી પોતાની જાતને સંભાળપૂર્વક બચાવી લઈ શકે છે. પરંતુ વિજ્ઞાનને પ્રાપ્ત થયલા આત્માને માટે એ નિયમો બંધનકારક હોતા જ નથી, તેનું જીવન અસાધારણ હોય છે. તે આત્મા પ્રકૃતિ પાસે કેવળ નિડરતાથી જ નહિ પરંતુ ઉત્કટતાથી પોતાનું ધાર્યું કરાવે છે; અને છતાં પણ તેનું સઘળું વર્તન સત્યના મહાન નિયમને, અર્થાત્ જ્ઞાન, પ્રેમ, આનંદ તથા અદ્વૈતના નિયમને આધીન હોય છે. એ આત્માનાં કાર્યો અસાધારણ લાગે છે કારણકે તેનાં આદોલનો આપણા મનરૂપી યંત્રના ધીમા અને નિર્બળ ટોરાઓ વડે માપી શકાય તેવાં હોતાં નથી.

## વિજ્ઞાન અને આનંદ :

ઉપર જણાવ્યા પ્રમાણે જ જો હોય તો પછી વિજ્ઞાનની પણ પર એવી ભૂમિકાની અગત્ય પણ શી છે? તથા વિજ્ઞાન અને આનંદમાં શો ભેદ? એ પ્રશ્નો અહીં ઊભા થવાનો સંભવ છે. વાસ્તવિક રીતે જોતાં જતાં, એ બે વચ્ચે કશો ભેદ નથી તે છતાં પણ કાંઇક ભેદ છે; એટલું જ નહિ પરંતુ આખી સ્થિતિમાં સમૂળો જ ભેદ રહેલો હોય છે એમ કહી શકાય. અસ્તિત્વની એકે એક ભૂમિકામાં આનંદ તો પ્રાપ્ત થઈ શકે છે, કારણકે સર્વત્ર તે હોય છે એટલું જ નહિ પણ તે એક જ રહે છે. પરંતુ જ્યારે મન, પ્રાણ અને શરીરની નિમ્ન ભૂમિકાઓમાં તેને પ્રાપ્ત કરવામાં આવે છે ત્યારે મનોમય, પ્રાણમય અથવા તો અન્નમય ચૈતન્ય તેનામાં લય પામીને તે આનંદને પ્રાપ્ત કરી શકે છે. અને એ પ્રમાણે થવાથી આનંદ પોતે પણ કાંઇક ગોળો પડે છે, તથા મન, પ્રાણ અથવા તો શરીરના લય વડે જ તેને ધારણ કરી રાખી શકાય છે. વિજ્ઞાનમા તો આત્મા ચૈતન્યઘનના તેજથી પૂર્ણ હોય છે, એટલે તેનામા સંપૂર્ણ આનંદને પણ ધારણ કરવાની શક્તિ હોય છે. જ્યારે આનંદમય કોશમાં વિજ્ઞાન લય પામી જાય છે, ત્યારે આત્માને સૌથી ઉત્કટની અને નિરપેક્ષ સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે; કારણકે આત્માના નિરપેક્ષ અસ્તિત્વમાં અને તેના કેવળ નિરપેક્ષ આનંદમાં તે લય

પામી જાય છે. વિજ્ઞાનનાં સર્વ કાર્યોનું મૂળ તે આનંદમાં જ હોય છે, તેનાં અસ્તિત્વનો પાયો આનંદ છે. પરંતુ વિજ્ઞાનનાં સર્વે કાર્યો આનંદના પરિણામ રૂપ તથા આનંદની ક્રિયાના સંવાદી કાર્ય રૂપ હોય છે પ્રભુમય, દૈવી જીવનના આનંદથી ભરપૂર દિવ્ય ચૈતન્યની દિવ્ય દર્શનપૂર્ણ દિવ્ય શક્તિ એ જ વિજ્ઞાન. આનંદમય કોશમાં સર્વ જ્ઞાન આત્મચૈતન્યના રૂપમાં અને શક્તિ શુદ્ધ પરાત્પર શક્તિના રૂપમાં પરિણામ પામી જાય છે, તથા એ બંને અસ્તિત્વના શુદ્ધ આનંદના રૂપમાં ઉન્નત થયેલાં જણાય છે. વિજ્ઞાનમય ભૂમિકાનો જે પાયો છે તે જ આનંદમય ભૂમિકાનું પોતાનું ક્ષેત્ર છે.

## વિજ્ઞાન અને આનંદ વચ્ચે ભેદ :

ઉપર પ્રમાણે થવાનું કારણ એ છે કે આનંદમય ભૂમિકામાં અદ્વૈત કેવળ નિરપેક્ષ બને છે. વિજ્ઞાનમય ભૂમિકા એ તેને પ્રાપ્ત કરવાનું નિશ્ચયાત્મક પગલું છે, અને નહિ કે તેની અંતિમ ભૂમિકા. વિજ્ઞાનમાં આત્મા પોતાની અનંતતા જાણે છે અને તેમાં જ પોતે જીવન ધારણ કરે છે, છતાં સાથે સાથે અનંતની લીલાના ક્ષેત્રરૂપ વ્યક્તિત્વમાં પણ તે જઈ શકે છે. વિજ્ઞાનમય પુરૂષ સર્વ પ્રાણીઓ સાથે પોતાનું અદ્વૈત સાધે છે, છતાં સાથે સાથે પોતે ભેદ પાડ્યા વિના પોતાનું છૂટાપણું અનુભવી શકે છે. અર્થાત્ પોતાની સ્વતંત્રતાને ગુમાવ્યા વિના તે સર્વ સાથે સંબંધ બાંધી શકે છે.

એ ભેદ કેવળ અદ્વૈતનો આનંદ લેવા માટે જ હોય છે, છતાં તે મેદવૃત્તિથી મનમાં પોતાને જુદા વ્યક્તિત્વ તરીકે જાણે છે અને પોતાનાં જ બીજાં સ્વરૂપોથી પોતે ભિન્ન છે એવું અનુભવે છે. એ પ્રકારના ભેદને લીધે આપણે આધ્યાત્મિક દૃષ્ટિએ બીજામાં આપણો આત્મા જોઈ શકતા નથી, અને વ્યવહારમાં તો આપણને અહંતાપ્રધાન વ્યક્તિત્વ અને નષ્ટ થયલી એકતાની શોધને રૂપે જ તે ભેદ માલૂમ પડે છે. અનંત ચૈતન્યમાં પણ વિજ્ઞાનમય પુરુષ મરજીઆત વ્યક્તિત્વ ઉત્પન્ન કરે છે. તેને પોતાનું તેજપૂર્ણ બિંબચક્ર હોય તેની પેલે પાર તે પ્રાણીઓ સાથે અદ્વૈત કરે છે. પરંતુ આનંદમય ભૂમિકામાં તો બધું જ બદલાઇ જાય છે તેમાં તો કેન્દ્ર યાને મધ્યબિંદુ જ ઉડી જાય છે. આનદમય કોશમાં વ્યક્તિત્વ જ હોતું નથી. વળી, તેમાં ફરજીઆત કે મરજીઆત વર્તુલ પણ હોતું નથી. સર્વત્ર એક જ સત્ પ્રવર્તે છે, અને આનંદમય પુરુષ પોતાની જાતને સર્વત્ર જુએ છે; તેને "પોતાનું" રહેઠાણ જ હોતું નથી. તે અનિકેત યાને "રહેઠાણ વગરનો" હોય છે—બલ્કે તેનું રહેઠાણ સર્વત્ર હોય છે. બીજાં બધાં પણ તેને સંપૂર્ણ રીતે પોતાના આત્મારૂપ દેખાય છે. અદ્વૈતમાં લય પામવાનો આનંદ કેવળ સંપૂર્ણ એકમયતાના રૂપમા બદલાઈ જાય છે. પછી સત્ જ્ઞાનના રૂપમા સઘટિત થતું નથી, કારણકે પછી જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય ત્રણે એકત્ર થઇ ગયાં હોય છે. એટને

પછી આપણે જેને જ્ઞાન કહીએ છીએ તેવા "જ્ઞાનની" પણ અપેક્ષા તેને રહેતી નથી. વળી, સઘળું ચૈતન્ય પણ અસ્તિત્વના આનંદરૂપ જ થઇ રહે છે, સર્વ શક્તિ પણ આનંદની જ શક્તિ હોય છે જુદાં જુદાં સ્વરૂપો, ક્રિયાઓ વગેરે પણ આનંદનાં જ સ્વરૂપો અને ક્રિયાઓ હોય છે. એમાં-સંપૂર્ણ સત્યમાં-આત્મા રાચે છે. આપણા સાધારણ જીવનમાં તો તે તેનાં વિરોધી સ્વરૂપોથી કલુષિત હોય છે, પરંતુ આનંદમય કોશમાં તે પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરીને તદ્દન રૂપાંતર પામી જાય છે.

આનંદમય ભૂમિકાનું વર્ણન •

છતાં પણ આત્માનું અસ્તિત્વ રહે છે, તેનો નાશ થઈ જતો નથી. આપણા અસ્તિત્વની એકેએક ભૂમિકા ઉપર તે કોઇ કાર્ય કરતો જણાય છે આનંદમય ભૂમિકામાં, આત્મા કાં તો સ્વાનુભવની ગાઢ સમાધિમાં લીન થઈ જાય છે, કિંવા પોતાની ભૂમિકાની ઉચ્ચમાં ઉચ્ચ શક્તિ ધારણ કરીને રાચે છે, કે પછી અપરાર્ધ યાને મન, પ્રાણ અને શરીરમય કોશોને પોતાના આનંદ અને શક્તિથી પૂર્ણ કરવાને પાછો ફરે છે આનંદમય ભૂમિકાને આનંદલોક, બ્રહ્મલોક, વૈકુંઠ, ગોલોક વગેરે જુદાં જુદાં નામો આપણા દેશમાં આપવામાં આવ્યાં છે આ ભૂમિકામાં પ્રભુ જગતની લીલા નથી કરી શકતો, કિંવા સ્વેચ્છાપૂર્વક તેમ કરવાથી અલગ

રહે છે એમ પણ નથી. ઉલટું, ઉપનિષદના વાક્ય પ્રમાણે તો આનંદ એ જ ઉત્પાદક–સર્જક–તત્ત્વ છે. તે દિવ્ય આનંદમાંથી જ સઘળું જન્મે છે. આનંદમાં સઘળું ચિત્‌ના સનાતન સત્ય સ્વરૂપમાં આવી રહેલું હોય છે. વિજ્ઞાન તેને વ્યક્ત કરી ભાવનાના સ્વરૂપમાં તથા ભાવનાના નિયમનમાં લાવી મૂકે છે. આનંદમાં તો સર્વ નિયમો અટકી જાય છે, અને કેવળ મુક્તિ–સ્વતંત્રતા જ બાકી રહે છે. આનંદ બીજાં સર્વ તત્ત્વોથી પર હોવા છતાં પણ એકીવખતે અને એક જ ક્રિયામાંથી તે સર્વ ભૂમિકાઓ સર્વ તત્ત્વોનો ભોક્તા છે; તે ગુણાતીત છે છતાં સર્વ ગુણોનો તે ભોક્તા છે; તે રૂપથી પર છે છતાં રૂપ માત્રનો ભોક્તા છે. પરાત્પર વિરાટ પુરુષનું એ જ સ્વરૂપ છે. આપણો આત્મા તેની જોડે એકતા ક્યારે પામે? ત્યારે જ કે જ્યારે તે પણ એ પ્રમાણે તદ્રુપ થઇ જાય. અલબત્ત, આ બધી લીલા નિરપેક્ષ, સ્વતંત્ર અને કેવળ તત્ત્વોના પરસ્પર સંબંધની છે. અર્થાત્ તે આપણી માનસિક શક્તિઓ માટે કિંવા વ્યવહાર કે પરમાર્થના કોઈ પણ વિચારોને તો તદ્દન અનિર્વચનીય હોય છે, કારણકે તેમના વિષેના આપણા વિચારો તો માત્ર આપણી બુદ્ધિનાં જ પૂતળાં હોય છે. આપણું મન વગેરે પણ તે નિરપેક્ષનાં સાપેક્ષ સૂચકો જ છે. પરંતુ જ્યારે આપણે સૂચક દ્વારા મૂળ વસ્તુને પ્રાપ્ત કરીએ છીએ, ત્યારે આપણે વિચાર અને આદર્શથી પણ પર જતા રહીએ છીએ.

પછી આપણે જેને જ્ઞાન કહીએ છીએ તેવા "જ્ઞાનની" પણ અપેક્ષા તેને રહેતી નથી. વળી, સઘળું ચૈતન્ય પણ અસ્તિત્વના આનંદરૂપ જ થઈ રહે છે, સર્વ શક્તિ પણ આનંદની જ શકિત હોય છે. જુદાં જુદાં સ્વરૂપો, ક્રિયાઓ વગેરે પણ આનંદનાં જ સ્વરૂપો અને ક્રિયાઓ હોય છે. એમાં–સંપૂર્ણ સત્યમાં–આત્મા રાચે છે. આપણા સાધારણ જીવનમાં તો તે તેનાં વિરોધી સ્વરૂપોથી કલુષિત હોય છે, પરંતુ આનંદમય કોશમાં તે પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરીને તદ્દન રૂપાંતર પામી જાય છે.

આનંદમય ભૂમિકાનું વર્ણન :

છતાં પણ આત્માનું અસ્તિત્વ રહે છે, તેનો નાશ થઈ જતો નથી. આપણા અસ્તિત્વની એકેએક ભૂમિકા ઉપર તે મોટા કાર્ય કરતો જણાય છે. આનંદમય ભૂમિકામાં, આત્મા કાં તો સ્વાનુભવની ગાઢ સમાધિમાં લીન થઈ જાય છે, કિંવા પોતાની ભૂમિકાની ઉચ્ચમાં ઉચ્ચ શકિત ધારણ કરીને રાચે છે, કે પછી અપરાર્ધ યાને મન, પ્રાણ અને શરીરમય કોશોને પોતાના આનંદ અને શકિતથી પૂર્ણ કરવાને પાછો ફરે છે. આનદમય ભૂમિકાને આનંદલોક, બ્રહ્મલોક, વૈકુંઠ, ગોલોક વગેરે જુદાં જુદાં નામો આપણા દેશમાં આપવામાં આવ્યાં છે. આ ભૂમિકામાં પ્રભુ જગતની લીલા નથી કરી શકતો, કિંવા સ્વેચ્છાપૂર્વક તેમ કરવાથી અક્ષમ

અને નિત્યમુક્ત આત્માને પ્રાપ્ત કરેલો હોવાથી આપણને અત્યારસુધી બંધનમાં રાખનાર આકર્ષક વસ્તુઓનું આકર્ષણ, તથા બંધનો વિષેનો આપણો ભય, એ બંને જતાં રહે છે. મુમુક્ષુત્વની એ ભાવનાનો ત્યાગ થયા વિના મોક્ષ મળતો નથી. પ્રભુ જુદા જુદા જીવાત્માઓને જુદે જુદે સ્વરે બોલાવે છે, અને તે બધાંએ પ્રભુના આનંદનાં સ્વરૂપો છે; એ બધા ય આત્મા જે આનંદની શોધમાં છે તેને પ્રાપ્ત કરવાના ભિન્ન ભિન્ન માર્ગરૂપ છે. શરૂઆતમાં તો ઐહિક સુખરૂપે બદલો મળવાની ભાવના, નીતિ અથવા બુદ્ધિથી પ્રાપ્ત કરી શકાય અને મન તથા શરીરમાં ભોગવી શકાય એવા આનંદની ભાવના માનવને લલચાવે છે. ત્યારપછી ઐહિક સુખોના જેવાં જ, પરંતુ ચિરસ્થાયી, સ્વર્ગનાં સુખોની ભાવના તેને આકર્ષે છે. પરંતુ એ ભાવનાનું અંતિમ ધ્યેય તો પ્રભુના સનાતન સામીપ્યમાં, અથવા તો સાયુજ્યમાં, સમાયલું છે. સૌથી છેવટે આપણને સૂક્ષ્મમાં સૂક્ષ્મ મોક્ષની લાલચ રહી જાય છે અને તેનાથી પ્રેરાઇને આપણે પૃથ્વીનાં અને સ્વર્ગનાં સર્વ સુખોનો તિરસ્કાર કરીને સર્વ પદાર્થોના ત્યાગપૂર્વક આત્માનો, નિર્વાણની પરમ શાંતિમાં, લય કરવાની ઇચ્છા કરીએ છીએ. પરંતુ આ બધાં મનનાં રમકડાં અંતે નષ્ટ થઈ જાય છે એટલું જ નહિ, પરંતુ મરણના ડૈરાનો ભય પણ છૂટી જાય છે. ઉપનિષદમાં પણ કહ્યું છે કે એકત્વનો-અદ્વૈતનો સાક્ષાત્કાર કરનાર આત્માને શોક તથા

## જીવનનો તથા વિશ્વનો ત્યાગ કરવાની ઇચ્છા :

જ્યારે આપણે વર્તમાન ભૂમિકાથી તદ્દન જુદી અને પર આવી રહેલી ભૂમિકાનો અનુભવ કરીએ છીએ, ત્યારે પ્રથમ તો આપણને હાલના જીવનનો ત્યાગ કરીને તેનો જ સંપૂર્ણ સ્વીકાર કરી લેવાનું મન થાય છે એ ઉચ્ચ ભૂમિકા પ્રત્યે જે આકર્ષણ થાય છે તેનું અતિશયોક્તિભરેલું સ્વરૂપ તો આપણને " માયા " રૂપ જગતનો ત્યાગ કરી ઉચ્ચ ભૂમિકામાં આત્માનો લય, અથવા તો નિર્વાણ, કરવાના સિદ્ધાંતમાં દેખાઇ આવે છે. પરંતુ ખરેખરો લય, અથવા નિર્વાણ, તો આપણી નિમ્ન પ્રકૃતિના તમોમય કિંવા અજ્ઞાનમય સ્વરૂપને જ્યારે ઉચ્ચ ભૂમિકાના વિશાળ જીવનમાં આપણે મુક્તિ પ્રાપ્ત કરાવી શકીએ, ત્યારે જ સિદ્ધ થયો ગણાય અંતમાં આપણને જણાય છે કે એ ઉચ્ચ ભૂમિકા આપણી સર્વ ગૌણ ભૂમિકાઓનું આદિકારણ છે, એટલું જ નહિ પરંતુ તે ભૂમિકા સર્વવ્યાપી પણ છે ઉચ્ચ ભૂમિકાને પ્રાપ્ત કરવાનું કારણ તો ફક્ત એટલું જ છે કે તેને પ્રાપ્ત કરવાથી આધ્યાત્મિક અનુભવમાં સર્વ વસ્તુ પ્રત્યેનું આપણું દષ્ટિબિંદુ બદલાઇ જાય છેવટે, આપણે જે ઉત્તમોત્તમ પરાત્પરને પ્રાપ્ત કરીએ છીએ તે સર્વ ભૂમિકાઓથી પણ પર હોય છે. ત્યારપછી મુમુક્ષુત્વની આપણી ઉત્કટ ઇચ્છા પણ દૂર થઇ જાય છે. અત્યારસુધી એ મુમુક્ષા આપણને સર્વ પ્રયત્નોમા દોરી રહી હતી પરંતુ હવે, આપણે સનાતન

સ્થિતિમાં તો તે આનંદમય ભૂમિકાને પ્રાપ્ત કરી શકે તેવું જણાતું નથી, કારણ હજી તો તેને ઉચ્ચ માનસિક અને વિજ્ઞાનમય ભૂમિકાઓ પ્રાપ્ત કરવાની છે એ વાત સાચી, તોપણ થોડેઘણે અંશે પણ તે આનંદની શક્તિને પોતાનામાં ગ્રહણ કરી શકે છે: અને માનવની ઉત્તમોત્તમ શક્યતા પણ એ જ છે.

આનંદમય પ્રકૃતિ :

હવે, માનવમાં આનંદમય ભૂમિકાની પ્રકૃતિ કેવી હોય છે એ એક પ્રશ્ન રહ્યો. પ્રથમ તો સર્વ પ્રાણીઓ જોડે અસ્તિત્વના આનંદમાં અદ્વૈત પામવું એ તેનો સ્વભાવ હોવો જોઇએ. આપણી હમણાંની પ્રકૃતિમાં એ આનંદ પ્રેમનું સ્વરૂપ લે છે. એટલે તેવો આત્મા પોતાના જીવનમાં સર્વ પ્રાણીઓ પ્રત્યે વિરાટ પ્રેમની લાગણીથી દોરાય છે. તે પ્રેમ પ્રથમ તો માનુષી હોય છે, પણ છેવટે દિવ્ય થઈ જાય છે. આનંદમય પ્રકૃતિનો બીજો ગુણ એ હોવો જોઇએ કે મનોમય ભૂમિકા ઉપર જે શોક, ભય, તૃષ્ણા અને દુઃખનું વાદળ ફરી વળેલું હોય છે તેનો ત્યાગ કરીને વિરાટની લીલા જોડે તે આનંદમાં અદ્વૈત પામે છે. વળી, છેવટે આનંદની મુક્તિ મળવાથી આપણા અસ્તિત્વનાં પરસ્પર વિરોધી તત્ત્વો સંવાદી બની જતાં હોવાથી સઘળું અશુભ શુભમાં પરિવર્તન પામે છે. નિખિલસૌંદર્યનિધિ પ્રભુની સુંદરતા સર્વત્ર જણાય

નિરાકાર બીજરૂપ હોતો નથી. આનંદનો અનુભવ કરનાર આત્માને કદી નાશનો ભય રહેતો નથી. ભય, કામના અને મોહ એ સર્વે મનના વ્યાધિઓ હોય મનના દ્વૈતને અને પરિમિતતાની ભાવનાને લીધે જ પેદા થાય છે. પરંતુ આનંદમય ભૂમિકા તો એ સર્વ વ્યાધિઓથી મુક્ત હોય છે.

## આનંદમય કોશમાં આત્માની સ્થિતિ અને ક્રિયા :

આનંદમય કોશમાં સ્થિરતો આત્મા જન્મ કે અજન્મથી, તેમજ જ્ઞાનની ઈચ્છાથી કે અજ્ઞાનના ભયથી પણ બંધાતો નથી. તેને જ્ઞાન થયું હોય છે, એટલું જ નહિ, પણ તે જ્ઞાનથી પર પણ ગયેલો હોય છે. લેપાયા વિના તે અજ્ઞાનમાં લીલા કરી શકે છે, અને પ્રકૃતિના ફેરામાં પડ્યા સિવાય તે જન્મ પણ ધારણ કરી શકે છે. વળી, તે આત્મા જન્મમરણની ઘટમાળનું કારણ અને તેના નિયમો જાણે છે. એ નિયમ પ્રમાણે એક પછી એક એમ ઉત્તરોત્તર ચડતી યોનિમાં તે વિકાસ પામે છે, અને જેમ જેમ તેનો વિકાસ થતો જાય છે તેમ તેમ તે સ્થૂલ પદાર્થથી માંડીને ઊંચ માનસિક ઉચ્ચ ભૂમિકા સુધી ક્રમે ક્રમે વધારે વિજ્ઞાન ધોરણને વશ વર્તતો જાય છે. આનંદમય પુરુષ પોતે એ ઊર્ધ્વ ગતિને સહાય આપતો અચકાતો નથી, કિંવા સ્થૂલ પદાર્થતત્ત્વમાં ઉતરીને તેમને પોતાના આનંદની જ જ્યોતિ આપી દિવ્ય પ્રકૃતિ પ્રત્યે આકર્ષતાં પણ ખંચાતો નથી. માનવની સામાન્ય

સ્થિતિમાં તો તે આનંદમય ભૂમિકાને પ્રાપ્ત કરી શકે તેવું જણાતું નથી, કારણ હજી તો તેને ઉચ્ચ માનસિક અને વિજ્ઞાનમય ભૂમિકાઓ પ્રાપ્ત કરવાની છે એ વાત સાચી, તોપણ થોડેઘણે અંશે પણ તે આનંદની શક્તિને પોતાનામાં ગ્રહણ કરી શકે છે: અને માનવની ઉત્તમોત્તમ શક્યતા પણ એ જ છે.

આનંદમય પ્રકૃતિ :

હવે, માનવમાં આનંદમય ભૂમિકાની પ્રકૃતિ કેવી હોય છે એ એક પ્રશ્ન રહ્યો. પ્રથમ તો સર્વ પ્રાણીઓ જોડે અસ્તિત્વના આનંદમા અદ્વૈત પામવુ એ તેનો સ્વભાવ હોવો જોઇએ. આપણી હમણાંની પ્રકૃતિમાં એ આનંદ પ્રેમનું સ્વરૂપ લે છે. એટલે તેવો આત્મા પોતાના જીવનમાં સર્વ પ્રાણીઓ પ્રત્યે વિરાટ પ્રેમની લાગણીથી દોરાય છે. તે પ્રેમ પ્રથમ તો માનુષી હોય છે, પણ છેવટે દિવ્ય થઈ જાય છે. આનંદમય પ્રકૃતિનો બીજો ગુણ એ હોવો જોઇએ કે મનોમય ભૂમિકા ઉપર જે શોક, ભય, તૃષ્ણા અને દુઃખનું વાદળ ફરી વળેલું હોય છે તેનો ત્યાગ કરીને વિરાટની લીલા જોડે તે આનંદમાં અદ્વૈત પામે છે. વળી, છેવટે આનંદની મુક્તિ મળવાથી આપણા અસ્તિત્વનાં પરસ્પર વિરોધી તત્ત્વો સંવાદી બની જતાં હોવાથી સઘળું અશુભ શુભમાં પરિવર્તન પામે છે. નિખિલસૌંદર્યનિધિ પ્રભુની સુંદરતા સર્વત્ર જણાય

છે, અને અજ્ઞાનમય અંધકારનો નાશ થઈ સર્વત્ર જ્ઞાનનાં કિરણો ઝગઝગે છે. વળી, આપણી મનોમય ભૂમિકામાં સત્ય, શુભ, સૌંદર્ય, શક્તિ, પ્રેમ વગેરે વચ્ચે આપણને જે ભેદ જણાય છે, તે બધો સનાતન અદ્વૈતની ટોચે પહોચતાં સંપૂર્ણ લય પામી જાય છે.

આનંદમય કોષમા પુરૂષ અને પ્રકૃતિ :

મનોમય ભૂમિકામા પુરૂષ પ્રકૃતિથી જુદો હોઈ પ્રકૃતિના દ્વૈતનો દાસ બની રહે છે. વિજ્ઞાનમા તે પ્રકૃતિ જોડે જોડાયનો-એકમાં બે સ્વરૂપે-રહે છે, એટલે તેની સાથે એની સંપૂર્ણ એકતા થયલી હોય છે પરંતુ આનંદમય ભૂમિકામા તો તે પ્રકૃતિ સ્વરૂપ જ થઈ રહે છે. એટલે આનદમાં પુરૂષ પ્રકૃતિ જોડે લીલા કરતો નથી, પરંતુ પુરૂષ પોતે નિજાનંદ સ્વભાવમાં જ લીલા કરે છે આ જ ઉત્તમોત્તમ રહસ્ય છે અને આપણી બુદ્ધિને સમજાય તેવુ ન હોય તોપણ તે પોતે તો ઘણું જ સરળ છે. સચ્ચિદાનંદના આત્માનંદની મુક્ત અનંતતા એ જ આનદમય કોષ તેને દિવ્ય બાલસ્વરૂપ પ્રભુની લીલા કહો, કે રસીયાજીની રાસલીલા કહો, પરંતુ તેનો મર્મ ઉપર જણાવેલો છે તે જ છે.

## પ્રકરણ ૧૨ મું

# વિદ્યા અને અવિદ્યા

જ્ઞાનયોગનો પ્રથમ ઉદ્દેશ .

આપણે જ્ઞાનયોગના માર્ગનું અવલોકન કરીને તે માર્ગ આપણને કયાસુધી લઈ જાય છે તે જોયુ જ્ઞાનયોગનો પ્રથમ ઉદ્દેશ તો પરમાત્માની પ્રાપ્તિ છે. અર્થાત્ અસ્તિત્વના મૂળમાં રહેલા દૈવી તત્ત્વ જોડે ~દ્વૈત કરીને તથા જીવનમા તેને પ્રતિબિંબિત કરીને ચૈતન્યમાં પ્રભુમય થવું તથા પ્રભુને પ્રાપ્ત કરવો એ તેનો મુખ્ય હેતુ છે. વળી, એ ઇશ્વરપ્રાપ્તિ આપણા વર્તમાન જીવનથી દૂર થઇ જાઇ કોઇ અમૂર્ત ભૂમિકામાં નહિ, પરંતુ વર્તમાન જીવનમા પણ કરવી જોઇએ. એટલે કે, સાધકે પ્રભુને તેના પોતાના અસલ દિવ્યસ્વરૂપમાં, વિરાટ-વિશ્વમાં, પોતાના અંતરમાં, સર્વ પદાર્થોમા અને પ્રાણીઓમાં પ્રાપ્ત કરવો જોઇએ · સાધકે પરમાત્મા સાથે અદ્વૈત કરવુ જોઇએ, તથા વિરાટ વિશ્વ તથા સર્વ પ્રાણીઓ

સાથે પણ તેણે અદ્વૈત સાધવું જોઇએ. એ અદ્વૈત પ્રાપ્ત કરવાથી વિશ્વની અનંત વિવિધતાને પણ સાધક ધારણ કરી શકે છે; પરંતુ એ વિવિધતા અદ્વૈતના ઉપર આધાર રાખનારી હોય છે, નહિ કે અજ્ઞાનમય દ્વૈતના ઉપર. વળી, એ સાક્ષાત્કારને પરિણામે નિરાકાર તથા સાકાર રૂપે પણ પ્રભુની પ્રાપ્તિ થાય છે. અર્થાત્ સર્વ ગુણોથી અતીત તેના શુદ્ધ નિર્ગુણ સ્વરૂપને તથા અનંત ગુણમય સગુણ સ્વરૂપને સાધક પ્રાપ્ત કરી શકે છે. કાલથી અતીત તથા સર્વ કાલમાં કાર્ય કરી રહેલા, સર્વ કર્મો તથા નૈષ્કર્મ્ય બંનેમાં વ્યાપી રહેલા, તથા પરિમિતતા અને અપરિમિતતા બંનેને ધારણ કરનારા પ્રભુનું જ્ઞાન પણ સાધકને થાય છે. જ્ઞાનયોગમાં એ પ્રથમ ઉદ્દેશ પ્રમાણે શુદ્ધ અપૌરુષેય આત્મા રૂપે જ પ્રભુ-પ્રાપ્તિ કરવાની નથી, પરંતુ સર્વ માનવોમાં, કેવળ પુરુષમાં નહિ પરંતુ વિજ્ઞાન, મન, પ્રાણ અને શરીરની અપરાર્ધ ભૂમિકામાં પણ, તેને પ્રાપ્ત કરવો જોઇએ. અર્થાત્ જ્ઞાન-યોગના સાધકે પોતાના આત્મા દ્વારા મનોમય, પ્રાણમય અને અન્નમય ચેતના દ્વારા સુદ્ધાં પ્રભુનો સાક્ષાત્કાર કરવો જોઇએ. વળી, એ પ્રત્યેક કરણ પ્રભુમય થઈ જાય એ ખાસ જરૂરનું છે, કે જેથી કરીને આપણું આખું અસ્તિત્વ તેની સાથે સંપૂર્ણ અદ્વૈત અનુભવે, તેના વડે ઓતપ્રોત થઇ રહે, અને તેનાથી પ્રેરિત થાય. પ્રભુ અદ્વૈત સ્વરૂપ હોવાથી આપણા અન્નમય ચૈતન્યનું સ્થૂલ વિશ્વ સાથે, આપણા પ્રાણમય

ચૈતન્યનું વિરાટ પ્રાણ સાથે, આપણા મનોમય ચૈતન્યનું વિરાટ મન સાથે, આપણા આત્માનું વિરાટ આત્મા સાથે અદ્વૈત સિદ્ધ થવું જોઇએ. અર્થાત્ આપણે પ્રભુમાં થાને નિરપેક્ષમાં લય પામી જઇને તેને સર્વ સંબંધોમાં અને આવિર્ભાવોમાં પ્રાપ્ત કરવા જોઇએ.

## જ્ઞાનયોગનો બીજો ઉદ્દેશ :

દિવ્ય પુરૂષ અને દિવ્ય પ્રકૃતિને આપણા સામાન્ય અસ્તિત્વમાં ધારણ કરવાં એ જ્ઞાનયોગનો બીજો ઉદ્દેશ છે, ઇશ્વર પોતે જ સચ્ચિદાનંદ સ્વરૂપ છે, એટલે દિવ્ય આત્માની પ્રાપ્તિનો અર્થ આપણા અસ્તિત્વને દિવ્ય અસ્તિત્વમાં, આપણા ચૈતન્યને દિવ્ય ચૈતન્યના રૂપમાં, આપણી શક્તિને પ્રભુની શક્તિમા, તથા આપણા આનંદને પ્રભુના સાહજિક આનંદમા ઉન્નત કરવાં એટલો જ હેતુ નથી, પરંતુ આપણા સમગ્ર અસ્તિત્વમાં તેમની વિશાળતાઓને પ્રાપ્ત કરવી એવો પણ તેનો હેતુ છે; કારણ કે એ દિવ્યતા આપણા અસ્તિત્વની એકેએક ભૂમિકામાં તથા આપણા એકેએક કરણમાં આવી રહેલી છે. અર્થાત્ આપણું મનોમય, પ્રાણમય તથા અન્નમય ચૈતન્ય દિવ્ય પ્રકૃતિથી પરિપ્લુત થઇ રહેવું જોઇએ. જ્યારે એ દૈવી પરિવર્તન સિદ્ધ થાય છે, ત્યારે બુદ્ધિપ્રધાન મનને બદલે દિવ્ય જ્ઞાનશક્તિ, કામનામય જીવનને બદલે દિવ્ય પ્રેમ અને આનંદ, પ્રાણશક્તિને સ્થાને દિવ્યજીવન, તથા સ્થૂળ

શરીરને બદલે દિવ્ય પદાર્થ આપણામાં સ્થાપન થાય છે. ઉપર જણાવેલા દૈવી કાર્યનો સાક્ષાત્કાર જ્યારે આપણે વિજ્ઞાનમય અને આનંદમય કોષ પ્રાપ્ત કરીએ છીએ ત્યારે થાય છે, અને તે દૈવી કાર્ય વિજ્ઞાન અને આનંદમય કોષને સદાને માટે પ્રાપ્ત કરી તેમાં ચૈતન્યને સ્થિર કરવામાં આવે છે ત્યારે જ સંપૂર્ણ થાય છે. સ્થૂલ દૃષ્ટિએ જોતાં, આપણું શારીરિક જીવન આપણે કેવળ પાર્થિવ ભૂમિકામાં અને સામાન્ય રીતે બહિર્મુખ થયલા પ્રાણમાં અને મનમાં ધારણ કરીએ છીએ એ ખરું છે, તોપણ આપણું જીવન એવાં સ્થૂલ બંધનોમાં હમેશાંને માટે બંધાઈ રહેવાને સરજાયલું નથી એ પણ નક્કી છે. આપણા આંતર ચૈતન્યને આપણે પુરુષ અને પ્રકૃતિના જુદા જુદા સંબંધોવાળી જુદી જુદી ભૂમિકાઓમાં ઉન્નત કરીને લઈ જઈ શકીએ છીએ; અને પરિણામે, શારીરિક ચૈતન્ય અને સ્થૂલ પ્રકૃતિને પરવશ મનોમય પ્રાણીને બદલે આપણે વિજ્ઞાનમય પુરુષ થઈને વિજ્ઞાનમય પ્રકૃતિને ધારણ કરી શકીએ છીએ. એ પ્રમાણે આપણું આંતર ચૈતન્ય વિજ્ઞાનમય ભૂમિકાને પ્રાપ્ત કરે, તો આપણા બાહ્ય જીવનમાં પણ આપણે સંપૂર્ણ પરિવર્તન કરી નાખી શકીએ. તે પરિવર્તન થયા પછી આપણું જીવન સ્થૂલ પાર્થિવ સંજોગો અને કાર્યો, અસ્તિત્વની તથા ચૈતન્યની શુદ્ધ સ્થિતિ ઉપર આધાર રાખશે. પરિમિતમાં અનંત-ચૈતન્ય કાર્ય કરશે અને માનવમાં દિવ્યશક્તિ અને આત્માનો દિવ્ય આનંદ સ્થાપન થશે.

## વિદ્યા અને અવિદ્યા :

આપણા અંતિમ ઉદ્દેશો આગળ જણાવી ગયા. તેને પ્રાપ્ત કરવા માટેની પદ્ધતિનાં મુખ્ય અંગો પણ આપણે આગલા પ્રકરણમાં તપાસી ગયા છીએ. પરંતુ, આ પ્રકરણમાં જ્ઞાનપ્રાપ્તિની પદ્ધતિની જે એક બાજુ વિષે આપણે બીલકુલ ઈશારો કર્યો નથી તેનો ઉલ્લેખ કરવાનો છે. પૂર્ણયોગની પદ્ધતિમાં તો આખું જીવન એજ યોગ છે, એવો સિદ્ધાંત સ્વીકારવો જોઈએ અને આપણે તે સ્વીકાર્યો છે. પરંતુ અત્યારસુધી આપણે જે જ્ઞાનનો ઉલ્લેખ કર્યો, તેમાં સામાન્ય રીતે જેને " જીવન " કહેવામાં આવે છે તેના જ્ઞાનનો સમાવેશ થતો હોય એમ લાગતું નથી. એ બધું જ્ઞાન તો બાહ્ય જીવનની સપાટી નીચે રહેલું જણાય છે. હવે જ્ઞાન બે પ્રકારનું હોય છેઃ– ૧. અવિદ્યા, અને ૨. વિદ્યા. એકમા અસ્તિત્વની ઘટનાઓને બાહ્ય અને સ્થૂલ દૃષ્ટિથી સમજવાનો પ્રયત્ન કરવામાં આવે છે; અર્થાત્ બાહ્ય ઉપચારો યાને પ્રક્રિયાઓનો આશ્રય લઇને, બુદ્ધિનો ઉપયોગ કરીને, સર્વ જ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. એને અવિદ્યા કહે છે. દૃશ્ય જગતનું જ્ઞાન એજ અવિદ્યા. બીજા પ્રકારમાં સત્તા મૂળનો તથા તત્ત્વોનો આધ્યાત્મિક સાક્ષાત્કાર કરીને તેના અંતરનું જ્ઞાન પ્રાપ્ત કરવામા આવે છેઃ એને વિદ્યા કહેવામાં આવે છે. સામાન્ય રીતે એ બન્ને વચ્ચે ઘણો વિરોધ આવી રહેલો મનાય છે. જ્યારે આપણને વિદ્યાનું જ્ઞાન થાય છે, અર્થાત્

ઈશ્વરનું જ્ઞાન મળે છે, ત્યારપછી વિશ્વજ્ઞાન આપણો માટે કાંઈપણ ઉપયોગનું રહેતું નથી, એવું સામાન્ય રીતે મનાય છે. પરંતુ ખરું જોતા, એ બન્ને એક જ શોધની બે બાજુઓ છે. સર્વજ્ઞાન, અંતે તો ઈશ્વરનું જ જ્ઞાન છે. પછી તે તેના પોતાના સ્વરૂપ દ્વારા, તત્ત્વ દ્વારા, પ્રકૃતિ દ્વારા કે પ્રકૃતિના કાર્યો દ્વારા કે ગમે તે દ્વારા મેળવાયલું હોય. માનવજાતિ પ્રભુનું જ્ઞાન પ્રથમ બાહ્યજીવન દ્વારા મેળવવાનો પ્રયત્ન કરે છે. કારણ કે જ્યાંસુધી માનસિક શક્તિઓનો વિકાસ થાય નહિ, ત્યાં સુધી ખરેખરું આધ્યાત્મિક જ્ઞાન મળી શકે જ નહિ. વળી, જેમ જેમ એ માનસિક શક્તિઓ વિકાસ પામે છે, તેમ તેમ આધ્યાત્મિક જ્ઞાનની શક્યતાઓ વિશાળ અને સંપૂર્ણ થતી જાય છે.

અવિદ્યામાં પ્રભુનું જ્ઞાન :

ભૌતિકશાસ્ત્રો, કળા, તત્ત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર, મનુષ્ય અને તેના ભૂતકાળનું જ્ઞાન, અર્થાત્ ઇતિહાસ અને મનુષ્યનાં કર્મો દ્વારા પણ આપણે પ્રકૃતિ અને કર્મ દ્વારા કાર્ય કરી રહેલા પ્રભુનું જ્ઞાન મેળવી રહ્યા છીએ એ શાસ્ત્રોમાં પણ પ્રથમ તો જીવન અને પ્રકૃતિનાં સ્વરૂપોમાં આપણે આકર્ષાઈને બંધાઈ રહીએ છીએ. પરંતુ જેમ જેમ આપણે અભ્યાસમાં ઊંડા ઉતરીને, સંપૂર્ણ દૃષ્ટિમર્યાદાને જોઈને, વિશાળ અનુભવને પ્રાપ્ત કરીએ છીએ, તેમ તેમ એ પ્રત્યેક શાસ્ત્ર આપણને

ઈશ્વરના મૂળનું દર્શન કરાવે છે. ભૌતિકશાસ્ત્રોમાંનું કેવળ સ્થૂલ પદાર્થોને લગતું શાસ્ત્ર લઈએ, તો તેમાં પણ અંતે અનંતને-વિરાટને સ્વીકાર્યા વિના છૂટકો થતો જ નથી; અર્થાત્ તે શાસ્ત્રમાં પણ છેવટ પદાર્થમાં કાર્ય કરી રહેલાં દિવ્ય જ્ઞાન અને દિવ્યશક્તિનું ભાન માણસને થાય છે. વળી, કેવળ સ્થૂલ શાસ્ત્રોને બાજુ પર મૂકીને માનસિક અને આધ્યાત્મિક વિદ્યાઓમાં તો એ પરિણામ ઘણી જ સહેલાઈથી આવે છે. કારણકે તેમના જ્ઞાનનાં ક્ષેત્રો સૂક્ષ્મ ભૂમિકામાં આવેલાં હોઈ આપણી સૂક્ષ્મ શક્તિઓ, સૂક્ષ્મ ભૂમિકાનાં સત્ત્વો સાથે તથા દૃશ્ય જગતની પાછળ આવી રહેલી અદૃષ્ટ ભૂમિકાઓની સાથે આપણો સંબંધ થાય છે. એ ભૂમિકાઓ આપણી સ્થૂલ ઇન્દ્રિયોથી નહિ, પરંતુ મન તથા સૂક્ષ્મ ઇન્દ્રિયોથી જાણી શકાય છે. કળા પણ અંતે એ જ આદર્શ પ્રત્યે પ્રયાણ કરે છે. સૌન્દર્યગ્રાહકશક્તિ યાને રસવૃત્તિ પ્રથમ માનવને પ્રકૃતિમાં બાંધી રાખે છે. પરંતુ અંતે તેનામાં સૌંદર્યગ્રાહક આધ્યાત્મિક લાગણી જાગ્રત થાય છે, અને તે કેવળ અનંત જીવન સ્વરૂપને નહિ પરંતુ અનંત જીવનમાં વ્યાપી રહેલા અનંત પ્રભુના સ્વરૂપને પ્રાપ્ત કરે છે. મનુષ્યના જીવનમાં સૌંદર્યનું દર્શન કરવાનો પ્રયત્ન કરતાં કરતાં, છેવટ માનવજાતિમાં તેને પ્રભુનું વિરાટ દર્શન થાય છે. વસ્તુઓનાં તત્ત્વોની શોધ કરતાં કરતાં તત્ત્વજ્ઞાન છેવટે સર્વ તત્ત્વોના તત્ત્વરૂપ-પ્રભુને પ્રાપ્ત કરશે, અને તેનો સ્વભાવ, તેના ગુણો,

કાર્યો વગેરેનું જ્ઞાન મેળવવામાં તે મશગુલ થઈ જશે. તે જ પ્રમાણે નીતિશાસ્ત્રમાં પણ માણસ કલ્યાણ, ન્યાય, દયા વગેરેના જે અચલ નિયમ શોધી રહ્યો છે, તે ખરું જોતાં, પ્રભુની જ શોધ કરી રહ્યો છે, એવું તેને જણાય છે; અને તે નિયમોનો આધાર સર્વ નિયમના અધિષ્ઠાતા પ્રભુના ઉપર રહેલો છે એમ પણ તેને જણાય છે. માનસશાસ્ત્રમાં પ્રાણીઓનાં મન અને આત્માનો, તથા તેમની સૂક્ષ્મ શક્તિઓનો અભ્યાસ કરવામાં આવે છે. તે પણ અંતે સર્વમાં વ્યાપી રહેલ એક આત્મા તથા સર્વ પદાર્થ અને પ્રાણીમાં રહેલા એક વિરાટ મનનું અસ્તિત્વ જોઈ શકે છે. પ્રકૃતિના ઇતિહાસ અને અભ્યાસની પેઠે માનવ જાતિનો ઇતિહાસ અને અભ્યાસ કરવાથી વિદ્યા અને માનવ જાતિની ઉત્ક્રાંતિમાં કાર્ય કરી રહેલી વિરાટ શક્તિનું તથા સનાતન પ્રભુનું જ્ઞાન થઈ પ્રભુનો જે હેતુ છે તેનું, તથા તેની શક્તિ વિશ્વભરમાં કાર્ય કરી રહેલી છે તેનું માનવને ભાન થાય છે. જીવનમાં આપણે કાર્યો કરવાં પડે છે તેથી વિશ્વમાં કાર્ય કરી રહેલી પ્રભુની દિવ્ય શક્તિના સંગમમાં આપણે ન છૂટકે પણ આવવું જ પડે છે, અને આપણને માલૂમ પડે છે કે તે શક્તિ જ આપણા કર્મો દ્વારા કાર્ય કરે છે, એટલું જ નહિ પરંતુ આપણાં કર્મોનો પોતે ઉપયોગ કરે છે, તથા આપણાં કર્મોને મંજુર કે નામંજુર પણ તેજ કરે છે ! બુદ્ધિ તેને જાણીને સમજવા મંડે છે; શક્તિ તે જ પ્રભુની સેવા કરવા તત્પર થાય છે, કારણ કે તેના વિના પ્રકૃતિ,

માનવ કે વિશ્વમાંનું કશું પણ હાલીચાલી શકે નહિ—અરે! અસ્તિત્વ પણ ધારણ કરી શકે નહિ; અને તેનું જ્ઞાન પ્રાપ્ત કરવાથી જ આપણી ઉચ્ચમાં ઉચ્ચ શકયતાઓને આપણે પ્રાપ્ત કરી શકીએ.

### વિદ્યા અવિદ્યાનો ભેદ :

અહિં યોગનું કાર્ય શરૂ થાય છે. બુદ્ધિ, લાગણીઓ અને કર્મનો સ્વીકાર કરીને યોગ ઇશ્વરપ્રાપ્તિ કરવા માટે પ્રયત્ન કરે છે. આખા જીવનમાં પ્રભુ પ્રત્યે જે અજ્ઞાનમય અને અપૂર્ણ ગતિ તથા શોધ કરવામાં આવે છે, તે પ્રયત્ન જ્યારે અજ્ઞાન અને પૂર્ણ થાય છે ત્યારે તેને યોગ કહેવામાં આવે છે. એટલે શરૂઆતમા અવિદ્યાના કાર્યથી તથા પદ્ધતિથી યોગનુ કાર્ય તથા પદ્ધતિ જુદાં પડે છે પ્રભુ પ્રત્યે બાહ્ય સ્વરૂપો દ્વારા તથા આડકતરી રીતે પ્રયાણ કરવાનો અવિદ્યા પ્રયત્ન કરે છે અવિદ્યા પ્રભુના ગૂઢ સ્થાનમાં પ્રવેશ કરવા પામતી નથી, જ્યારે યોગ આપણને સીધેસીધાં પ્રભુ પ્રત્યે દોરી જાય છે. અવિદ્યા પ્રભુને બુદ્ધિ દ્વારા શોધે છે અને તેનું જ્ઞાન પડદા પાછળથી મેળવી શકે છે, યોગ તેનો સાક્ષાત્કાર કરીને તેની અને આપણી વચ્ચે આવી રહેલો પડદો હંચકીને તેનું સ્પષ્ટ દર્શન કરાવે છે અવિદ્યામા પ્રભુના અસ્તિત્વની અને તેની શક્તિની અસર માત્ર દેખાય છે; યોગમા, અર્થાત્ વિદ્યામાં, તેની પ્રત્યક્ષ હાજરીનો સાક્ષાત્કાર

થઇ તેની શકિતનું કાર્ય પ્રત્યક્ષ થાય છે, અવિદ્યામા પ્રભુના કાર્યનું જ્ઞાન થઇને તે કાર્યો દ્વારાજ આપણને પ્રભુની ઝાંખી થાય છે, જ્યારે વિદ્યામાં ( યોગમાં ) આપણું આતરજીવન પ્રભુ સાથે અદ્વૈત પામે છે અને તે સ્થિતિમાંથી પ્રભુના સર્વ કાર્યો નિહાળી શકાય છે. એટલા માટે વિદ્યા અને અવિદ્યાની પદ્ધતિમાં ભેદ રહેલો છે.

### વિદ્યાના સાધનો ૧. શુદ્ધિ, ૨ એકાગ્રતા, ૩. અદ્વૈત

હવે, વિદ્યાની પદ્ધતિ પ્રમાણે તો સાધકે દૃષ્ટિને અંતર્મુખ કરવી જોઇએ, તથા બાહ્ય પદાર્થોનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં પણ તેનાં સ્થૂલ સ્વરૂપોનો ત્યાગ કરીને સૂક્ષ્મ દૃષ્ટિ વડે પદાર્થોનાં સૂક્ષ્મ સ્વરૂપોનો તથા તેમનમાં રહેલાં સનાતન સત્યોનો તેણે સાક્ષાત્કાર કરવો જોઇએ. અવિદ્યા પદાર્થોનાં સ્વરૂપ અને સ્થૂલ ક્રિયાઓનો જ અભ્યાસ કરવામાં પડી જાય છે હવે, વિદ્યામાં જે સનાતન સત્યનાં તે સ્વરૂપો છે, તથા જે અનાદિ સત્-તાનાં તે કાર્યો છે, તેમને પ્રાપ્ત કરવા તરફ વધારે વૃત્તિ હોય છે. અન્યોન્યને કેવળ અનિવાર્ય એવી ત્રણ ક્રિયાઓનો ઉપયોગ કરીને વિદ્યા ઉપર જણાવેલું પરિણામ લાવે છે. એ ક્રિયાઓમાની પ્રત્યેક એકબીજાની ન્યૂનતા પૂરી કરનારી છે તેમાં ૧ શુદ્ધિ, ૨ એકાગ્રતા, અને ૩ અદ્વૈત એ ત્રણ ક્રિયાઓનો સમાવેશ થાય છે

## ૧ શુદ્ધિ :

આખા મનોમય જીવનને પ્રભુનું પ્રતિબિંબ ઝીલવાને માટે સ્વચ્છ આરસીના જેવું બનાવી દેવું એ શુદ્ધિનો હેતુ છે. અર્થાત્ આપણા આંતરજીવનને એવા સ્વચ્છ અને અવિરોધ આધારના રૂપમાં ફેરવી નાખવું કે જેથી કરીને તેમાં પ્રભુ પોતે તથા તેની શક્તિ છૂટથી વહી શકે, તથા એવા શુદ્ધ આધારને પ્રભુની દિવ્ય પ્રકૃતિ પોતે સ્વીકારે, તથા તેનું રૂપાંતર કરીને દિવ્ય કાર્યો કરવા માટે જગતમાં વાપરી શકે. અત્યારની સ્થિતિમાં તો વિશ્વ અને માનસિક અને પાર્થિવ દૃષ્ટિબિંદુથી જોવાને લીધે ઉત્પન્ન થતી ચેતનાવસ્થા જ માત્ર આપણા માનસિક જીવનમાં પ્રતિબિંબિત થાય છે, તથા આપણી પ્રકૃતિની અવ્યવસ્થિતતાની જ વાહક થઇ પડી છે; કારણકે આપણી પ્રકૃતિમાં ઘણી નડતરો તથા અશુદ્ધિઓ આવી રહેલી હોય છે.

ઉપર જણાવેલાં કારણોને લીધે આપણા અસ્તિત્વનું બધું સ્વરૂપ જ વિરૂપ અને અપૂર્ણ થઇ જઇ પ્રકૃતિની ઉન્નત અમરોથી તદ્દન અસ્પર્શ રહીને તેનાં સર્વે કાર્યો દ્વારા અજ્ઞાન અને નિમ્ન ભૂમિકાઓ પ્રત્યે જ વળેલું રહે છે. તે પ્રકૃતિમાં તો સંસારનું પણ અસત્ય અને વક્ર પ્રતિબિંબ પડે છે; પ્રભુનું પ્રતિબિંબ તો તેમાં પડી શકતું જ નથી.

## ૨ એકાગ્રતા :

એ શુદ્ધિની જોડે એકાગ્રતાની પણ જરૂર છે. સૌથી

પ્રથમ તો આપણી શક્તિ અને મન વગેરેમાં વિભક્ત થઇ જવાની જે કુદરતી વૃત્તિ છે તેને દૂર કરી, અર્થાત્ વિચારોની વેરાયલી સ્થિતિ, કામનાઓનું અનંત શાખાઓમાં વહેંચાઇ જવું, ઇન્દ્રિયોના વિષયોની પાછળ મનનું દોરાવું તથા બાહ્યસ્પર્શી પ્રત્યે અંતરજીવનનું પ્રતિકાર્ય, એ વગેરેને દૂર કરી, આપણી શક્તિ તથા વિચારોને પદાર્થોની પાછળ આવી રહેલા સનાતન સત્યના ઉપર એકાગ્રતાથી લગાડવાની જરૂર છે. એ પ્રમાણે સર્વ શક્તિ અને સર્વ વિચારોને સ્થિર કરવા માટે ભગીરથ પ્રયત્ન તથા તીવ્ર એકાગ્રતાની જરૂર છે. પદાર્થોનું સ્થૂલ યાને બાહ્ય જ્ઞાન સામાન્ય પ્રયત્ન કરીને, અર્થાત્ ધ્યાન અને ગ્રહણ શક્તિથી જ મેળવી શકાય તેવું હોય છે. જ્યારે આંતરજ્ઞાનનાં ગૂઢ આધ્યાત્મિક સત્યો તો મનની નિરપેક્ષ એકાગ્રતા થાય તો જ પ્રાપ્ત કરી શકાય છે અર્થાત્ આપણે જે વિષય પ્રાપ્ત કરવા માગતા હોઇએ તેના ઉપર મનની સંપૂર્ણ એકાગ્રતા થવી જોઇએ. શક્તિએ પણ તે જ પદાર્થની પ્રાપ્તિ માટે એકાગ્ર થઇ જવું જોઇએ, તથા એકવાર તેને પ્રાપ્ત કરીને તેની જોડે એકતા—અદ્વૈત થાય ત્યાંસુધી તેને ધારણ કરવાનું બળ મેળવવું જોઇએ; કારણકે જ્યાંસુધી અદ્વૈત સિદ્ધ થયું નથી ત્યાંસુધી સંપૂર્ણ જ્ઞાન અને પ્રાપ્તિ થઇ ગણાય જ નહિ. વિશુદ્ધ માનસિક ભૂમિમાં પ્રભુનું નિત્ય શુદ્ધ પ્રતિબિંબ પડી રહે તેનું, તથા સંપૂર્ણ એકાગ્રતાનું, પરિણામ અદ્વૈતમાં આવે છે. આપણી

અજ્ઞાન અને નિમ્ન માનસિક ભૂમિકાની સામાન્ય સ્થિતિમાં આપણી અને અનંત પ્રભુની વચ્ચે જે ભેદ આવી રહેલો જણાય છે તેને સંપૂર્ણપણે દૂર કરવા માટે એ અદ્વૈતના અનુભવની જરૂર છે.

## અવિદ્યાની કાર્ય પદ્ધતિ :

ઉપર જે હેતુઓ જણાવવામાં આવ્યા છે તેમનો એક પણ હેતુ અવિદ્યાની પદ્ધતિથી આપણે સાધી શકીશું નહિ. ખરું છે કે અવિદ્યાની પદ્ધતિ પ્રમાણે આપણે, ધારીએ તો, આપણી જાતને વિદ્યાને માટે લાયક બનાવી શકીએ ખરા; પરંતુ તે પણ થોડે જ અંશે અને અમુક હદ સુધી જ. જ્યાં અવિદ્યાનું કાર્ય પૂરું થાય છે, ત્યાંથી જ યોગ આત્મ-પ્રગતિની શરૂઆત કરીને માનવને દૈવી વિકાસ દ્વારા પૂર્ણતાએ પહોંચાડે છે. કોઈ પણ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા જો પાર્થિવ આકર્ષણોને વશ હોતી નથી, અર્થાત્ જગતના સુખભોગ તરફ રાગયુક્ત હોતી નથી, તો પરિણામે તે આંતરજીવનને વિશુદ્ધ કરીને પવિત્ર બનાવે છે. જેમ જેમ આપણે વધારે મનોમય થતા જઈએ છીએ, તેમ તેમ આપણી આખી પ્રકૃતિનું કાર્ય વધારે સૂક્ષ્મ થઈ તે ઉચ્ચ વિચારો, શુદ્ધ શક્તિ, અને આંતર પ્રેરણાઓને ઝીલવાને વધારે યોગ્ય થતું જાય છે. નીતિશાસ્ત્રમાં પ્રકૃતિને વિશુદ્ધ કરવાનો ગુણ રહેલો છે તે તો તદ્દન સરળ રીતે પણ સમજાય તેમ છે.

તત્ત્વજ્ઞાનને પરિણામે માનવની શુદ્ધિ વિશુદ્ધ થઈ અનંત તથા વિરાટને ગ્રહણ કરવાને યોગ્ય થાય છે એટલું જ નહિ, પરંતુ તેનાથી આખી પ્રકૃતિ પણ પવિત્ર થઈ જઈ ઋષિના જેવી શાંતિ અને સમતા સ્થાપન થાય છે. એ પ્રમાણે સ્વભાવમાં સમતા સ્થાપન થાય એ સંયમ તથા શુદ્ધિની નિશાની સમજવી. વિશ્વમાં વ્યાપી રહેલી સુંદરતાને તેનાં વિવિધ સ્વરૂપો દ્વારા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન પણ પ્રકૃતિમાં વિશુદ્ધિ સ્થાપન કરવાનો એક સચોટ ઉપાય છે; અને જ્યારે તે પ્રયત્ન ઉત્તમોત્તમ ભૂમિકામાં થાય છે ત્યારે તે "શુદ્ધિ" સ્થાપન કરવાનો એક અદ્દભુત ઉપાય થઈ રહે છે. સ્થૂલ પદાર્થોનો અભ્યાસ કરનાર ભૌતિકશાસ્ત્રવેત્તામાં, ભૌતિક-શાસ્ત્રોના નિષ્પક્ષપાત અભ્યાસને પરિણામે, તથા વિશ્વમાં કાર્ય કરી રહેલા સ્થૂલ નિયમોનું જ્ઞાન મેળવવા માટે પ્રયત્ન કરવાને લીધે પણ અવલોકનશક્તિ તથા વિવેકશક્તિ શુદ્ધ થાય છે એટલું જ નહિ, પરંતુ જ્યારે તેની પ્રકૃતિમાં બીજી વૃત્તિઓ નડતી નથી. ત્યારે આખા માનસિક જીવન ઉપર તથા નીતિમય સ્વભાવના ઉપર તેની પવિત્ર અને ઉન્નત કરનારી અસર થાય છે. એ વાત ઘણા માણસોના ધ્યાનની બહાર જ રહી જાય છે!

**યોગની પદ્ધતિ અનિવાર્ય :**

ઉપર પ્રમાણે અવિદ્યાના વિષયોના અનુસરણથી મનની

એકાગ્રતા સધાય છે, તથા સત્યનો સ્વીકાર કરવા માટે તથા સત્યમાં જીવન ધારણ કરવા માટે તપઃશક્તિ કેળવાય છે. એ પરિણામો ઉઘાડાં છે કારણ કે એ વિષયોના અનુશીલનમાં તેમની સતત જરૂર પડતી હોય છે. ' એટલે જ્યારે એ શક્તિઓ પરિપૂર્ણ વિકાસને પ્રાપ્ત કરે છે, યા તો જ્યારે વધારેમાં વધારે વેગપૂર્ણ સક્રિયતા સાધે છે, ત્યારે પ્રભુની વાસ્તવિકતાનું પ્રતિબિંબ તે પોતાનામાં ઝીલી શકે છે, અને પ્રતિબિંબ ધારણાને લઈને પ્રભુ સાથે એક પ્રકારનું પ્રાથમિક તાદાત્મ્ય પણ તે સાધી શકે છે. પરંતુ આ બધી ક્રિયા અમુક બિંદુથી આગળ–અમુક મર્યાદાથી આગળ જઈ શકતી નથી. પોતાની પ્રકૃતિમાં પ્રભુનું સમગ્ર પ્રતિબિંબ ઝીલવા માટે, તથા પ્રભુને પ્રાપ્ત કરવા માટે જીવનની વ્યવસ્થા-મર જે શુદ્ધિ કરવી પડે છે, તે યોગની ખાસ પદ્ધતિનું અનુસરણ કર્યા સિવાય થઈ શકતી નથી. અવિદ્યામાં જે ભાંગી તૂટી એકાગ્રતા હોય છે, તેને બદલે આપણે યોગની નિરપેક્ષ એકાગ્રતા સ્થાપન કરવી જોઈએ. અવિદ્યામાં જે અસ્પષ્ટ, નિષ્ફળ અદ્વૈત અનુભવાય છે તેને સ્થાને આપણે યોગમાંનું સંપૂર્ણ, ગાઢ, અને અનિવાર્ય અદ્વૈત પ્રાપ્ત કરી પ્રભુ જોડે સજીવ અદ્વૈત સિદ્ધ કરવું જોઈએ.

પૂર્ણયોગમાં અવિદ્યાનો સ્વીકાર:

વિદ્યા અને અવિદ્યા વચ્ચે ઉપર જણાવ્યો તેવો ભેદ

રહેલો છે, તોપણ યોગમાર્ગમાં ( વિદ્યામાં ) અવિદ્યાનો ત્યાગ કરી તેને બાતલ કરવામાં આવતી નથી. અવિદ્યાનો ત્યાગ તો જ્યારે સંન્યાસભાવનાથી, અથવા તો પોતાની ગહનતાથી દોરાઇને, વિશ્વમાં આવિર્ભાવ પામતા પ્રભુનો સ્વીકાર કરે નહિ, ત્યારે જ થઇ શકે. વિદ્યામાં જે વ્યાકુળતા, વિશાળતા અને આદર્શની ઉચ્ચતા છે તેનાથી તે વિદ્યા કરતાં જુદી પડી આવે છે તથા પોતાના હેતુઓ સિદ્ધ કરવા માટે તે પોતાની ખાસ પદ્ધતિઓનો ઉપયોગ પણ કરે છે. પરંતુ એનો અર્થ તે અવિદ્યાને સમૂળગી ટાળી મૂકે છે એવો નથી થતો. ઘણીવાર તો યોગની શરૂઆત અવિદ્યાથી થાય છે એટલું જ નહિ, પરંતુ યોગમાં પ્રગતિ કરવા માટે, કેટલાક સમય માટે તો, અવિદ્યાનો ગૌણ સહાયક તરીકે ઉપયોગ પણ કરવામાં આવે છે। દાખલા તરીકે, નીતિના વિચારો અને સદાચાર ( અંતરનો આચાર ) યોગની ઘણી પદ્ધતિઓમાં શુદ્ધિનું કાર્ય કરવા માટે ઘણીવાર વપરાયલા જોવામાં આવે છે. વળી, યોગનો આખો અભ્યાસ એટલે માનસશાસ્ત્ર જ્ઞાનનો પ્રયોગ એમ પણ કહીએ તો કાંઈ ખોટું નથી. તત્ત્વજ્ઞાનના પાયા ઉપર આધાર રાખીને તો યોગમાર્ગ વિશ્વના અને અસ્તિત્વનાં તત્ત્વોનું જ્ઞાન પ્રાપ્ત કરે છે તથા પ્રભુપ્રાપ્તિની શરૂઆત કરે છે. પરંતુ યોગ એટલેથી અટકી જતો નથી. તત્ત્વજ્ઞાનના અભ્યાસને પરિણામે વિવેક શક્તિ કેળવાય છે તેનો આશ્રય લઇને યોગ તેને વિચારથી પર

અવસ્થામાં પ્રેરણાનો તથા બુદ્ધિથી પર થઈ આત્મસાક્ષાત્કારનો અનુભવ કરાવે છે. અર્થાત્ તત્ત્વજ્ઞાનમાં જે સિદ્ધાંતો કેવળ તાત્ત્વિક અને અવ્યવહારુ જેવા દેખાય છે, તેમને યોગ સમીપમાં લાવી પ્રત્યક્ષ કરે છે. સૌંદર્યગ્રાહક અને ભાવપ્રધાન આંતર લાગણીઓનો તથા સુંદર સ્વરૂપોનો જ્ઞાનયોગમાં પણ એકાગ્રતા પ્રાપ્ત કરવા માટે ઉપયોગ કરવામાં આવે છે. જ્યારે તે શક્તિઓ વિશુદ્ધ થઇ જાય છે ત્યારે ભક્તિની શરૂઆત કરવા માટે ઘણી જ ઉપયોગી થઇ પડે છે. એ જ પ્રમાણે જીવન અને કર્મ પણ જ્યારે વિશુદ્ધ થાય છે, ત્યારે કર્મયોગની શરૂઆત કરવા માટે ઉપયોગના થઇ પડે છે. સઘળી કુદરતમાં પ્રભુનું ધ્યાન કરવું, યાને માનવમાં અને તેના જીવનમાં પ્રભુનું ધ્યાન અને પ્રભુની સેવા, તથા દુનિયાના ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં પણ તે પ્રભુની જ સેવા કરવાના વિચારોને યોગમાર્ગમાં સ્થાન છે. ટુંકામાં જ્ઞાનયોગની પૂર્ણતાને માટે, પ્રભુનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરવાને માટે એ સર્વે તત્ત્વો અગત્યનાં છે. યોગમાં એ સર્વ અવિદ્યાઓને પણ એક જ અંતિમ હેતુ પ્રત્યે દોરવામાં આવે છે અને તે હેતુ સર્વ પદાર્થોમાં પ્રભુનો સાક્ષાત્કાર કરવાનો છે. અર્થાત્ અવિદ્યાની, બહિર્મુખ ઇંદ્રિય સંસ્પર્શને વશ વસ્તુ, પ્રાણી, બનાવ વગેરે પ્રત્યે જે ઉપયોગ ની વૃત્તિવાળી સ્વાર્થી દૃષ્ટિ હોય છે તે જતી રહીને તેને બદલે એક દિવ્ય દૃષ્ટિ જ સ્થાપન થાય છે. સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી પણ

એજ પ્રકાર ચાલુ રહે છે. સર્વ પરિમિત પદાર્થોમાં યોગીને પ્રભુનું જ્ઞાન અને તેનું જ દર્શન થાય છે. વળી, તે પોતે પણ વિશ્વમાં પ્રભુનાં કાર્યો સિદ્ધ કરવા માટે પ્રભુના આધાર રૂપે વર્તે છે. એટલે વિશ્વનું જ્ઞાન તથા જીવનના પ્રત્યેક ક્ષેત્રનું જ્ઞાન સુદ્ધાં યોગી સ્વીકારે છે. ફેર માત્ર એટલો જ કે યોગી સર્વમાં પ્રભુને જ જુવે છે, તથા માનવજાતિને પ્રભુનું જ્ઞાન મેળવવામાં તથા પ્રભુપ્રાપ્તિ કરવામાં સહાય કરવાનો ફક્ત એક જ હેતુ યોગીને તેનાં કાર્યોમાં પ્રેરે છે. ભૌતિક શાસ્ત્રોની સાબિતિઓમાં, તત્ત્વજ્ઞાનીઓનાં અનુમાનોમાં, સૌંદર્યનાં વિધવિધ સ્વરૂપોમા, ચારિત્રની પવિત્રતામાં, જીવનની સર્વ ક્રિયાઓમાં સુદ્ધાંત યોગીને પ્રભુનું જ દર્શન થાય છે. જગતનાં ભૂતકાળમાં, વર્તમાનમાં તથા ભવિષ્યમાં પણ તે તો પ્રભુને જ જુવે છે. યોગી એ ક્ષેત્રમાંનાં ગમે તે એકમાં અથવા તો અનેકમાં પોતાના જ્ઞાનથી સર્વગ્રાહી બનેલી દૃષ્ટિનો ઉપયોગ કરી વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરી મુક્ત આત્માના કાર્યક્ષેત્ર તરીકે ગમે તેને સ્વીકારી શકે છે. અવિદ્યામાંથી તે વિદ્યાને પ્રાપ્ત કરે છે. વિદ્યાને પ્રાપ્ત કરવાથી અવિદ્યામાં પણ જ્ઞાનનો અદ્‌ભુત પ્રકાશ પડીને તેમાંનું અજ્ઞાન દૂર થઈ જાય છે, અને અંતે અવિદ્યા મટી જઈને તે વિદ્યાનું જ સ્વરૂપ થઈ રહે છે. અલબત્ત અવિદ્યા એ વિદ્યાની આજુબાજુનું છોડું યાને તેની નીચલી કોર ગણી શકાય ।

## પ્રકરણ ૧૩ મું

# સમાધિ

### યોગમાં સમાધિની અગત્ય :

આપણી વર્તમાન ચેતનાથી પર આવી રહેલ સચ્ચિદાનંદને પ્રાપ્ત કરવાને માટે મનુષ્યે વિકાસ કરવો, યાને ક્રમેક્રમે ઊર્ધ્વમાં ઉત્થાન કરવું, કે પછી અત્યારે આપણને સ્વભાવપ્રાપ્ત નથી એવી ઊર્ધ્વ યાને દિવ્ય ચેતનામાં પોતાની ચેતનાને ખેંચી લેવી એવી જ્ઞાનયોગની પરંપરાગત માન્યતા છે. સમાધિની દશાની અગત્ય એ હેતુ જોડે ઘણો ગાઢ સંબંધ ધરાવે છે. એમ પણ માનવામાં આવે છે કે ચૈતન્યની કેટલીક અવસ્થાઓને ફક્ત સમાધિ દ્વારા જ પ્રાપ્ત કરી શકાય છે. " હું છું" એવી સંજ્ઞાનો લય થઇ જઇને શાંત, નિરંજન, ગતિહીન, કાલથી પર, અનંતતામાં જ આપણો આત્મા મગ્ન થઈ જાય એ પ્રકારની સમાધિ વિશેષે કરીને અભીષ્ટ છે. એ પ્રમાણે ઉચ્ચ સમાધિની યાને નિર્વાણની નીરવતામાં જઇને દેહ છોડે તો આત્મા ફરીને માયામાં

વિજ્ઞાનશાસ્ત્રીઓ ફરીને મેળવી રહ્યા છે, અને તે એ છે કે આપણી ચેતનાનો અથવા તો વિરાટનો ઘણો જ થોડો ભાગ આપણા જાણવામાં અને આપણા ઉપયોગમાં આવે છે. આપણા અસ્તિત્વનો બાકીનો ભાગ જાગ્રત દશાથી પર, એવી તુરીયાવસ્થામાં, તેમજ આપણી જાગ્રત દશાની ચારે-બાજુ આપણાથી તદ્દન અજ્ઞાત રૂપે આવી રહેલો છે. આપણા મનને અને આપણી ઇન્દ્રિયોને કોઇ કોઇ વાર તેના અસ્તિત્વની ઝાંખી માત્ર થાય છે. આપણી જુની પદ્ધતિમાં ચેતનાના ત્રણ વિભાગ પાડવામા આવતા ને તેમને અનુક્રમે 'જાગ્રત' 'સ્વપ્ન' અને 'સુષુપ્તિ' અવસ્થાને નામે ઓળખવામાં આવતા વળી પ્રત્યેક માનવમાં તે અવસ્થામાં રહેલો જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્ત પુરૂષ હોય છે. તે ઉપરાંત એ ત્રણે સ્થિતિથી પર એવી તુરીય અવસ્થા પણ છે, જેમાંથી એ ત્રણે પ્રકારની ચેતનાઓને ધારણ કરનાર પુરૂષ વિશ્વના દ્વૈતનો આનંદ લેવા માટે આવિર્ભાવ પામે છે.

ચારેની વ્યાખ્યા :

પ્રાચીન ગ્ર થોના શબ્દપ્રયોગ જોતાં જણાય છે કે જાગ્રત અવસ્થા એટલે સ્થૂલ મનથી અધિષ્ઠિત દેહની ચેતનામાં જડ વિશ્વની જે ચેતના આપણે અનુભવીએ છીએ તે આપણી સૂક્ષ્મ પ્રાણમય અને સૂક્ષ્મ મનોમય ચેતના પાછળ જે ચૈતન્ય વિલસી રહેલું છે તેને "સ્વપ્નાવસ્થા" કહેવામાં

ઉંડી ઊતરતી જાય છે, તેમ તેમ સમાધિ દશા પણ વધારે ને વધારે ગાઢ બની જાગ્રત અવસ્થા જોડેનો તેનો સંબંધ ઓછો થતો જાય છે. અમુક સ્થિતિ પછી સમાધિ સંપૂર્ણ થઈ જાય છે, અને તેમાંથી સાધકને પાછો જાગ્રત અવસ્થામાં લાવવો એ લગભગ, અથવા તદ્દન, અશક્ય બની જાય છે. તે પોતાની તપશ્ચક્તિથી પાછો આવે છે, અથવા તો સ્થૂલ શરીરને મજબૂત આઘાત આપવાથી કદાચ પાછો આવે છે. પરંતુ તેમાં એ ચૈતન્યના અણધાર્યા આવી પહોંચવાને લીધે એવું પુનરાગમન શરીરને માટે જોખમકારક હોય છે. સમાધિની એવી દશાઓ પણ વર્ણવેલી છે કે જેમાં લાંબો સમય આત્મા રહે તો પછી સ્થૂલ શરીરમાં તે પાછો આવવા પામતો જ નથી. કારણકે જીવનની ચેતના જોડે તેને બાંધી રાખનાર સાંકળ યાને પ્રાણના રજ્જુ ઉપરનો કાબુ તે ગુમાવી દે છે, એટલે શરીર અસલની જડ સ્થિતિમાં જ કાયમ રહી જાય છે. પરંતુ પુરુષ પાછો આવી શકતો નહિ હોવાથી તે મરી ગયલું ગણાય છે. અમુક ભૂમિકાને પ્રાપ્ત થયા પછી યોગીને એવી શક્તિ પ્રાપ્ત થાય છે કે તે પોતે પોતાની તપઃશક્તિનો પ્રયોગ કરીને, અથવા બીજા શબ્દોમાં કહીએ તો, પ્રાણશક્તિને ઉદાનમાંથી બ્રહ્મરંધ્રમાં લાવીને ઈચ્છા પ્રમાણે મૃત્યુ પામી શકે છે. એવી રીતે સમાધિની દશામાં શરીરનો ત્યાગ કરવાથી તે ઇચ્છે છે તે સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે.

### સ્વપ્નાવસ્થાનું વર્ણન :

સ્વપ્નાવસ્થામાં પણ અનંત ગહનતાઓની શ્રેણી આવી રહેલી છે. તેઓમાં પણ જે અવસ્થાઓ જાગ્રતની પાસે-ચોક ઉંડાણમાં—આવેલી છે તેમાંથી માણસ પાછો આવી શકે છે અને સ્થૂલ જગતને ફરી પ્રાપ્ત કરી શકે છે. પરંતુ વધારે ઊંડા ઉતરતાં, મન સ્વપ્નસમાધિમાં જતું રહે છે અને સહેલાઈથી જાગ્રત અવસ્થાને પ્રાપ્ત કરતું નથી. સમાધિમાં અને નિદ્રાની સ્થિતિમાં, તથા યોગની સ્વપ્નાવસ્થા અને મનુ-ષ્યને જે સ્વપ્ન આવે છે તેની વચ્ચે બીલકુલ સરખાપણું નથી. નિદ્રા અને સ્વપ્નની અવસ્થાઓ આપણા સ્થૂલ મનના ઉપર આધાર રાખે છે; જ્યારે યોગની સમાધિ અને નિદ્રાવસ્થામાં સૂક્ષ્મ મન પોતે સ્થૂલનાં બંધનથી સ્વતંત્ર થઈને કાર્ય કરતું હોય છે. સ્થૂલ મનમાં જે સ્વપ્ન આવે છે તે બધાં અસંબદ્ધ, સેળભેળ ખીચડી જેવાં હોય છે. તેમાંની કેટલીક બાબતો બુદ્ધિ અને તપ:શક્તિના કાર્યથી સ્વતંત્ર, મનની બીજી શક્તિઓનાં કાર્યોનું પરિણામ હોય છે. ત્યારે વળી, સ્વપ્નનાં કેટલાંક તત્ત્વો સ્મૃતિમાંથી ઉત્પન્ન થયેલાં અને મસ્તકમાં પડેલા સંસ્કારોમાંથી અનિયમિત રીતે જાગ્રત થયેલાં પણ હોય છે. કેટલાંક મનોમય ભૂમિકામાં આવતાં પ્રતિબિંબોનાં પણ બનેલાં હોય છે, પરંતુ તે શુદ્ધ હોતાં નથી કેમકે પ્રતિબિંબ પામતી વેળા તેમને મન અને બીજી શક્તિઓમાં થઈને જવું પડતું હોવાથી તે બધાં વક્ર થઈ જાય છે, અને સ્થૂલ જગતમાં સ્પર્શો પ્રત્યે

પ્રતિકાર્ય રૂપે પણ તેમાંનાં કેટલાંક તત્ત્વો હોય છે. યોગની સ્વપ્નાવસ્થામાં મન તદ્દન સ્વચ્છ અને પોતાની તપઃશક્તિ અને બુદ્ધિને બરાબર વાપરી શકે છે. એ અવસ્થા સ્થૂલ સંજ્ઞાથી દૂર જઈ ઇન્દ્રિયોનાં દ્વારોને તદ્દન બંધ કરી દે છે એ ખરૂં, તથાપિ વિચાર, તપઃશક્તિ, બુદ્ધિ, વિવેકદષ્ટિ વગેરે પોતાનાં સર્વ કરણોને તથા ધર્મોને તો તે તદ્દન સ્વચ્છ અને સક્રિય રાખે છે, એટલું જ નહિ પરંતુ તેમની શુદ્ધિ, શક્તિ તથા એકાગ્રતામાં પણ, જાગ્રત મનના ભ્રમથી અને અસ્થિરતાથી મુક્ત થતાં, આશ્ચર્યકારક વૃદ્ધિ થયલી જણાય છે. તે પોતાની તપઃશક્તિનો ઉપયોગ કરીને પોતાની જાગ્રત અવસ્થા પર, બીજાં માણસો પર, અથવા તો આજુબાજુના પદાર્થો ઉપર, સૂક્ષ્મ તેમજ સ્થૂલ અસર ઉપજાવી શકે છે. એવી સ્વપ્નાવસ્થાની સમાધિ છૂટ્યા પછી પણ તેની સૂક્ષ્મ અને સ્થૂલ અસર જાગ્રત અવસ્થામાં પણ ચાલુ રહે છે.

સ્વપ્નાવસ્થાની પ્રાપ્તિ :

સ્વપ્નાવસ્થાની સર્વ શક્તિઓ જો મેળવવી હોય તો સાધકે પ્રથમ તો પોતાની ઇંદ્રિયો ઉપર જુદા જુદા પદાર્થોના દર્શન, અવાજ, વગેરેથી થતી અસરોને દૂર કરવી જોઈએ. સ્વપ્નાવસ્થાની સમાધિમાં સૂક્ષ્મશરીરની સૂક્ષ્મઇંદ્રિયો દ્વારા પણ આપણે સ્થૂલ જગતને જાણી શકીએ છીએ. જાગ્રત અવસ્થા કરતાં પણ વધારે સારૂં અને વિશાળ સ્થૂલ જગતનું

જ્ઞાન સાધક પોતાની મરજી પ્રમાણે મેળવી શકે છે, કારણ-કે સ્થૂલ ઇન્દ્રિયોના કરતાં સૂક્ષ્મ ઇન્દ્રિયોનું ક્ષેત્ર ઘણું વધારે વિશાળ હોય છે, એટલું જ નહિ પરંતુ તેનું કાર્યક્ષેત્ર, માણસ ધારે તો, અમર્યાદિત એટલે અનંત જેટલું કરી શકે છે. પરંતુ એ સૂક્ષ્મ ઇન્દ્રિયો દ્વારા આપણને સ્થૂલ જગતનું જે જ્ઞાન મળે છે તે આપણી સ્થૂલ ઇન્દ્રિયોથી મેળવેલા જ્ઞાનના કરતાં જુદા જ પ્રકારનું હોય છે. આપણું સ્થૂલ યાને જાગ્રત અવસ્થાનું જ્ઞાન સમાધિ દશામા મળી શકતું નથી, કારણકે ઇન્દ્રિયોના આકર્ષણને લીધે સમાધિનો ભંગ થાય છે અને પોતાની ટેવને લીધે ઇન્દ્રિયો મનને જાગ્રત અવસ્થામાં લઇ જાય છે. પરંતુ સૂક્ષ્મ ઇન્દ્રિયો સ્થૂન અને સૂક્ષ્મ બને ક્ષેત્રોમાં કાર્ય કરી શકે છે; અલબત્ત, સ્થૂલ જગત તેના જગતથી દૂર ગણાય ખરૂં સ્થૂલ ઇન્દ્રિયોના દ્વાર બંધ કરવા માટે યોગમાં જુદા જુદા ઉપાયો લેવામાં આવે છેઃ તેમાંના કેટલાક ઉપાયો તો સ્થૂલ હોય છે, પરંતુ સૌથી વધારે અસરકારક ઉપાય તો એકાગ્રતાનો છે. તેના યોગે મન જાગ્રત અવસ્થામાંથી એકદમ વિમુખ થઇને ઉંડાણમાં ઉતરી પડે છે. બીજી મુશ્કેલી એ નડે છે કે સાધકને સ્વપ્ના-વસ્થામાં જતાં, વચમાં નિદ્રા—શારીરિક નિદ્રા—આવી જવાનો ભય રહેલો છે. સાધારણ રીતે સ્થૂન જગતમાંથી મનને પાછું ખેંચતા તે નિદ્રામાં પડી જાય છે. આ ટેવને સાધકે છતવી પડે છે. સ્વપ્નવસ્થામાં મનને જાગતા રહેવાની ટેવ

પાડવી જોઇએ, જેથી કરી તે પોતે બહિર્મુખ થયા વિના અંતરમાં જ એકાગ્ર થયલું રહે અને છતાં પોતાની સર્વ શકિતઓનો ઉપયોગ કરી શકે.

સ્વપ્નાવસ્થાના અનુભવો :

સ્વપ્નાવસ્થાના અનુભવો વિવિધ પ્રકારના હોય છે. તે અવસ્થામાં વિવેક, બુદ્ધિ, તપઃશકિતઓ, કલ્પના વગેરે મનની શકિતઓ કાયમ હોય છે, અને મન તે સર્વને પોતાની મરજી પ્રમાણે ગમે તે વસ્તુ પ્રાપ્ત કરવા માટે વાપરી શકે છે, એટલું જ નહિ પરંતુ આખી મનોમય સૃષ્ટિમાં ગમે ત્યાં સ્થૂલથી છેક ઊંચે દિવ્ય મનોમય ભૂમિકા સુધી વિચરીને ગમે તે વસ્તુ કે વિષયનું જ્ઞાન મેળવી શકે છે. એ કાર્ય મન જુદી જુદી રીતે કરી શકે છે, કારણકે તે સ્થૂલ ઇંદ્રિયોની બહિર્મુખ સંકુચિત મર્યાદાઓથી મુકત થઇને સૂક્ષ્મ, વિશાળ અને સ્થિતિસ્થાપક થયલું હોય છે. સ્થૂલ જગતના પદાર્થોનું જ્ઞાન તે મેળવી શકે છે, તેમજ બીજી ભૂમિકાઓનું જ્ઞાન પણ તે પ્રાપ્ત કરે છે. કારણકે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ વગેરે તમામ વિષયનાં માનસિક સ્વરૂપોને તે જાણી શકે છે. જ્યારે મન "સ્વપ્ન સમાધિ" માં હોય છે ત્યારે તે ચિદાકાશ નામના ચૈતન્યમય આકાશને પ્રાપ્ત કરી સ્થૂલ જગતના આકાશ કરતાં વધારે ને વધારે ગહન એવા સૂક્ષ્મ આકાશમાં ઉતરી પડે છે. તે ચિદાકાશની ભૂમિકા સ્થૂલ જીવનથી

ઘણી જ દૂર હોય છે, એટલું જ નહિ પરંતુ તેની અને સ્થૂલ જીવનની વચ્ચે ઘણા જ ગાઢ પડદાઓ આવી રહેલા છે. એ સૂક્ષ્મ આકાશમાં સ્થૂલ તેમજ સૂક્ષ્મ સર્વ પદાર્થોને ફરીને ઉત્પન્ન કરનારાં આદિસ્રોતો, ઇંદ્રિયગોચર પડઘાઓ, તરંગો, અને પ્રતિબિંબો, પણ જ કરે છે.

## સ્વપ્નાવસ્થાની કેટલીક ગૂઢ શક્તિઓ :

બીજાના વિચારો જાણવાની યાને વિચારવિનિમયની અને દૂરદર્શનની શક્તિનું મૂળ પણ ઉપર વર્ણવેલી સ્વપ્નાવસ્થામાં જ છે. સૂક્ષ્મ આકાશમાં ઉત્પન્ન થતી ચિત્રમય સ્મૃતિમાં આપણી જાગ્રત અવસ્થા થોડા સમય માટે દાખલ થઇ તેમાં માત્ર વર્તમાન અને ભૂત જ નહિ પરંતુ ભવિષ્યનાં ચિત્રો પણ જોઇ શકે છે. જાગ્રત અવસ્થાને જે વસ્તુઓ ભવિષ્યની હોય છે, તે વસ્તુઓ ઉચ્ચ ભૂમિકાઓમાં સિદ્ધ થયલી હોઇ તેમનું પ્રતિબિંબ વર્તમાન જાગ્રત અવસ્થામાં પડી શકે છે. એ શક્તિ જાગ્રત અવસ્થામાં અપવાદ તરીકે હોય છે, અને વિશિષ્ટ શક્તિ વિના, યાને શ્રમસાધ્ય અભ્યાસ વિના તેનું જ્ઞાન દુષ્પ્રાપ્ય છે. પરંતુ સ્વપ્નાવસ્થાની સમાધિમાં તે તદ્દન સ્વાભાવિક હોય છે, કારણકે તેમાં તમસથી મન તદ્દન સ્વતંત્ર હોય છે. તે ઉન્નત મન જુદી જુદી ભૂમિકાઓનું જ્ઞાન વિચારવિનિમય કરીને મેળવી શકે છે. આજકાલ એ શક્તિને 'ટેલીપથી' (વિચારવિનિમય) કહેવામાં

આવે છે. સ્વપ્નાવસ્થાની સર્વશક્તિઓ અન્યમાં વિચારની પ્રેરણા કરવામાં તથા ભવિષ્યનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં જ સમાપ્ત થતી નથી. તે સૂક્ષ્મ સ્વરૂપે પોતાનો વિસર્ગ કરીને પોતાને સૂક્ષ્મ દેહે બીજી ભૂમિકાઓમાં વિચરી શકે છે, એટલું જ નહિ પરંતુ આ દુનિયામાં પણ જુદાં જુદાં સ્થળોએ જઇ શકે છે અને તે સ્થળે જઇને ત્યાંના સ્થિતિસંજોગોનો અનુભવ, એક પ્રકારનો સ્થૂલ જેવો જ દેહ ધારણ કરીને લઈ શકે છે, તથા અનુભવ સહિત પાછો સ્થૂલ દેહમાં આવીને પોતાના અનુભવની સ્મૃતિ જાગ્રત રાખી શકે છે. તેવીજ રીતે તે પોતાના મનોમય શરીર વડે પણ દૂર પ્રદેશોમા અને બીજી ભૂમિકાઓમાં, સ્થૂલ શરીરને પ્રાણની નિશાની વગરનું, માને નિશ્ચેષ્ટ જેવું, ગાઢ સમાધિમાં રાખીને વિચરી શકે છે તથા પાછુ ફરીને સ્થૂલ શરીરને ધારણ કરી શકે છે.

સાધનામાં સ્વપ્નાવસ્થાની ઉપયોગિતા :

તથાપિ સ્વપ્નાવસ્થાની ખરેખરી ઉપયોગિતા ઉપર જણાવેલાં ગૌણ પરિણામોમાં જ સમાયલી નથી. પરંતુ તેના યોગે વિચાર, ભાવ, તપ શક્તિ વગેરેની ઉચ્ચ ભૂમિકાઓ પ્રાપ્ત કરી શકાય, અને પરિણામે આત્મા ઉન્નત થાય છે, તેનું કાર્યક્ષેત્ર વધારે વિશાળ બને છે અને આત્મસંયમમાં તે વિકાસ પામે છે, તેમાં તેની ઉપયોગિતા છે. ખાસ કરીને

ઇંદ્રિયગોચર વસ્તુઓના વ્યામોહ અને ક્ષોભથી મુક્ત થયા પછી આત્મા એકાતની સંપૂર્ણ શક્તિ એકાગ્ર કરીને સ્વતંત્ર વિવેક, વિચાર અને શક્તિ–આખરે દર્શન અને તાદાત્મ્ય–દ્વારા પ્રભુને પ્રાપ્ત કરે છે. પ્રભુ જોડેનું તેનું એ અદ્વૈત કેવળ આવિર્ભાવના પૂરતું જ હોતું નથી, પુરુષોત્તમના ઉચ્ચતમ અસ્તિત્વ જોડે પણ તે તાદાત્મ્ય કાયમ રહે છે. અથવા તો, આનંદની અને ભાવની સમાધિસ્ત એકાગ્રવૃત્તિ વડે–જાણે કે, એકાંત અને સીલબંધ ઓરડાની અંદર–પોતાના દિવ્ય પ્રિયતમના, નિખિલઆનંદસ્વરૂપ પ્રભુ જોડેના મિલન માટે આત્મા તૈયારી કરી શકે છે

## જાગ્રત પર સમાધિનો કાબુ

ઉપર જણાવેલી સમાધિ પૂર્ણયોગને માટે તો ખામી ભરેલી જ ગણાય, કારણકે સમાધિનો ભંગ થતાં જ પ્રભુ સાથેની એકતાનો તાર પણ તૂટે છે, અને આત્મા પાછો અજ્ઞાન, સુખ દુઃખ, વગેરે બાહ્ય જીવનની અપૂર્ણતા વગેરેમાં આવી પડે છે ઉચ્ચ સમાધિદશાની સ્મૃતિની જે કાંઈ ઉન્નતિકર અસર તેના બાહ્ય જીવન ઉપર પડે છે તેટલો જ લાભ તેને થાય છે છતા એવો ભેદ પડવો જ જોઇએ એવું કાંઈ નથી. સમાધિદશાના અનુભવો જાગ્રત અવસ્થાને માટે કેવળ સ્વપ્ન હોય એવું તો જે સાધકોનો અંતરાત્મા બરાબર કેળવાયલો નથી તેમની બાબતમાં જ બને. જેમ

જેમ અંતરાત્મા કેળવાઇને સમાધિદશા ઉપર કાબુ મેળવતો જાય છે, તેમ તેમ તે આન્તરદશામાંથી જાગ્રત અવસ્થામાં સહેલાઈથી આવ જા કરી શકે છે એકવાર એ પ્રમાણે થઈ શકયુ કે પછી સમ ધિની દશામાં જે કંઇ પ્રાપ્ત કર્યું હોય છે તેને જાગ્રતમાં લાવતાં અડચણ પડતી નથી: અને એ રીતે જાગ્રત અવસ્થામાં પણ સમાધિના અનુભવો શકિતઓ, અને માનસિક સ્થિતિ સ્થાપન કરીને ટકાવી રાખવું સહેલું થઇ પડે છે. આપણું સૂક્ષ્મ મન જે સામાન્ય રીતે સ્થૂળ મનના દબાણ નીચે દબાઈ રહેલું હોય છે, તે પણ પછી, ધીમે ધીમે, જાગ્રત અવસ્થામાં પોતાની સત્તા જમાવે છે અને તે એટલે સુધી કે જાગ્રતમાં પણ માણસ સ્થૂલ અને સૂક્ષ્મ બન્ને કોશમાં જીવનને ધારણ કરી શકે છે. વળી, સૂક્ષ્મ અને સ્થૂળ દેહને ધારણ કરતો તે પોતાની સ્થૂળ ઇંદ્રિયો, સ્થૂલ શકિતઓ વગેરેનો ઉપયોગ કરી શકે છે, તેમજ શરીરથી પર એવા આધ્યાત્મિક સત્યને, ચેતનાને તથા અનુભૂતિને પણ તે ધારણ કરે છે.

### સ્વપ્નાવસ્થા અને સુષુપ્તિ એટલે શું ?

સ્વપ્નાવસ્થામાંથી ચેતના ઊર્ધ્વ ભૂમિકામાં ઉત્થાન કરે છે: વિચારમાંથી શુદ્ધ ચેતનામાં, ભાવથી પર થઇને શુદ્ધ આનંદમાં અને તપશક્તિથી પર થઇને પ્રભુત્વમાં ઉત્થાન કરે છે. શુદ્ધ સચ્ચિદાનંદ સ્થિતિની પ્રાપ્તિ પહેલાંની એ સ્થિતિ છે, અને તેમાંથી જ વિશ્વની સર્વ ક્રિયાઓ જન્મ

પામે છે. વાંચનારે ભાષાના સૂચકોના પ્રયોગને લીધે ભૂલ ન થઈ જાય તેની સંભાળ રાખવી જોઈએ. "સ્વપ્ન" "સુષુપ્તિ" વગેરે શબ્દોનો ઉપયોગ કરવામાં આવે છે કારણકે તે વિચારો સ્થૂલ મનને પરિચિત હોવાથી સહેલાઈથી સમજી શકાય. પરંતુ વાસ્તવિક રીતે તો એ બન્ને ભૂમિકાઓ તદ્દન જુદી હોઇ આપણે જાણીએ છીએ તે "સ્વપ્ન" અને "નિદ્રા" સાથે તેમનું બીલકુલ સામ્ય નથી. ઉદાહરણ તરીકે, સુષુપ્તિ અવસ્થામાં આત્મા સંપૂર્ણ નિદ્રા ભોગવતો નથી. ઉલટું, સ્વપ્નાવસ્થામાં આત્માને પ્રજ્ઞા યાને જ્ઞાન અને બુદ્ધિના અધિષ્ઠાતા તરીકે વર્ણવવામાં આવે છે: તે જ વિજ્ઞાનમય પુરુષ છે, ઈશ્વર છે, આપણી સ્થૂલ જાગ્રત ચેતનાને એ સુષુપ્તિ નિદ્રા જેવી જણાય છે, તથાપિ વિશાળતર અને સૂક્ષ્મતર આંતરચેતનાને તો મહાન જાગૃતિ જેવી જણાય છે. આપણા સ્થૂલ મનને તો જાગ્રત સિવાયની તમામ અસામાન્ય અવસ્થાઓ સ્વપ્ના જેવી જ લાગે છે. જ્યારે સ્થૂલ મન જાગ્રત અને સ્વપ્નાવસ્થાને સીમાડે પહોંચે છે, ત્યારે તે સત્યને જરાપણ સમજી શકતું નથી અને નિદ્રાવસ્થાની અગ્રહણશીલતામાં તે પડી જાય છે. જાગ્રત અને સ્વપ્ન વચ્ચેની એ સરહદ વ્યક્તિના મનની શક્તિ, તેની જાગૃતિ અને તેના જ્ઞાન અંશના ઉપર અને જ્ઞાનની ઉન્નતતા ઉપર આધાર રાખે છે; અને એ સરહદને આગળ ને આગળ વધારતાં આખરે તે મનથી પર ચેતનાની સ્થિતિને પ્રાપ્ત કરે છે.

સામાન્ય રીતે માનવનું સૂક્ષ્મ મન પણ વિજ્ઞાનમય ભૂમિકામાં આંતરસમાધિની જાગ્રતિ જાળવી શકતું નથી, છતાં એ મુશ્કેલી, અશક્ય, દૂર કરી શકાય તેવી છે. એ વિજ્ઞાન અવસ્થામાં જાગ્રત રહેવાથી માનવ વિજ્ઞાનમય વિચાર, વિજ્ઞાનમય શક્તિ અને વિજ્ઞાનમય આનંદને પ્રાપ્ત કરે છે. એ પ્રાપ્તિ કદાચ સમાધિની દશામાં થાય તોપણ તેની સ્મૃતિ સ્થૂળ જાગ્રત અવસ્થામાં કાયમને માટે રહે છે. વિજ્ઞાનથી પણ પર એવી આનંદની ભૂમિકામાં જતાં સાધક આનંદમય પુરુષને પ્રાપ્ત કરીને તેના શુદ્ધ સ્વરૂપનો અને તેના આવિર્ભાવનો ઉપભોગ કરે છે. તેનાથી પર એવી પણ ભૂમિકાઓ હોય છે, કે જેની અનિર્વચનીય સ્થિતિમાંથી આત્મા પાછો ફરતાં, "હું કોણ જાણે અનિર્વચનીય રીતે આનંદમાં મગ્ન થઇ ગયો હતો!" એટલું જ વર્ણન માત્ર આપી શકે છે. એ ભૂમિકાને આપણે અનંત, અબાધિત, પરાત્પર સતની ભૂમિકા કહી શકીએ, કારણકે તે વિચાર, વર્ણન અથવા તો આકારમાં સર્વ આવિર્ભાવોથી પર હોય છે! એ ભૂમિકામાં સતનો ખ્યાલ પણ ડૂબી જાય છે, અસ્તિત્વનો કાંઇ પણ અર્થ રહેતો નથી! તે સ્થિતિને માટે બૌદ્ધ મતવાળાઓનો 'નિર્વાણ' શબ્દ જ સૌથી વધારે ઉપયુક્ત જણાય છે. જ્ઞાન જાગ્રત થતાં આત્મા ગમે તેટલાં ઊર્ધ્વ ચેતનામાં જાય, તો તેનાથી પણ પર એવી ભૂમિકાઓ છે, જેમાં "સુષુપ્તિ" અને "નિદ્રા" શબ્દોનો પ્રયોગ ઉપયુક્ત હોય છે.

## પૂર્ણયોગમાં સમાધિનો ઉપયોગ :

યોગની સમાધિનો આ સિદ્ધાંત છે. આપણે અહિં એ અટપટા પ્રશ્નમાં ઉંડા ઉતરીશું નહિ. પૂર્ણયોગમાં એ એનો એવડો ઉપયોગ છે તે આપણે ધ્યાનમાં રાખવાનું છે. આધ્યાત્મિક વિકાસની ચોક્કસ ક્ષમતા સુધી, જેની ચોક્કસ મર્યાદા યા તો વ્યાખ્યા આપી શકાય તેમ નથી, તો આપણે સમાધિની સ્થિતિનો આશ્રય લીધા સિવાય પણ તેમાં મળતું જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ. તોપણ ઉચ્ચ ભૂમિકાના કેટલાક એવા આધ્યાત્મિક અનુભવો છે કે જેમનું જ્ઞાન સમાધિની સ્થિતિ પ્રાપ્ત કર્યા વિના બારોબાર–સિવાય કે પ્રતિબિંબ રૂપે–મેળવી શકાતું નથી. વળી જે જે અનુભવો સમાધિ સિવાય બારોબાર પ્રાપ્ત થઇ શકે છે તે બધા પણ સમાધિમાં ઘણી જ સહેલાઇથી મેળવી શકાય છે. આધ્યાત્મિક ભૂમિકા જેમ ઉંચી તેમ સમાધિ દ્વારા તેનો અનુભવ મેળવવામાં સુગમતા, કેમ જે એ ભૂમિકાઓ સામાન્ય જાગ્રત ચેતનાને દુષ્પ્રાપ્ય હોય છે. સમાધિને એકવાર પ્રાપ્ત કર્યા પછી જાગ્રત અવસ્થામાં પણ તેને ઘટાવવી જોઇએ, કારણકે પૂર્ણયોગમાં તો આપણે સમગ્ર જીવનનો સ્વીકાર કરીએ છીએ. એટલે જાગ્રત અવસ્થામાં અને સામાન્ય સ્થિતિમાં પણ સમાધિનો લાભ આપણે મેળવી શકીએ ત્યારે જ તેનો પૂરેપૂરો ઉપયોગ થયો ગણાય.